॥ मधु वाता ऋतायते ॥

# ॥ ऋतायन ॥

## ॥ श्री विष्णुदेव पंडित अभिवादन ग्रंथ ।

માનાર્હ સંપાદક

મહામહોપાધ્યાય અધ્યા.

**શ્રી કેશવરામ કા. શાસ્ત્રી**



સહ સંપાદકો

**શ્રી હિંમતલાલ યુ. દવે**
સાહિત્ય માર્તંડ

**શ્રી રાજેન્દ્ર વિ. પંડ્યા**
એમ.એ.

**પ્રા. હરીશ વિ. પંડિત**
એમ.એ.

**પ્રા. ધનરાજ વિ. પંડિત**
એમ.એ.

**શ્રી ભરત આર. પંડ્યા**
B.Com; LL.M; A.C.A.

આચાર્યશ્રી વિષ્ણુદેવ પંડિત સપ્તતિપૂર્તિ સમારોહ સમિતિ,
અમદાવાદ

अभियादन शीलस्य, नित्यं वृद्धो पसेविनः ।
चत्वारि तस्य वर्धन्ते, आयुर्विद्या यशोवलम् ॥
—मनुस्मृति

અભિવાદન આપીનં, વૃદ્ધોને નિત્ય સેવતા,
ચાર તેનાં વધે શીલ, આયુ વિદ્યા યશો બલ.
—મનુસ્મૃતિ


પ્રકાશક :

આચાર્યશ્રી વિષ્ણુદેવ પંડિત સપ્તતિપૂર્તિ સમારોહ, વતી,
શ્રી ભરતકુમાર આર. પંડ્યા, માનાર્હમંત્રી.
'પ્રેરણા' ભાવિક સોસાયટી,
ફત્તેહનગર, પાલડી,
અમદાવાદ–૩૮૦ ૦૦૭.
ફોન નં. ૪૧૨૧૯૦





પ્રથમ સંસ્કરણ, તા. ૨૭–૧૦–૧૯૮૫

પ્રત : ૧૦૦૦





મુદ્રક :

રાજેશ રમણલાલ ભાવસાર
એવ પ્રિન્ટર્સ
૫૫/૧૪, સિટી મિલ કમ્પાઉન્ડ,
રાયપુર દરવાજા બહાર,
અમદાવાદ–૩૮૦ ૦૦૧. ફોન નં. ૫૦૩૫૫૧

# સંપાદકીય

॥ गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः ॥

આજે તો વેદાચાર્ય પં. વિષ્ણુદેવજી સપ્તતિ વર્ષ પૂરાં કરી રહેલા છે એટલે આ ઉક્તિમાંના વયઃ શબ્દને માટે કોઈ શંકા નથી. પણ મારે વયઃ ની વાત કરવી છે. તે તો એમના ૨૫ મા વર્ષ આસપાસની છે. એઓશ્રીની ભાવના પરમ વૈષ્ણવાચાર્ય આચાર્ય શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજીના વિષયમાં શક્ય હોય તો ચરિતગ્રંથ લખવાની હતી. અમારા બેઉનો આ લગભગ પહેલો નોંધપાત્ર સંબંધ—બેશક, એ પૂર્વે પણ અમદાવાદમાં અમારું અવારનવાર મળવાનું થતું જ હતું. છેલ્લાં ૪૫ વર્ષોમાં તો શ્રી મહાપ્રભુજી' શીર્ષકથી ચાર આવૃત્તિ થઈ ચૂકી છે. છેલ્લી આ ૧૯૮૫ના વર્ષમાંજ, વલ્લભી વૈષ્ણવોમાં પણ આ પુસ્તકનો કેટલો વ્યાપક આદર થયો છે એની આ સાક્ષી પૂરે છે. સન ૧૯૩૭ માં વારાણસીમાં સંસ્કૃત ભાષાનો દર્શનાદિ ગ્રંથોનો અભ્યાસ પૂરો કરીને એ અમદાવાદમાં પરત આવી ગયા. અમારો સંપર્કમાં આછો તો ત્યારથી જ શરૂ થઈ ચૂકયો હતો અને એ સંપર્કનું ફળ તે ૧૯૪૦માં સ્કૂલ લીવિંગ સર્ટિફિકેટ (મૅટ્રિકયુલેશન)ની પરીક્ષા. ઉત્તરોત્તર આગળ વધ્યે જતાં એ ગુજરાત કૉલેજમાં અભ્યાસ કરી બી.એ. થયા ને પછીનાં બે વર્ષમાં એમ.એ. પણ થયા. આમ ઉભયવિધ વિદ્યાઓમાં એમને પ્રભુત્વ પ્રાપ્ત થયું. ૧૯૪૧ થી ૧૯૪૭ સુધી અમદાવાદમાં સ્વ. અંબાલાલ સારાભાઈને ત્યાં 'ભારતીય સંસ્કૃતિ અને સંસ્કૃત વિષયે' માર્ગદર્શનની સેવા આપી. ૧૯૪૭ થી ૧૯૪૯ નાં બે વર્ષ પેટલાદના 'નારાયણ સંસ્કૃત મહાવિદ્યાલય'ના મુખ્ય આચાર્ય—દરજ્જે સેવા આપી. ૧૯૫૧—૫૨ માં 'શ્રેયસ્ ફાઉન્ડેશન'માં રેકટર તરીકે અને સંસ્કૃત વિષયે અધ્યાપક તરીકે સેવા આપી જે સમયમાં એમણે મોન્ટેસરી પદ્ધતિનો ઉપયોગ કરી સંસ્કૃત ભણાવવાના વિષયમાં જુદી જ પ્રણાલી સ્થાપી આપી.

એક બાજુ વિભિન્ન વિષયે ગ્રંથલેખનનું કાર્ય તો અવિરત ચાલુ હતું; ૧૯૪૮ માં 'ગાયત્રી—ઉપાસના' ઉપરનો એમનો જાણીતો ગ્રંથ પ્રસિદ્ધ થઈ ચૂક્યો હતો. 'સંદેશ' પત્ર તરફથી પ્રસિદ્ધ થતા 'સત્—સંદેશ' માસિકના વિશેષાંકોનું સંપાદન તો કર્યે જ જતા હતા. દરમ્યાન ૧૯૫૩ થી ૧૯૫૯ સુધીનાં છ વર્ષ એ માસિકના સંપાદક તરીકે સેવા આપી. એના—વિશેષાંકોમાં 'અવતારકથા' 'ભાગવતકથા' 'ભારતીકથા' 'શિવકથા' 'શક્તિઅંક' 'કૃષ્ણકથા' જેવા માતબર વિશેષાંકનું એમનું સંપાદન દીપી ઊઠયું. એ ગાળામાં ૧૯૫૬ માં 'ગાયત્રી વિજ્ઞાન' અને ૧૯૫૯ માં 'ગાયત્રી પંચાંગ' પણ એમણે આપ્યાં.

મારી એમની વિદ્વત્તા ઉપર સદા દૃષ્ટિ હતી. શ્રીમદ્ ભાગવતના પણ એઓશ્રી ઉચ્ચકોટિના વિદ્વાન હતા. ગુજરાત વિદ્યાસભાના વિદ્યાભવને શ્રીમદ્ ભાગવતની ભારત અને વિદેશોમાં જાણવામાં આવેલી અનેક હસ્તપ્રતોના આધારે સમીક્ષિત આવૃત્તિ તૈયાર કરવાનો નિર્ણય કર્યો ત્યારે મને લાગ્યું કે આવા એક આંતર્રાષ્ટ્રિય પ્રકાશન કાર્યમાં પંડિતજીની સેવા મળે તો એક સારું મંગલાચરણ થાય. અનેક પ્રકારની લેખન પ્રવૃત્તિમાં પરોવાયેલા પંડિતજીને મેળવવા મુશ્કેલ તો હતું જ, પણ મારા તરફની કેવલ લાગણીને ખાતર એમણે શ્રીમદ્ ભાગવત વિભાગમાં મુખ્ય કાર્યકર થવાની સંમતિ આપી. ૧૯૫૫ થી ૧૯૫૮ નાં ત્રણ વર્ષ એમણે પાયાનું કામ જેવું કે શ્રીમદ્ ભાગવતની પ્રસિદ્ધ થયેલી આઠ જેટલી સંસ્કૃત ટીકાઓનું વાચન કરી એમાં પ્રાદેશિક મુખ્ય વાચનાઓ કઈ છે એ એમણે તારવી આપ્યું. એમની નજરમાં ગૌડ, પશ્ચિમીય અને દાક્ષિણાત્ય એ ત્રણ મુખ્ય પાઠ પરંપરાઓ તરી આવી. આ એમનું એ વિષયમાં આગવું દર્શન હતું. આ ઉપરાંત એમણે પાઠાંતરો નોંધવા માટેના પત્રકોના સમગ્ર શ્રીમદ્ભાગવતના બે સેટ કરી આપ્યા. સરકારી દેણગી મેળવવાના વિદ્યા સભાના પ્રયત્ન સફળ ન થવાથી

એ કાર્ય લાચારીથી સ્થગિત કરવું પડ્યું અને અમને મળતી એમની સેવાઓ ત્યાં થંભી ગઈ. આમ છતાં કીડી વેગે અમે પાઠાંતરો નોંધવાનું કામ જૂની હસ્તપ્રતોના આધારે કર્યે જતા હતા તેમાં એમનાં પત્રક આજે ખૂબ જ ઉપયોગી નીવડયાં છે. બે સેટ બનાવ્યા એનો અર્થ એ કે શ્રીમદ્ ભાગવતના અંકિત ૧૪૧૯૬ શ્લોકોની એમને હાથે બે નકલ સુવાચ્ય અમને મળી. અમે આ ત્યારે જ્યારે પાઠાંતરો નોંધીએ છીએ ત્યારે એમની આ સેવા અમારી આંખો સામે મૂર્ત સ્વરૂપે નિહાળિયે છીએ.

૧૯૫૯ થી ૧૯૭૭ સુધી 'ગીતા ધર્મ'ના ધાર્મિક ગ્રંથ અને માસિકના હિંદી–ગુજરાતી વિભાગના સંપાદનની એમની સેવા નોંધપાત્ર બની, જેમાં આ માસિકના વિશેષાંક તો એમનાં હાથે સંપાદિત થયે જ જતા હતા.

એમની વિદ્વત્તાની સાચી મુલવણી તો ૧૯૭૧માં વેદમંદિરના અધ્યક્ષ મહાપંડિત પ્રજ્ઞાચક્ષુ વયોવૃદ્ધ સ્વામી શ્રી ગંગેશ્વરાનંદજીએ કરી. ૨૨ કિલોનું વજન ધરાવતા **ભગવાન વેદ** (મૂલ સંહિતાઓ ઋચાઓની અકારાદિ તો સૂચિ સાથેનાં ચાર મહાગ્રંથ મુદ્રિત થઈ પ્રકાશમાં આવ્યા એ સેવા પણ શ્રી વિષ્ણુદેવજીની. આ ગ્રંથ ભારત તેમજ વિદેશોની અનેક યુનિવર્સિટીઓ, સંશોધન સંસ્થાઓ તેમ પુસ્તકાલયોમાં આદરપૂર્વક મેળવી લેવામાં આવ્યા છે. પૂ. સ્વામીજીએ આ બધાં સ્થાનોમાં એક એક સેટ ભેટ આપ્યો છે, જે એક અસાધારણ કાર્ય થયું છે.

પંડિતજીની અસામાન્ય સેવા તો 'યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ (અમદાવાદ)' તરફથી ૧૯૭૩ થી ૧૯૮૦ સુધીમાં વેદપરિચયની ૨૪ પુસ્તિકા પ્રસિદ્ધ થઈ તેમાં અપાઈ. આ કાર્ય ભારે બુદ્ધિ અને શ્રમ માગી લેનારું હતું અને થાકયા સિવાય સમગ્ર વેદસંહિતાઓનો અભ્યાસ કરી અને એના નિચોડરૂપે અનેક આખ્યાયિકાઓ તારવી આપી ગુજરાતી વાચકો સમક્ષ વેદ સુલભ કરી આપ્યા. એમનો વેદો તરફનો આદર ઉચ્ચકોટિનો રહ્યો છે. એના ફળરૂપે ૧૯૭૯માં 'વેદ પ્રકાશન સમિતિ અને મધુર જ્યોત ટ્રસ્ટ'ની સ્થાપના થઈ, જેનો એકમાત્ર ઉદ્દેશ વેદ સાહિત્યનાં ગુજરાતી ભાષામાં મૌલિક પ્રકાશન આપવાનો છે. ચાર વેદોનાં ભાષાભાષ્યોનાં સંશોધન પ્રકાશન (૧૯૭૭ થી ૧૯૮૨ અને હજી ચાલુ એ આ ટ્રસ્ટનો પરિપાક છે. ૧૯૮૩–૮૪માં યજુર્વેદના શતપથ બ્રાહ્મણનો વિશદ ગુજરાતી અનુવાદ સવિવેચન બહાર આવ્યો, તો ૧૯૮૫ના આ વર્ષ સુધીમાં અથર્વવેદ સંહિતા—ભાષાભાષ્ય ગ્રંથશ્રેણી ૧ થી ૬ અસ્તિત્વમાં આવી છે.

પ્રસિદ્ધ થનારા ગ્રંથોમાં 'સામવેદ સંહિતાગાન બ્રાહ્મણ ભાષ્ય'—ગ્રંથ શ્રેણી ૭ થી ૯ અને 'ઋગ્વેદ સંહિતા બૃહદ્દેવતા ભાષાભાષ્ય'—ગ્રંથ શ્રેણી ૧૦ થી ૧૩ હવે થોડા વખતમાં જ પ્રકાશિત થશે.

એમના નાના ગ્રંથોનો તો અહીં નામનિર્દેશ પણ નથી કરતો. ૧૫૦ થી પણ વધુ નાના મોટા ગ્રંથો મુખ્યત્વે ગુજરાતી પ્રજા સમક્ષ આપીને પંડિતજીએ વિક્રમ સ્થાપી આપ્યો છે.

એમના અનેક ગ્રંથમાંના બે ગ્રંથ 'કૃષ્ણકથામૃત' અને 'ભાગવત વિચારસુધા' શ્રીમદ્ ભાગવતના પ્રબળ અભ્યાસના પરિપાક છે. આ ગ્રંથો એમના મૌલિક સંશોધનાત્મક છે અને કોઈપણ યુનિવર્સિટીની 'ડી–લિટ્'ની માનદ્ ડિગ્રીને યોગ્ય છે. પં. વિષ્ણુદેવજીની એક વિશિષ્ટતા ઊડીને આંખે વળગે તેવી છે અને એ એમનું મૌલિક દર્શન! કોઈનું કરેલું એ રજૂ કરતા નથી; કાં તો એ તદ્દન મૌલિક હોય છે યા તો તેનું તે નવી જ દૃષ્ટિથી રજૂ થતું હોય છે, એટલે એમના વાચકોને એમાંથી નવું જ સાંપડે છે.

સિત્તેર વર્ષનું વય વટાવી ચૂકેલા પંડિત પ્રવર શ્રી વિષ્ણુદેવજી આજેપણ યુવક હોય તે રીતે ગ્રંથ લેખનનું કાર્ય અવિરત કરી રહ્યા છે, અને એ સામાન્ય કોટિના નહિ, વૈદિક કોટિના વૈદિક સાહિત્યના અનુવાદ તેમ અભ્યાસ ગુજરાતી ભાષામાં વિરલ છે. સ્વ. મોતીલાલ ઘોડા જેવા વિદ્વાને સંહિતાનો ગુજરાતી અનુવાદ આરંભેલો; પણ ચારે સંહિતા ગુજરાતીમાં આવી શકી નહિ. પં. વિષ્ણુદેવજી સંહિતાઓના અનુવાદમાં સીમિત ન બનતાં એમાંના રહસ્યોનું ઉદ્ઘાટન કરવાનું અભૂતપૂર્વ કાર્ય અભ્યાસકો સમક્ષ સાદર કર્યે જાય છે અને એ પણ નિર્વ્યાજ નિષ્કામ બુદ્ધિથી. આ વિરલ છે અને સર્વથા ધન્યવાદને પાત્ર છે.

એમની વિદ્વત્તાનો પરિચય આ અભિનંદન ગ્રંથમાં એમના વિવિધ વિષયોના ગ્રંથોના વિષયમાં ભિન્ન ભિન્ન વિદ્વાનોએ સમીક્ષાત્મક અવલોકન આપ્યાં છે, તેનાથી સુલભ થશે. ગુજરાતે આવા બહુશ્રુત વિદ્વાન થોડા જ જોયા છે તેઓમાં આદરપૂર્વક સ્થાન લઈ શકે તેવા આ પંડિત ગણતરી વખતે ટચલી આંગળીના ટેરવામાં સ્થાન પામે તેવા અનુભવાઈ રહ્યા છે. જે ગુજરાતનું તો ગૌરવ છે જ, ભગિની ભાષાઓમાં એ પ્રકારનું વેદસંશોધનાત્મક કાર્ય જવલ્લે થયું હોઈ, ભારતનું પણ ગૌરવ છે.

એમનું આગવું વ્યક્તિત્વ એમના સંપર્કમાં આવનારા અનેક મહાનુભાવોએ અનુભવ્યું છે તે પણ અનેક વિદ્વાનો અને મહાનુભાવોએ લખી મોકલેલા અનુભવ લેખમાંથી તરી આવતું જોવા મળશે.

અહીં નામ આપ્યા સિવાય સમીક્ષક વિદ્વાનો તેમજ અનુભાવક મહાનુભાવો અને સજ્જનોનો આભાર વ્યક્ત કરું છું.

આ ગ્રંથની પાછળ ભારે મૂલ્યવાન સેવા તો ભાઈશ્રી ભરતકુમાર પંડયા અને શ્રી હિંમતલાલ યુ. દવે, એ આપી છે. બહુ જ થોડા સમયમાં અનેક વિદ્વાનો અને મહાનુભાવોને જાતે મળી, પંડિતજીના ગ્રંથ પહોંચાડી, એમની પાસેથી સમીક્ષાત્મક અને પરિચયાત્મક લેખસાહિત્ય મેળવી ગ્રંથાકારે સુલભ કરી આપ્યા છે. છાપખાનું પણ એવું મળ્યું કે થોડા જ સમયમાં આવડો મોટો ગ્રંથ છાપી આપ્યો. આ માટે શ્રી ભરતકુમારનો તેમજ છાપખાનાના માલિક શ્રી રમણલાલ ડી. ભાવસારનો અહીં જેટલો આભાર માનું તેટલો થોડો છે. પંડિતજીના વિદ્વાન પુત્રો પ્રો. હરીશ અને પ્રો. મહાદેવ તથા માહિતીખાતાના અધિકારીશ્રી રાજેન્દ્રભાઈ પંડયાની સેવાઓ અમને મળી ન હોત તો જે સર્વાંગસુંદરતા મળી છે તે ન મળી હોત, તેથી એમને તો આશીર્વાદ આપીને જ કૃતાર્થતા અનુભવવાની છે.

પંડિતજી મારાથી તો ખાસા ૧૧ વર્ષ નાના છે. એટલે મારે પણ એમને આશીર્વાદ આપીને જ ધન્યતા અનુભવવાની છે. એ સાથે એ ભાવના સેવવાની છે કે એઓશ્રી સ્વાસ્થ્યપૂર્ણ સુદીર્ઘ જીવન જીવતા અનેક આકર વૈદિક સાહિત્યનાં સંશોધન–પ્રકાશન કરવા શક્તિમાન રહે. પ્રભુ એઓશ્રીને શતાયુ બક્ષે એવી ભક્તિભાવપૂર્વક પ્રાર્થના.

તા. ૨૩–૧૦'–૮૫
મધુવન,
એલિસબ્રીજ,
અમદાવાદ—૬.

**કેશવરામ કા. શાસ્ત્રી**
સંપાદક

# ભારતીય સંસ્કૃતિની અખંડ જ્યોત

— શ્રી નટવરલાલ લીલાધર ઠક્કર
પ્રમુખ સમારોહ સમિતિ

ગુજરાતને વિદ્વત્તાથી ગૌરવ અપાવનાર પંડિત વિષ્ણુદેવ પર ભગવાન વેદ નારાયણે પરમ કૃપા વરસાવી છે આજે પંડિતજી વેદમગ્ન ધ્યાનદશામાં નિમગ્ન છે. જગતના સાંપ્રત પ્રવાહોમા ભલે તેમને જોઈએ પરંતુ તેમન અંતરમાં તો ભારતીય સંસ્કૃતિની અખંડ જ્યોતિ જલતી રહે છે.

તેમના અંતરમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આદિ ત્રિદેવનું રચમાણ છે. તો ચેતનામાં ગૌરી, ભારતી અને લક્ષ્મીની પ્રતિચ્છાયા આવિર્ભૂત છે.ભગવાન વિષ્ણુના આરાધકો સમક્ષ શ્રીમદ્ ભાગવતનાં કથાનકો, સ્તોત્રો અને સ્તુતિઓ દ્વારા વૈષ્ણવી દર્શન રજૂ કરતું સાહિત્ય—'કૃષ્ણ—કથામૃત' અને વિષ્ણુસ્તવનો દ્વારા જનતાને પરિતોષે છે.

માનવજીવનને દૈવિક ભાવ તરફ અનુસંધાન કરાવીને અતિ સામાન્ય વર્ગને મંગલ પથ તરફ દોરે છે આમ એઓશ્રીએ એક સો પચાસ ગ્રંથ રૂપી દીપકોની દીપમાળા પ્રગટાવી ગુજરાતના ગૌરવનો પ્રકાશ પાથર્યો છે.

ભારતીય સંસ્કૃતિના મૂલ તત્ત્વ એ ચારે વેદોનું જ્ઞાન ગુજરાતી ભાષામાં ભાષા—ભાષ્ય કરીને ભવ્યતા ઊભી કરી છે. આજ સુધી ગહન ગણાતા અને વિરદ્ વર્ગને જ ભોજ્ય એવા વેદનો જ્ઞાન પ્રચાર તેઓશ્રીએ જનતા સમુદાયના જ્ઞાન ક્ષેત્રમાં ગુંજન કરતો મૂકયો છે.

એઓશ્રીએ યજુર્વેદના ત્રણ ગ્રંથો તથાં અથર્વવેદનાં ત્રણ ગ્રંથો પ્રગટ કરી ગુજરાતની જનતા સમક્ષ ગહન વેદ જ્ઞાનને અતિ સરળ રીતે રજૂ કરી મહાન કાર્યથી ગુજરાતની જનતા સમક્ષ સરળ, સુબોધ અને સુવાચ્ય વેદ ગ્રંથો રજૂ કરવાનું શ્રેય કાર્ય કર્યું છે.

ગુજરાતને ગૌરવ બક્ષનાર વેદજ્ઞાતા પંડિતજી જેવા મહાન વિદ્વાનનું સન્માન થવું જોઇએ. એવું હૃદયમાં એક પ્રકારનું મનોમંથન ચાલતું હતું પરંતુ મારી ભાવનાનો પડઘો જાણે ન પડયો હોય તેમા બ્રાહ્મણ યુવાન પુત્ર કે જેમણે આ ગ્રંથોનું વાચન, મનન કરી પ્રકાશન કાર્યોમાં પૂર્ણ સહયોગ આપનાર શ્રી ભરતભાઈ આર. પંડયા, નો પરિચય આ કાર્યમાં કરોડરજ્જૂ સમો ચેતનવંત રહ્યોઅને માત્ર એક જ માસના ટૂંકા સમયમાં અમે પૂજ્ય પંડિતજી માટે આ સમારોહ યોજી શકવા માટે સદ્ભાગી બની શકયા છીએ.

આ કાર્યનું આયોજન વિચાર્યું. કાર્ય અને વિચારોનાં વર્તુળ દોરાયાં આ શુભ પ્રવૃત્તિના આવકારદાયક કાર્યમાં મ. મ. કેશવરામ કા—શાસ્ત્રી જેવા વિદ્વાન સંપાદક અને સહ—સંપાદક મંડળનો સાથ સહટાર સાથે અન્ય ધર્માનુરાગી ભાઈ—બહેનોનો સાથ પણ સાંપડયો.

સમારોહની સાથે સાથે મંત્રીશ્રી ભરતભાઈ પંડયા સભારંભની આદિ ઈતિ સુધીની કાર્ય—ધારા અંગીકાર કરી નાનાં મોટાં કાર્યોમાં પંડિતજીના આ સમારોહની પૂર્ણતા માટે અતિ પરિશ્રમ કરીને પંડિતજી પ્રત્યેનો ભાવ અને વેદ નારાયણનું સન્માન કરીને ભારતીય સંસ્કૃતિનાં સંરક્ષક પૂજક અને વેદ પ્રસારકને બિરદાવવાનું શ્રેયસ્કર કાર્ય કરે છે તેથી સંતોષ અનુભવું છું.

આપણી ભારતીય સંસ્કૃતિની અમૃતવેલને આજના યુવાનો દ્વારા જ્ઞાન જળથી સિંચન કરે તો એ નવ પલ્લવિત બનીને વિશ્વકુંજમાં ભારતીય સભ્યતાની સુવાસ મહેંકાવી સમગ્ર વિશ્વમાં ભારતીય સંસ્કૃતિનું સાર્વભૌમત્વ સ્થાપિત કરશે અને મા ભારતીના સંસ્કાર ધનનું ગૌરવ વધારશે. એવો ઊજળો દિવસ જરૂર આવશે એવી ઇશ્વરને પ્રાર્થના છે.

श्री चन्द्रमौलीश्वराय नमः ॥

श्री–शङ्करभगवत्पादाचार्य परम्पराऽऽगत–

श्री—काञ्ची—कामकोटि—पीठाधिपति—

# जगद्गुरु–श्री–शङ्कराचार्य–स्वामिनाम्
# श्रीमठम् संस्थानम्

काञ्चीपुरम् ॥

यात्रास्थानम्
त्र्यंबकक्षेत्रम्
महाराष्ट्रम् ।

अहमदाबाद नगरनिवासिनः वेदवेदाङ्गवेदान्त विद्वद्वरेण्याः अनेकग्रन्थनिर्मातारः अस्मत्पीठ नियुक्तेषु कर्मसु तदा तदा० व्यावृताः श्री विष्णुदेव पण्डिताः सफलामायुषः सप्तति संपूरयन्तीति विदित्वा मुदितान्तरङ्गैः श्रीचरणैः एकसहस्त्र रुप्यकसन्मान पुरः सरं तेभ्यः इत्योऽप्यधिकां आयुषः सन्ततिं शतमानामाशास्य क्रियते ।



संवत–२०४१
अश्विनशुक्लसप्तमी

—नारायण स्मृतिः

# માનાર્હમંત્રીનું નિવેદન

આ એક ધન્ય પળ ! જીવનની મધુર સ્મૃતિ ! આત્મ સંતોષની અનુભૂતિ ! કેવી આહ્‌લાદક સ્વપ્નસિદ્ધિ ! મારા ગુરુજીનું ભાવ પૂજન ! તેઓશ્રીનું સપ્તતિપૂર્તિ સમારોહની ઉજવાણીનું આજે મંગલ દર્શન !

પણ ગુરુજી સાથેના સંબંધમાં આવવામાં બે સંસ્મરણ કેવાં સ્મૃતિપટ પર અંકિત થાય છે. દોરું ને બે પ્રસંગ ચિત્રો ! ગ્રીષ્મનો તાપ, અમદાવાદ નીડામરતી સડકો ઉપર પોતાનું સામ્રાજ્ય સ્થાપી ચૂક્યો હતો. પક્ષીઓ તાપથી બચવા માળામાં મૌન બેસી ગયાં ! સડકો શૂન્ય સમી હતી. ડામર પીગળતી એ સડક પર ગુજરાતના ૭૦ વર્ષની ઉંમરના વેદજ્ઞ વિદ્વાન કપાળ પર હાથ છાજલી કરી સડકને ચાંપતા જતા હતા. આખો ઝબ્બો પરસેવાથી તરબોળ, એક ઇંચ પણ કોરું કાપડ જણાય નહિ. છતાંય ઠેઠ ગીતામાર્ગને પસાર કરી એલિસબ્રિજ પર થઈને આશ્રમરોડના પૂજ્ય મહાત્માજીની પ્રતિમા પાસે આવેલ કૃષ્ણાપ્રિન્ટરી સુધી પગે ચાલીને જતાં મેં જોયા ! આ દશ્ય મારે માટે સમસ્યા રૂપ હતું મેં આ વેદજ્ઞ વ્યકિતને બોલાવ્યા ! પણ તે ઓળખી શકયા નહિ. હું નામ બોલ્યો અને તરત જ વેદ વિચારના વર્તુળને વીંધીને કહે કે "મારો ભરત !" બસ આ દૃશ્યે મારા હૃદયમાં સંવેદના જાગી ! આ વેદજ્ઞ વિદ્વાન તે આપણા સૌના અને ગુજરાતના ગૌરવ રૂપ આચાર્ય વિષ્ણુદેવ પંડિત !

સ્વ સંવેદનાએ અંતરને ઢંઢોળ્યું ! અવાજ આવ્યો ! આ વિદ્વદ્ વર્ય મારો સ્વીકાર કરે તો હું વેદ નારાયણની ઉપાસના કરું અને આ વિદ્વાન પાસે માત્ર વેદના જ ભાષાભાષ્ય લખાવું અને આ તપ ! આ વ્યર્થ જતો સમય વેદલેખનમાં વપરાય તો કેવું સારું ! આ નિર્મળ વિદ્વાને મને પોતાનો કરી મારો સત્કાર કર્યો.

મારું ધન્ય ભાગ્ય કે હું આ સ્વીકારને પાત્ર બનાવ્યો. મારો જીવનમંગ યજ્ઞનાં ધોરણે કાર્ય કરો. મેં આવાહન કર્યું. અને અત્યંત પ્રસન્નતાથી વ્યક્ત કરું છું કે સન–૧૯૮૫ના આ બાર માસમાં આજે "અથર્વવેદ"ના ત્રણ ભાગ, પ્રત્યેક આઠસો પૃષ્ઠના અમે "મધુર જ્યોત ટ્રસ્ટ" અને "વેદ પ્રકાશન સમિતિ દ્વારા પ્રકાશિત કર્યા. તથા 'શિવકથા', 'કૃષ્ણ કથામૃત,' 'શિવશકિત સ્તવન,' 'શ્રી મહા પ્રભુજી,' 'ભાગવત સ્તુતિ પંચક,' 'ભાગવત વિચાર,' 'ગાયત્રી અનુષ્ઠાન પદ્ધતિ,' 'ગાયત્રી ઉપાસના,' 'ગાયત્રી વિજ્ઞાન,' શક્તિ અંક, તથા તેમના સાન્નિધ્યે "પંચાયત દેવ સ્તુતિ" મળી કુળ ચૌદ દળદાર ગ્રંથોનું પ્રકાશન કરવા સદ્‌ભાગી બન્યા છીએ. તે પણ વેદ નારાયણની પરમ કૃપાનું જ પરિણામ ગણાય.

વેદના ગ્રંથો તૈયાર થયા ! પણ પ્રચારનું શું ? આ વેદજ્ઞ મનીષિ બોલ્યા કે, વેદનો પ્રચાર કરવાનું થશે તો હું વેશ્યાને ત્યાં પણ જઇને વેદોનો પ્રચાર કરીશ." પણ વેદ નારાયણે એક વિપ્ર પુત્રના હસ્તે જ વેદ પ્રચારનું કાર્ય સોંપ્યું. તેને માટે હું ખૂબ જ ભાગ્યશાળી બન્યો.

ગુરુજી જ્ઞાત વાતમાં એક દિવસ કહે, "ભરત ! સિત્તેર વર્ષ પૂરાં થાય છે ચારે વેદનું ભાષાભાષ્ય કાર્ય પૂર્ણ થાય એવું નારાયણ પાસે માગું છું." "તેમની ષષ્ટિપૂર્તિ તો નથી ઉજવાઈને સપ્તતિ પૂર્તિ સમારોહ એ નિશ્ચય સાકાર થયો. આ સમારોહનું આજે ઉદ્‌ઘાટન થઈ રહ્યું છે. ત્યારે મારા કાર્યમાં પૂર્ણ સહયોગ આપનાર શ્રી હિંમતલાલ યુ. દવે, પ્રા હરીશ પંડિત, શ્રી રાજેન્દ્રભાઈ પંડ્યા, શ્રી નિરંજન વ્યાસ, શ્રી મહેશ શાહ, પ્રા. શ્રી ધનરાજ પંડિત તથા 'એવ' પ્રિન્ટર્સના માલિક તથા કર્મચારીઓનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. એક માસના ટૂંકા સમયમાં લગભગ અઢીસો પૃષ્ઠનો જ્ઞાન સમૃદ્ધ દળદાર અભિવાદન ગ્રંથ 'ઋતાયન' ગુજરાતનાં ચરણે ધરતાં અત્યંત આનંદ અને ગૌરવ અનુભવું છું.

—ભરત આર. પંડ્યા
સમારોહ સમિતિ

○ સંપાદકીય —મ. મ. શ્રી કે. કા. શાસ્ત્રી
○ પ્રકાશકીય —શ્રી નટવરલાલ લીલાધર ઠક્કર
○ આશીર્વાદ —શ્રી કાંચિકામ કોટી પીઠાધિપતિ શંકરાચાર્યજી
○ નિવેદન —શ્રી ભરત આર. પંડયા
○ શુભેચ્છાઓ —વિવિધ ક્ષેત્રોના અગ્રણીઓ
○ વેદાચાર્ય વિષ્ણુદેવજી —વિવિધ તસ્વીરોમાં.

# ✻ અનુક્રમ ✻

## સંસ્મરણ લેખો


| ક્રમ | લેખ | લેખકો | પાના નં. |
|---|---|---|---|
| ૧. | આજના ભારની ઉત્તમ સેવા | —શ્રી કાકાસાહેબ કાલેલકર | ૧ |
| ૨. | અભિવાદન | —શ્રી કે, એસ. શાસ્ત્રી (ઉપકુલપતિશ્રી) | ૩ |
| ૩. | મારી શુભાશિષ | —શ્રી પૂ. રવિશંકર મહારાજ | ૪ |
| ૪. | અમારા શુભાશીર્વાદ | —શ્રી જગદ્ગુરુશ્રી અભિનવ સચ્ચિદાનંદજી | ૫ |
| ૫. | વેદસાહિત્ય પર અધિકાર | —શ્રી સ્વામીશ્રી ગંગેશ્વરાનંદજી | ૬ |
| ૬. | શ્રી વિષ્ણુદેવ પંડિત | —શ્રી શ્રીમતી મૃણાલિનીસારાભાઈ | ૮ |
| ૭. | આ, વિષ્ણુદેવ પંડિતની સાથે | —શ્રી દેવેન્દ્રવિજયજી | ૯ |
| ૮. | પં. વિષ્ણુદેવજીનો સ્વાધ્યાયયજ્ઞ | —શ્રી શ્રી નારાયણ ભ. વ્યાસ (ભાષા નિયામક) | ૧૦ |
| ૯. | ગુજરાતી સાહિત્યનો વારસો | —શ્રી શ્રી માધવસિંહ સોલંકી | ૧૨ |
| ૧૦. | વિષ્ણુદેવની વેદયાત્રાનો એક અંશ | —શ્રી જશવંતભાઈ ઠાકર | ૧૩ |
| ૧૧. | પ્રસન્નતાનીશ્રી | —શ્રી ડૉ. રમણલાલ જોશી | ૧૪ |
| ૧૨. | ધ્રુવવ્રત વિષ્ણુદેવજી | —શ્રી પ્રો. વસંતરાય ગૌ. પંડયા | ૧૫ |
| ૧૩. | દૃઢ વૃત્તી હિ મનસ્વિનઃ | —પ્રિ. ડૉ. સી. એલ. શાસ્ત્રી | ૧૭ |
| ૧૪. | વિપ્રવર વિષ્ણુદેવ ભાઈ | —આચાર્ય ભાઈશંકર પુરોહિત | ૧૮ |
| ૧૫. | વિષ્ણુદેવ પંડિત : સદાયુવાન | —પ્રો. પુરુષોત્તમ ગણેશ માવળંકર | ૧૯ |
| ૧૬, | નિસ્પૃહી પાંડિત્યની વિશિષ્ટ છાપ | —શ્રી વાસુદેવ મહેતા | ૨૩ |
| ૧૭. | વેદોના લોકશિક્ષક પંડિતજી | —શ્રી ભાઈદાસ પરીખ | ૨૪ |
| ૨૧. | યજ્ઞ પુરુષની ઉપાસના | —શ્રી પ્રભાશકંર રાવળ | ૨૫ |
| ૨૨. | અદ્યતન યાજ્ઞવલ્કય | —શ્રી મનુભાઈ વ્યાસ | ૨૬ |
| ૨૩. | હરતી ફરતી વેદસંસ્થા | —પ્રો. વાસુદેવ પાઠક | ૨૮ |
| ૨૪. | ગુજરાતના અદ્વિતીય વેદમૂર્તિ | —શ્રી જમિયત પંડયા | ૨૯ |

| ક્રમ લેખ | લેખકો | પાના નં. |
|---|---|---|
| ૨૫. અમારા સહાધ્યાયી | —શ્રી જશવંતરાય ભટ્ટ | ૩૦ |
| ૨૬. પ્રેરણામૂર્તિ શ્રી વિષ્ણુદેવ ભાઈ | —શ્રી વિષ્ણુપ્રસાદ ડા. શુકલ | ૩૧ |
| ૨૭. અમારા મોટાભાઈ | —શ્રી વિક્રમદેવ પંડયા | ૩૨ |
| ૨૮. વૈદિક પરંપરાના ઉદ્ગાતા | —શ્રી હિંમતલાલ યુ, દવે | ૩૩ |
| ૨૯. ચતુર્વેદી પંડિતશ્રી વિષ્ણુદેવજી | —શ્રી રોહિત ભાઈ દવે | ૩૫ |
| ૩૦. સાજન બેઠું માંડવે | —પ્રો, હરીશ વિ, પંડિત | ૩૭ |
| ૩૧. સંધોધક આચાર્યશ્રી વિષ્ણુદેવજી | —શ્રી રામણલાલ ડી. ભાવસાર | ૩૯ |
| ૩૨. વેદમૂર્તિશ્રી વિષ્ણુદેવ | —સ્વામી રામકુમાર દાસજી (ખાખી) | ૪૦ |
| ૩૩. શતાયુર્વૈ પુરુષ: | —શ્રી નર્મદાશંકર ન. શાસ્ત્રી | ૪૧ |
| ૩૪. સ્નેહસ્નિગ્ધ રણકાર | —ડૉ. યોગેન્દ્ર વ્યાસ | ૪૨ |
| ૩૫. ગીતાધર્મના સંપાદક | —સ્વામી શ્રે મંગલાનંદજી | ૪૩ |
| ૩૬. શ્રોત્રિય મહર્ષિ વિષ્ણુદેવ પંડિત | —શ્રી નર્મદાર્શકર શાસ્ત્રી | ૪૪ |
| ૩૭. સાક્ષર પિતાના વેદજ્ઞ પુત્ર | —શ્રી વિષ્ણુપ્રસાદ વ. જોષી | ૪૫ |
| ૩૮. સ્મરણ પટ ઊકલે છે. | —શ્રી ભરત આર. પંડયા | ૪૬ |
| ૩૯. આધ્યાત્મિક જ્ઞાનના વારસદાર | —શ્રી ગિરિજાશંકર જોશી | ૪૭ |
| ૪૦. ઔદીચ્ય જ્ઞાતિનું ગૌરવ | —શ્રી જયંતીલાલ ના. વ્યાસ | ૪૮ |


## અ ્યયન લેખો


| | | |
|---|---|---|
| ૧ વેદની ફોરમ | —શ્રી ઉમાશંકર જોશી | ૧ |
| ૨ વેદનું રહસ્ય | —શ્રી કે. કા. શાસ્ત્રી | ૩ |
| ૩ સ્વાધ્યાયયજ્ઞનું સુફળ | —ડૉ. રમણલાલ જોશી | ૫ |
| ૪ પં. વિષ્ણુદેવજીના વિશિષ્ટ ગ્રંથો | —ડૉ. ચિમનભાઇ ત્રિવેદી | ૯ |
| ૫ માનસ ચેતનાનો આવિર્ભાવ | —મા. ન્યાયમૂર્તિશ્રી નારાયણભાઇ ભટ્ટ | ૧૧ |
| ૬ ચમત્કારો વિનાની કૃષ્ણકથા | —ડૉ. રઘુવીર ચૌધરી | ૧૩ |
| ૭ શબ્દતીર્થના ઘાટે | —શ્રી રાધેશ્યામ શર્મા | ૧૬ |
| ૮ વેદવાણીના ભગીરથ | —ડૉ. હસુ યાજ્ઞિક | ૧૭ |
| ૯ મહામૂલી સંસ્કારવેલ | —શ્રી ભોગીલાલ ગાંધી | ૧૯ |
| ૧૦ આધ્યાત્મિક સ્વરૂપની ઝાંકી | —પ્રા. જેઠાલાલ શાહ | ૨૧ |
| ૧૧ વિશાળ મૌલિક રચનાઓ | —પ્રો. જી. ન. વૈજાપુરકર | ૨૩ |
| ૧૨ વેદસેવાનું ભગીરથકાર્ય | —ડૉ. ભગવતી પ્રસાદ પંડ્યા—પં. બાલકૃષ્ણ પંચોલી | ૨૫ |
| ૧૩ આધ્યાત્મિક અર્થઘટનનો સ્વીકાર | —પ્રો. જે. જે. પંડ્યા | ૨૯ |
| ૧૪ લોકોપયોગી ગ્રંથ | —પ્રા. આર. બી. આઠવલે | ૩૧ |
| ૧૫ પ્રતિભાની પરાકાષ્ટા | —પં. ગૌરીનાથ શુકલ | ૩૩ |
| ૧૬ સામ્પ્રદાયિક દષ્ટિથી પર | —ડૉ ગોવિન્દલાલ શં. શાહ | ૩૫ |
| ૧૭ રાષ્ટ્રભાવનાનું બીજ | —ડૉ શાંતિલાલ ઠાકર | ૩૯ |
| ૧૮ પિતૃપરંપરાની સ્મૃતિ | —શ્રી જયંતિલાલ આચાર્ય | ૪૧ |

| ક્રમ લેખ | લેખકો | પાના નં. |
|---|---|---|
| ૧૯ શ્રીમદ્ ભાગવત સંશોધનને માર્ગે | —શ્રી સીતારામ શાસ્ત્રી | ૪૩ |
| ૨૦ આચાર્યશ્રીની સાહિત્ય સેવા | —શ્રી જેઠાલાલ ત્રિવેદી | ૪૫ |
| ૨૧ સાંસ્કૃતિક જાગૃતિનું કવિકર્મ | —પ્રા. હરિશ વિ. પંડિત | ૪૭ |
| ૨૨ શ્રી મહાપ્રભુજી એક અવલોકન | —પ્રો કુ. બી. આર. ઠક્કર | ૫૦ |
| ૨૩ શિવકથા એક વિશ્લેષણ | —શ્રી કૌટિલ્ય શુકલ | ૫૧ |
| ૨૪ પ્રથમ પુસ્તક પુષ્પ | —શ્રી રાજેન્દ્ર પંડ્યા | ૩૧ |
| ૨૫ સર્વોદય વિચારધારા અને પંડિતજી | —ડૉ. હરિશ વ્યાસ | ૫૨ |
| ૨૬ ગાયત્રી વિજ્ઞાનની વિશિષ્ટ ઉપાદેયતા | —પ્રો કે. બી. મહેતા | ૪૩ |
| ૨૭ વિષ્ણુદેવ કાકા | —પ્રો. શાંતિલાલ ના–બાંભાણિયા | ૫૭ |
| ૨૮ વેદપુરાણમહત્કાર્યમ્ | —પં. રામદાસ કૌડિન્ય | ૬૧ |
| ૨૯ વેદાભ્યાસી મીમાંસક | —શ્રી જેઠાલાલ જોશી | ૫૬ |
| ૩૦ ગુજરાતની જનતાનું સરવૈયું | —શ્રી ભરત આર. પંડ્યા | ૫૬ |


## વાઙ્મય ચિંતન


| | | |
|---|---|---|
| ૧ વેદ કે દાર્શનિક સૂક્ત<br>વેદ સૂક્તોની વિચારપૂર્ણ રજૂઆત | —ડૉ. રાજેન્દ્ર નાણાવટી | ૧ |
| ૨ ઋગ્વેદ પરિચય | —ડૉ. એસ્તેર સોલોમન | ૬ |
| ૩ યજુર્વેદ શતપથ ભાષાભાષ્ય | —ડૉ. જયદેવ પો. શુકલ | ૧૨ |
| ૪ સામવેદ સસ્વર ભાષાભાષ્ય | —ડૉ. ભગવતીપ્રસાદ પંડ્યા | ૧૮ |
| ૫ અથર્વવેદ ગ્રંથત્રયી | —ડૉ. લક્ષ્મેશ જોશી | ૨૩ |
| ૬ યજુર્વેદ પરિચય | —ડૉ. અમૃત ઉપાધ્યાય | ૨૮ |
| ૭ હોતાઓના આશ્રમોના આનંદપર્યટને | —ડૉ. નટવરલાલ યાજ્ઞિક | ૩૨ |
| ૮ સામવેદ પરિચય | —ડૉ. જયંતિલાલ કે. ભટ્ટ | ૩૫ |
| ૯ અથર્વવેદ પરિચય | —ડૉ. દશરથભાઈ વેદિયા | ૩૮ |
| ૧૦ ભગવાન શંકરાચાર્ય | —ડૉ. રમેશ બેટાઈ | ૪[illegible] |
| ૧૧ હિન્દુ ધર્મદર્શન | —ડૉ. નારાયણ કંસારા | ૪[illegible] |
| ૧૨ કૃષ્ણકથામૃત—એક અમૃતપાન | —પ્રો. પ્રેમાબહેન ટાટુ | [illegible] |
| ૧૩ શિવકથાની તીર્થયાત્રા | —પ્રો પી. સી. દવે | ૬[illegible] |
| ૧૪ ભારત તીર્થ દર્શન | —ડૉ. શરદ શાસ્ત્રી | ૭[illegible] |
| ૧૫ પંડિતજીની ભાગવતભક્તિનં ફલદ્રૂપ | —ડૉ. શાંતિકુમાર પંડ્યા | ૭[illegible] |
| ૧૬ મધુરદર્શી આચાર્ય | —પ્રો. નીતીન દેસાઈ | ૭[illegible] |
| ૧૭ સા વિદ્યા યા વિમુકતયે | —પં બાલકૃષ્ણ પંચોલી | ૮[illegible] |
| ૧૮ શુભાશંસનામ્ | —ડૉ. અરુણોદય જાની | ૮[illegible] |
| ૧૯ શુભાશીરિયમ્ | —મ. મ. અનુપરામ શાસ્ત્રી | ૮[illegible] |
| ૨૦ દેવોઽપાયાન્નોવત દ્વિપણરૂપ : | —શાસ્ત્રી મહાશંકર ત્રિવેદી | ૮[illegible] |
| ૨૧ શુભાશંસનમ્ પત્ર | —જગન્નાથ શિવશંકર ઉન્ડ્ડ જોષી | ૮[illegible] |



RAJ BAAVAN.
GANDHINAGAR-382020
GUJARAT

GOVERNOR
GUJARAT

## MESSAGE

I am glad, to learn that Acharaya Shri Vishnudev Sankleswar Pandit, a learned Sanskrit Scholor, who dedicated his life to learning and teaching our sacred scriptures, is completing 70 years.

I convey my good wishes on this occasion.

Sd./

(B. K. NEHRU)



## એમને નેત્રોનું તેજ ઈશ્વર બક્ષે

આચાર્ય શ્રી વિષ્ણુદેવ પંડિતજીને હું ઘણાં વર્ષોથી ઓળખું છું. એમની વિદ્વત્તા અને એમની વેદસેવાથી હું પ્રભાવિત પણ છું. ગુજરાતમાં વેદ વિશે એમણે જે વૈચારિક વાતાવરણ ઊભું કર્યું છે અને પ્રાચીન સંસ્કૃતિ પ્રત્યે જોવાનો જે વિશિષ્ટ દૃષ્ટિકોણ આપ્યો છે એમાં જાણે ભગવાનનો જ કોઈ સંકેત રહેલો છે. આ સંકેત એ રીતે છે કે જે ભગીરથ કામગીરી મોટી મોટી વિદ્યા સંસ્થાઓ હાથ ઉપર લેતાં અચકાય એવી યોજનાઓ પૂજ્ય પંડિતજીએ લગભગ એકલે હાથે ઉપાડી લીધી છે. એ પછી મદદ કરનાર કાર્યકર્તાઓ, વિદ્વાનો, અધ્યાપકો, વગેરે એમને આવી મળ્યા અને ગુજરાત સાહિત્ય અકાદમીએ આ વિરાટકાય પ્રકાશનનો વિધિપૂર્વક સ્વીકાર કર્યો. સ્વાધ્યાયયજ્ઞનું આવું તપ અગાઉ કરનારા ભેખધારીઓનાં પ્રેરણા અને પ્રોત્સાહન જ એમને આવા ભાષાભાષ્યો પૂર્ણ કરવા માટે દીર્ઘાયુષ્ય આપશે એમાં શંકા નથી. એમની આંખોનું તેજ ઓછું થયું છે તે હું જાણું છું. એની મને થોડી ચિંતા પણ છે. ઈશ્વર એમને નેત્રોનું તેજ બક્ષે એટલું પ્રાર્થું છું. બાકી વાણીનું વીર્ય અને કલમની શક્તિ આ વેદવિદ્વાનમાં એક નવયુવાનને શરમાવે એવાં છે.

**નટવરલાલ શાહ,**
અધ્યક્ષ, ગુજરાત વિધાનસભા,
ગાંધીનગર.




# સરસ્વતીના આરાધકને

આચાર્ય વિષ્ણુદેવ પંડિત સપ્તતિપૂર્તિ સમારોહના ઉપલક્ષ્યમાં એક અભિવાદન ગ્રંથ પ્રસિદ્ધ થઈ રહ્યો છે તે જાણીને આનંદ થયો.

ભારતીય સંસ્કૃતિના નીચોડરૂપ વેદને મૌલિક રીતે ગુજરાતી ભાષામાં રજૂ કરવાનું શ્રેય, અન્ય વિદ્વાનોની જેમ આ સારસ્વતને ફાળે પણ જાય છે. પાકટ વય પર પહોંચતા સંસ્કૃત સાહિત્યના આ મીમાંસકને હજુ પણ આ સાહિત્યને લોકભોગ્ય શૈલીમાં મૂકવાની ઉત્કટ ઇચ્છા છે તે સૌને માટે આવકારદાયક બાબત છે.

સરસ્વતીના આવા આરાધક માટે તૈયાર થતા અભિવાદન ગ્રંથની પ્રસિદ્ધિની હું સફળતા ઇચ્છું છું.

અમરસિંહ ચૌધરી
મુખ્ય મંત્રી,
ગુજરાત રાજ્ય.




# સાહિત્યક્ષેત્રે અમૂલ્ય પ્રદાન

આચાર્ય શ્રી વિષ્ણુદેવ પંડિતની સપ્તતિ પૂર્તિ સમારોહ પ્રસંગે વેદોનું સાર સર્વસ્વ ૧૫૦ જેટલા ગ્રંથોના નિર્માણ દ્વારા તેને ગુજરાતીમાં સુલભ કરી આપનાર આચાર્ય શ્રી વિષ્ણુદેવ પંડિતે સાહિત્ય ક્ષેત્રે કરેલા આ અમૂલ્ય પ્રદાનની હું કદર કરું છું અને તેઓને હાર્દિક અભિનંદન અને લાગણીસભર શુભેચ્છાઓ પાઠવું છું.

તેઓની સપ્તતિ પૂર્તિની ઉજવણીના સમારોહ પ્રસંગે પ્રગટ થનારા અભિનંદન ગ્રંથની હાર્દિક સફળતા ઈચ્છું છું.

મહંત શ્રી વિજયદાસજી<br>
કૃષિ મંત્રી<br>
ગુજરાત રાજ્ય.




# એક સ્તુત્ય સામાજિક અભિગમ

ગુજરાતના વેદજ્ઞ વિદ્વાન આચાર્યશ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિત પોતાના જીવનના સિત્તેર વર્ષ પૂરાં કરીને ઈકોતેરમા વર્ષમાં પ્રવેશ પામ્યા છે, તે પ્રસંગે તેમને દીર્ઘાયુ ઇચ્છવા તેમજ તેમનું અભિવાદન કરવાના શુભ આશયથી તેમની સપ્તતિ પૂર્તિની ઉજવણી કરવાનું તેમજ એક અભિવાદન ગ્રંથ તેઓને સમર્પિત કરવાના પ્રયાસને હું એક સ્તુત્ય સામાજિક અભિગમ તરીકે બિરદાવું છું.

વેદાંતના જ્ઞાતા અને વિદ્વાન સાહિત્યકારને સન્માનવાનો આવો સમાજલક્ષી અને જનલક્ષી કાર્યક્રમ આ ક્ષેત્ર સાથે સંકળાયેલા સાહિત્યકારોને અનોખું માર્ગદર્શન પૂરું પાડશે.

આ પ્રસંગે પંડિત વિષ્ણુદેવ આચાર્યને હાર્દિક શુભેચ્છાઓ પાઠવું છું અને તેમના દીર્ઘાયુ માટે ઈશ્વરને પ્રાર્થું છું.

સપ્તતિ પૂર્તિ ઉજવણી સમારોહ અને અભિવાદન ગ્રંથને હાર્દિક સફળતા ઇચ્છું છું.

**વલ્લભભાઈ પટેલ**
મંત્રી, આરોગ્ય
ગુજરાત રાજ્ય.

# સાહિત્યક્ષેત્રે મહામૂલું પ્રદાન

ગુજરાતના વેદજ્ઞ આચાર્ય શ્રી વિષ્ણુદેવ પંડિતની સપ્તતિ પૂર્તિની ઉજવણી તેમજ આ પ્રસંગે એક 'અભિવાદન ગ્રંથ' તેઓને સમર્પિત કરવાનું આયોજન 'સપ્તતિ પૂર્તિ સમિતિ' દ્વારા કરવામાં આવ્યું છે, તેને હું એક સ્તુત્ય અને આવકારદાયક સામાજિક અભિગમ તરીકે બિરદાવું છું.

એક મિશનરીના ઉત્સાહથી શાસ્ત્રોનું અને વેદોનું સાર સર્વસ્વ ૧૫૦ જેટલા સુપ્રસિદ્ધ ગ્રંથો દ્વારા ગુજરાતના સાહિત્ય પ્રેમીઓ માટે ગુજરાતીમાં સુલભ કરી આપનાર શ્રી. વિષ્ણુદેવ પંડિતની તેઓના સન્માન દ્વારા થઈ રહેલી કદર અત્યંત યોગ્ય જ છે. સાહિત્ય ક્ષેત્રે, તેઓએ કરેલા પ્રદાન બદલ તેઓને દીર્ઘ અને સ્વાસ્થ્યપૂર્ણ જીવન મળે એવી અભ્યર્થના આ પ્રસંગે વ્યક્ત કરી "સપ્તતિ પૂર્તિ ઉજવણી સમારોહ' ને હાર્દિક સફળતા ઈચ્છું છું.

હરિસિંહ મહિડા
મંત્રી, મહેસૂલ અને પંચાયત
ગુજરાત રાજ્ય

# શુભેચ્છા સંદેશ

વેદનો અભ્યાસ સંસ્કૃતિના પ્રારંભનો અભ્યાસ છે. અન્ય દર્શનોનું સંપૂર્ણ રહસ્ય તેના જ્ઞાન વિના અપૂર્ણ ગણાય. આ દૃષ્ટિએ પંડિત વિષ્ણુદેવજીનું કાર્ય એ વિદ્વતાના કલશ સમું હોવા સાથે આપણી સંસ્કૃતિના તેજોમય ભૂતકાળને પ્રગટ કરવાનું ધન્ય કાર્ય પણ છે. આટલી નિષ્ઠાથી અને એકાન્તિક ભાવનામયતાથી તેમણે વેદોને સુલભ અને સુગમ કરવાનું જે કામ આરંભ્યું છે તે સહુને પ્રેરણા અને માર્ગ બતાવે તેવું છે. 'યજુર્વેદ શતપથ ભાષા ભાષ્ય' નો પ્રથમ વિભાગ મેં તો હજુ વાંચ્યો છે; પણ મને એમ લાગે છે કે યજ્ઞના સ્વરૂપ, પ્રક્રિયા, સાધનો એ બધાની તેમણે આપેલી વિગતો અભ્યાસને ઘણો સરળ અને આનંદપ્રદ બનાવે છે. ચારે વેદો ઉપર તેમનું ભાષા-ભાષ્ય પ્રગટ થઈ જશે ત્યારે વેદસાહિત્યની તેમણે કરેલી અનન્ય સેવાનો એક અદ્વિતીય પ્રસંગ આપણા માટે ઊભો થશે તેમાં શંકા નથી.

પંડિત વિષ્ણુદેવજીને પૂજ્ય વેદદર્શનાચાર્ય સ્વામીશ્રી ગંગેશ્વરાનંદજી મહારાજનો પુરુષોત્તમ યોગ પ્રાપ્ત થયો. તેનાથી ગુજરાતને તો આ સાહિત્યની પ્રાપ્તિનો ધન્ય એવો અવસર પ્રાપ્ત થયો છે; તેમની દર્શન અને સાહિત્યની આ સેવા પૌરુષેય હોવા છતાં ઘણા લાંબા કાલ સુધી જિજ્ઞાસુઓના મનને સંતૃપ્ત કરશે.

પંડિત વિષ્ણુદેવજી જેટલી સહજતાથી 'વેદ'માં વિહાર કરે છે, તેટલા જ સરળતાથી ઇતિહાસ અને પુરાણોમાં પ્રસન્નતાથી ફરે છે. તેમનું 'શિવકથા' કે 'કૃષ્ણ કથામૃત' આવા પ્રકાશનો છે. 'વેદાભ્યાસ'ની ગરિમાને સ્થાને આ ગ્રંથોમાં ભક્તિની અને સાહિત્યની રમણીયતા દેખાય છે. જે દૃષ્ટિથી પુરાણો રચાયા તેવી જ કંઈક લોકસંગ્રહની વૃત્તિ પંડિતજીએ આમાં રાખી છે. ઘણા લોકોને આમાંથી પોતાનો કંઈક માર્ગ જડી જાય એવી રીતે તેમણે સ્તોત્ર સાહિત્યનો ભાવાનુવાદ પણ સાથે રાખ્યો છે. અકિંચન વિદ્વાન પાસેથી વિશેષ શું આશા રાખી શકે? આપણી શુભેચ્છાઓ પંડિતજીને તેમના કાર્ય માટે શક્તિ અને દીર્ઘાયુષ્ય આપે એજ પ્રાર્થના!

—પ્રિ. મુકુંદ ભટ્ટ

## શુભેચ્છા સંદેશ

વિષ્ણુદેવભાઈ મારી પાસે ભણેલા. વિચારશીલ વિદ્યાર્થી હતા.

શ્રી વિષ્ણુભાઈ ને તેમનાં વેદો–બ્રાહ્મણો–શ્રૌતસૂત્રોને ગુજરાતીમાં ઉતારવાનાં કાર્ય માટે આશીર્વાદ આપું છું. 'ઋતાયન' ગ્રંથને આવકારું છું. તેમનું આ કામ ગુજરાત ક્યારેય ભૂલશે નહિં. પરમાત્મા એમને છેલ્લા શ્વાસ સુધી વેદસેવા કરતા રાખે.

—ડૉ. ટી. એન. દવે

## શુભેચ્છા

વર્ષો અગાઉ હરિ ૐ આશ્રમવાળા પૂ. મોટાના દાનથી આમજનતા માટે વેદ પરિચય પુસ્તિકાની શ્રેણી તૈયાર કરવી હતી, ત્યારે આમ જનતા માટે વેદને સુલભ બનાવે તેવા લેખકની શોધમાં હું વિષ્ણુદેવ પંડિત સાથે અથડાઈ પડયો. એ અથડામણ મિલન સુખદ રહ્યું ને ગુજરાતને ચોવીસ પુસ્તિકાઓ–ચારેય વેદને આવરતી – પ્રાપ્ત થઈ. આ પુસ્તિકાઓએ પં. વિષ્ણુદેવને વેદના પંડિત તરીકે મહોર મારી આપી. એટલે એમણે વેદના ગ્રંથો તૈયાર કરવાનું બીડું ઝડપ્યું અને પાર પાડયું.

એમની રીતે એમણે પ્રજા સમક્ષ મોટા મોટા ગ્રંથો ગુજરાતી ભાષા દ્વારા ધર્યા. એની નોંધ હંમેશ માટે રહેશે.

પ્રભુ એમને દીર્ઘાયુ બક્ષે એ પ્રાર્થના.

—ઈશ્વરભાઇ પટેલ.

# સાત્વિક તેજથી પ્રભાવિત સૌમ્ય મૂર્તિ

વંદનીય વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિતની અવિસ્મરણીય અતિીય છાપ આલેખાઈ ગઇ જ્યારે મારા સંસ્કૃત ગુરુ તરિકે કાદમ્બરી સંસ્કૃત માધ્યમથી સરળતાથી મારી પાસે પ્રથમ સંસ્કૃતમાં વાત કરી કરાવી. અમારો નિયમ સંસ્કૃત ભાષામાં જ બોલવું. મને ત્રણ વર્ષની કુમળી વયે ગુરુ કરૂણાશંકર કુબેરજી ભટ્ટે તે ભાષા અને હિંદુધર્મ તરફ રૂચિ કેળવી. પરદેશમાં ઓકસફર્ડમાં ભણવાનું પૂરું કરી ૨૪ વર્ષની ઉમ્મરે હું પાછી ફરી ત્યારથી પઠન પાઠન ચાલુ રહ્યાં, એ અરસામાં જ મેં પંડિતજી સાથે શિક્ષણ લીધું એમ યાદ આવે છે. એમની સૌમ્ય મૂર્તિ, સાત્વિક તેજથી પ્રભાવિત બની, આજ સુધી એમની પ્રેમસહિત નમ્રભાવે કરેલી સેવા આ છેલ્લા મારી લાડલી પુત્રી ચિ. અનારકલીના શ્રી જયદેવ જશવંત ઠાકર સાથેના હિન્દુ લગ્ન વિધિ પ્રસંગે તાજી બની.

—શ્રી ભારતીદેવી સારાભાઈ

## आचार्य विष्णुदेवजी :

### भारत के प्रथम कोटि के विद्वानों में से एक

किसी भी व्यक्ति के व्यक्तित्व की महानता के पाँच आधार स्तंभ होते हैं– स्वस्थ शरीर, मनोहारी वेषभूषा, ओजस्विनी वाणी, ज्ञान-विज्ञानमय परा-अपरा विद्या और विनयशीलता । आचार्य श्री विष्णुदेव पंडित इन पाँचों गुणों से विभूषित हैं । वेद विद्या में वे भारत के प्रथम कोटि के विद्वानों में से एक हैं । उनका यश देश की सीमाओं को लाँघकर विदेशों में भी फैला है । उनकी वाणी और लेखनी ने वेद के भी गूढ़ ज्ञान को सर्व-सुलभ बनाया है । उनके जैसे महानुभाव के गुणों का स्मरण करके मैं अपनी ही वाणी को पावन कर रहा हूँ । मैं प्रभु से प्रार्थना करता हूँ कि वे सक्रिय रहते हुए शतायु हो और देश-विदेशों में वैदिक-साहित्य की कीर्तिपताका फहराते रहें ।

—प्रो. अंबाशंकर नागर

## ધર્મ અને સંસ્કારના ક્ષેત્રમાં વિશિષ્ટ સેવાઓ

વિદ્વાન પંડિતજીના સમ્માન સમારંભ પ્રસંગે અથર્વવેદનું ઉદ્ઘાટન થાય છે તે ભારતીય સંસ્કૃતિની અણમોલ ઘટના છે. શ્રી વિષ્ણુદેવજીએ ધર્મ અને સંસ્કૃતિના ક્ષેત્રમાં અતિ વિશિષ્ટ અને અદ્ભુત સેવાઓ કરી છે. પરમ કૃપાળુ પરમેશ્વર તેમને તંદુરસ્ત દીર્ઘ આયુષ્ય આપો અને આપણી ભારતીય સંસ્કૃતિનો ઉજ્જવળ ધ્વજ સદાય ઉજ્જવલ ઉન્નત રાખો તેવી પ્રાર્થના સાથે.

—પ્રભુદાસ પટવારી

## શુભેચ્છા સંદેશ

આચાર્યશ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિત પોતાના જીવનના ૭૦ વર્ષ પૂરાં કરીને કારકિર્દીનાં ૭૧ માં શુભ વર્ષમાં પ્રવેશ કરે છે તે જાણી ખૂબ જ આનંદ થયો છે.

તેઓએ પોતાની કારકિર્દીના અમૂલ્ય સમયમાં ગુજરાતની જનતાને ચારે વેદોના જ્ઞાન અને સંસ્કારનું સિંચન કર્યું છે તે પ્રશંસનીય છે. તેમના સન્માન સમારોહ પ્રસંગે અભિવાદન ગ્રંથ પ્રસિદ્ધ કરવામાં આવેલ છે તે ખૂબ જ આવકારદાયક છે. આચાર્યશ્રી તેમના જીવનના બાકીના વર્ષોમાં તેમના જ્ઞાનનું વધુમાં વધુ સિંચન કરી ગુજરાતની પ્રજાને ધન્ય બનાવે તેવી હાર્દિક શુભેચ્છા પાઠવું છું.

—સી. હીરાચંદ

# વેદ નારાયણના આરાધક

પરમ પૂજ્ય વિદ્વદ્રત્ન સાહિત્ય સાગર વિષ્ણુદેવ પંડિતરાજનું અભિનંદન દ્વારા "ઋતાયન" ગ્રંથથી સત્કાર કરી તેમને સિત્તોર વર્ષ થતા હોઈ સપ્તતિ પૂર્તિ ઉજવવાનું સમારોહ સમિતિ દ્વારા જે આયોજન કરવામાં આવ્યું છે તે ખૂબ જ યોગ્ય છે. જ્યારે વૈદિક સંસ્કૃતિ લુપ્ત થતી જાય છે. અને પ્રાચીન સંસ્કૃતિ ઉપર અર્વાચીન સંસ્કૃતિનો હુમલો થઈ રહ્યો છે ત્યારે આ મહા પુરુષે અનેક મુશ્કેલીઓ વચ્ચે પણ વૈચારિક તેમજ લેખિત રીતે જે પુરુષાર્થ કર્યો છે તે બદલ તેમને લાખ લાખ અભિનંદન છે.

વેદ ઉપર વિચાર કરી સરળ ભાષામાં વર્તમાન યુગમાં લોકોને સમજાય અને પ્રાચીનતા જળવાઈ રહે તે હેતુથી સતત રાત્રિ દિવસ પુરુષાર્થ કરી તેમણે ભગીરથ કાર્ય કર્યું. વિદેશોમાં જઈને પણ તેનો પ્રચાર કર્યો, મહામંડલેશ્વર પરમ પૂજ્ય ગંગેશ્વરાનંદજી મહારાજની પ્રેરણાથી સારાયે ભારત અને વિશ્વના અન્ય દેશોમાં વેદ ભગવાનની સ્થાપનાઓ કરાવી તેમણે જીવન ધન્ય કર્યું છે. સાહિત્યનો ઉપયોગ તેમણે કદાપિ અંગત ઉપયોગ માટે કર્યો નથી.

ઋષિ મુનિઓની યાદ તેમનું ઘર અને આર્થિક સ્થિતિ જોઈને આવી જાય છે. વિદ્વત્તાનો ઘમંડ તેમને સ્પર્શી શકયો નથી. દેશભરના આંગળીના વેઢે ગણી શકાય તેવા વિદ્વાનોમાંના તેઓશ્રી છે. બાળક સાથે બાળક, વૃદ્ધની સાથે વૃદ્ધ, જ્ઞાની સાથે જ્ઞાની, ગૃહસ્થી હોવા છતાં આસક્તિથી પર તેવા આ મહાપુરુષે પોતાનું જીવન સંસ્કૃતિ, સંસ્કાર અને સભ્યતા માટે અર્પણ કર્યું છે. કાયા ઘસાતી જાય છે. પરંતુ જ્ઞાન અને વિચારો વિકસતા જાય છે તેવા વિદ્વાનનું અનુકરણ અન્ય વિદ્વાનો પણ કરશે તેવી મને શ્રદ્ધા છે. ઈશ્વરની કૃપા વિના વિદ્વત્તાની પાછળનો ઘમંડ દૂર થતો નથી. તેમની વિદ્યા સાર્થક બની છે. પ્રભુ તેમને દીર્ઘાયુ આપે તેવી પ્રાર્થના કરું છું

—ગૌભક્ત શંભુ મહારાજ

# બહુમૂલ્ય વારસાની ઝાંખી

ગુજરાતના મૂર્ધન્ય સારસ્વતો—માં સરસ્વતીના પ્રિય પાત્રો અને તેના ઉપાસકોમાં જેમનું અગ્રસ્થાન છે તે પૂજ્ય વિષ્ણુદેવજીને આ શુભ પ્રસંગે અભિનંદન આપવાં તે ગુજરાતની પ્રજાને અભિનંદન આપવા બરાબર છે. ગુજરાતની પ્રજા ભાગ્યશાળી છે કે વૈદિક વાઙ્મયના આ અભ્યાસી અને પૂજારી તેને સાંપડયા છે.

વિષ્ણુદેવજીએ પોતાની જિંદગીનું મુખ્ય કાર્ય વૈદિક સાહિત્યનો જેટલો બહોળો પ્રચાર થાય તે અંગે બધા જ પ્રયત્નો કરી છૂટવાનું માન્યું છે. વેદો તથા વૈદિક વાઙ્મયના આધારભૂત ગ્રંથોનું Critical research કરી વિશેષજ્ઞો સમક્ષ તેમણે મૂકયું છે પણ સાથે સાથે તેને ગુજરાતી ભાષામાં ઉપલબ્ધ કરાવીને તેમણે આ સાહિત્ય બહુજન સમાજ સમક્ષ મૂકયું છે.

વેદોના મંત્રોનું પઠન તેમની પાસેથી સાંભળવું એ પણ એક લ્હાવો છે અને તેમાં પણ જ્યારે All India Radio પરથી તેમના વેદોચ્ચાર, તેના અર્થ સાથે સમજાવીને કરવામાં આવે છે, ત્યારે સંસ્કૃત ભાષાના જાણનારાઓ ને પણ આપણા આ બહુમૂલ્ય વારસાની ઝાંખી થાય છે.

એ એક કમનસીબી છે કે આવા પ્રખર પંડિતને પણ પોતે તૈયાર કરેલાં પુસ્તકોના પ્રકાશનોને માટે નાણાંકીય મુશ્કેલીઓ અનુભવવી પડે છે. આશા રાખીએ કે મા સરસ્વતી આ લક્ષ્મીના પરંપરાગત અણબનાવની અસર વિષ્ણુદેવજીને ના નડે.

તેમને આ શુભ પ્રસંગે દીર્ઘ આયુષ્ય, સંપૂર્ણ સ્વાસ્થ્ય અને શક્તિ ભગવાન આપે કે જેથી તેઓ મા સરસ્વતીની અને ગુજરાતી ભાષાની પોતાની ઇચ્છા મુજબ ઉપાસના કરી શકે.

—બિપિનચંદ્ર જે. દીવાન

ગુજરાતના વેદજ્ઞ વિદ્વાન વેદશાસ્ત્ર ભાસ્કર, વેદાંતમનીષિ, વ્યાખ્યાન દિવાકર, ધર્માધિકારી-કાંચી કામ કોટિ પીઠ-આચાર્ય શ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિતનો સપ્તતિ પૂર્તિ સમારોહ ઉજવાઈ રહ્યો છે તે જાણીને આનંદ થયો. આ શુભ અવસરે હું આચાર્યશ્રી ને મારી વંદના પાઠવું છું.

આચાર્ય વિષ્ણુદેવ પંડિત ભારતીય સંસ્કૃતિના વાણી સ્વરૂપ વેદોના પ્રખર પ્રવક્તા તરીકે
ગુજરાતના સંસ્કાર અને સાહિત્ય ક્ષેત્રે અદ્વિતીય [illegible] અધિકારી છે. તેમણે જીવન વેદોને
સમર્પિત કર્યું ને વિશ્વના અન્ય દેશોમાં [illegible] બહુમાનના
કર્યું છે. સાહિત્યતેન કારણે તેમને અલૌકિક વાણીવૈભવ પ્રાપ્ત થયો, જેના પરિણામે આપણને વેદ
વિષેના છ મોટા ગ્રંથો અને ગુજરાતી સાહિત્યમાં વિશિષ્ટ દર્શન કરાવતા ૧૫૦ જેટલા ગ્રંથો
મળ્યા છે. સિત્તેર વર્ષના આયખામાં સરસ્વતીની આટલી કૃપા, વ્યક્તિ માટે અનન્ય વૈભવ કહેવાય.
તેમની પ્રતિભાની વિશિષ્ટતા એ છે કે તેમણે સ્વસુખાય બહુશ્રુતતા સંપાદન કરવામાં ઇતિશ્રી
માનવાને બદલે પોતાના વિપુલ જ્ઞાનને પુસ્તકોમાં સંચિત કરી વેદોને અને ભારતીય તત્વદર્શનને
લોકભોગ્ય બનાવવાનો એક યજ્ઞ આદરીને કૃતાર્થતા અનુભવી છે. આજના ભૌતિકવાદી યુગમાં
પ્રાચીન દર્શન ગ્રંથો જ દિશાદર્શક બની રહે તેમ હોવા છતાં તેમના પ્રત્યેની સાર્વત્રિક ઉદાસીનતા
જોવા મળે છે તે ચિંતાજનક છે, ત્યારે આચાર્ય વિષ્ણુદેવ પંડિતે બજાવેલો લોકશિક્ષણનો ધર્મ
પ્રેરક બની રહેશે.

સપ્તતિ પૂર્તિસમારોહની સફળતા ઇચ્છું છું અને આચાર્ય વિષ્ણુદેવના દીર્ઘાયુષ્ય અને તંદુરસ્તી માટે પ્રાર્થના કરું છું.

જેઠાભાઈ પરમાર
મેયર, અ. મ્યુ. કો.

વેદાચાર્ય શ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિત



જન્મ : તા. ૧૨-૩-૧૯૧૫

જૈનધર્મ વિષે જાણવાની જરૂર ઉત્પન્ન થઈ, ત્યારે તો ગુજરાતના ઉત્તમોત્તમ પંડિતોનો સ્નેહ મને મળ્યો એ બધાનાં નામો હું રોજ યાદ કરું છું. જૈન સમાજના નેતાઓએ બધાના પ્રતિનિધિ તરીકે પં. સુખલાલજીને સ્વીકારે છે. એ બધા જૈન પંડિતોએ ગુજરાત વિદ્યાપીઠ મારફતે અને ત્યાર પછી પણ આપણને કેટલું બધું સાહિત્ય આપ્યું છે. મેં એ બધાને કહ્યું કે 'હું તો સામાન્ય માણસનો પ્રતિનિધિ. સામાન્ય માણસને સંતોષ થાય, એટલું જ જ્ઞાન અને એવું જ સાહિત્ય મારે જોઈએ છે. પણ તે સામાન્ય માણસ પાસેથી હું લેવાનો નથી. જેમના પાંડિત્ય માટે વિદ્વાનોની દુનિયામાં પણ આદર છે, એવા લોકો પાસેથી જ મારે વિશ્વાસપાત્ર, અત્યંત મહત્ત્વનું અને છતાં માનવજાતિને રોજના જીવનમાં ઉપયોગી એવું સાહિત્ય જોઈએ છે.

બરાબર એ જ જાતનું સાહિત્ય, વૈદિક ધર્મ વિષે, આચાર્ય પંડિત શ્રી વિષ્ણુદેવ પાસેથી આપણને આજે મળે છે.

ઋગ્વેદનો પરિચય એમણે 'વેદ પરિચય' નામની છ પુસ્તિકાઓમાં આપણને આપ્યો છે. એનું સ્વાગત સન ૧૯૭૧ના દિવસોમાં મેં કર્યું હતું. એનાં બે વર્ષ પણ પૂરાં થયાં નથી, એટલામાં એમણે આપણને 'યજુર્વેદ પરિચય'ની પાંચ ચોપડીઓ આપી દીધી છે. અને એ જ વેદના મહાન ઋષિઓનો પરિચય કરાવનાર આ છઠ્ઠી પુસ્તિકાનું સ્વાગત કરવાની આ તક આજે મને મળે છે. એ ખરેખર મારું સદ્ભાગ્ય છે.

આ યજુર્વેદ વિષે થોડુંક કહેવા માંગું છું આપણા દેશના તેમજ પશ્ચિમના વિદ્વાનોએ ઋગ્વેદ ઉપર ઘણું સાહિત્ય આપ્યું છે. એટલે ઋગ્વેદમાં શું છે? એ જો આપણે જાણવા માંગતા હોઈએ તો સંદર્ભ ગ્રંથો ગમે તેટલા મળી શકે છે. યજુર્વેદ વિષે એવું નથી, અને તેથી જ આચાર્ય પં. શ્રી વિષ્ણુદેવની આ છ ચોપડીઓનું મહત્ત્વ આપણને માટે વિશેષ છે.

તેમાં વળી યજુર્વેદનું ભાગ્ય પહેલેથી જ અટપટું! ઋષિકાલીન ભારતમાં જેમનું પાંડિત્ય લોકોત્તર હતું, એવા પંડિત ઋષિઓ પાસેથી એ વેદનું બધું જ્ઞાન સાંગોપાંગ મેળવ્યા પછી, એ જ ગુરુઓ સાથે ઝઘડો કરનાર એક સુયોગ્ય ઋષિ પેદા થઈ ગયો. એણે ગુરુઓને નારાજ કર્યા. એમણે આપેલી વિદ્યા ઓકી કાઢી પાછી આપી દીધી અને પ્રત્યક્ષ સૂર્ય ભગવાન પાસેથી એ જ યજુર્વેદ નવેસરથી મેળવ્યો. અને નવેસરથી મળેલા એ વેદની નવરચના કરી. એ નવી રચનાને છાજે એવા બ્રાહ્મણો, આરણ્યકો, ઉપનિષદો અને સ્મૃતિઓ તૈયાર કરી પોતાના યોગબળે એ યાજ્ઞવલ્કયે શુકલ યજુર્વેદની એક સર્વાંગ પરિપૂર્ણ આખી સંસ્કૃતિ ઊભી કરી.

આજની ભાષામાં આપણે કહી શકીએ કે કૃષ્ણ-યજુર્વેદની એ વૈદિક સંસ્કૃતિની જૂની પરંપરા એનાથી સંતોષ ન થવાથી વૈદિકકાળમાં જ ઉત્પન્ન થયેલા એક ક્રાંતિકારી મંડળે બધાના આરાધ્યદેવ સૂર્ય ભગવાન પાસેથી નવી પ્રેરણા મેળવી. એ આખી વૈદિક સંસ્કૃતિને નવું જ શુકલ રૂપ આપી દીધું.

માણસ ક્રાંતિ કરી કરીને કેટલી કરી શકે? કૃષ્ણ-યજુર્વેદ દ્વારા જે મળ્યું, તેને જ આધારે નવું ચિંતન, નવો અનુભવ અને નવી પરિસ્થિતિ પરત્વે જેટલી ક્રાંતિ સૂઝે તેટલી જ તેઓ કરવાના! ઋષિઓ હોય, મહાત્માઓ હોય કે અવતારી પુરુષો હોય, પોતાનો દેશ, પોતાનો કાળ અથવા યુગ અને પોતાની પરિસ્થિતિની મર્યાદા પૂર્ણપણે છોડી શકતા નથી. ક્રાંતિકારી વૃત્તિ એમને આગળ જવા પ્રેરે છે. અનુભવ અને ચિંતન દ્વારા ઘડાયેલી કલ્પના શક્તિને જોરે પોતાના યુગની મર્યાદાઓ તોડી તેઓ અમુક હદ સુધી આગળ જઈ શકે છે. એનું જ નામ ક્રાંતિ-કારિતા.

અને છતાં એ ક્રાંતિકારિતાને પણ પોતાની મર્યાદા હોય છે. આ પણ એ ઋષિઓનો વારસો હજારો વર્ષ પછી જાણવા માગનાર આપણે, ઋષિ કાળની મર્યાદા જે ઓળખીએ છીએ. અને તેથી યાજ્ઞવલ્કય જેવાઓની મર્યાદાથી બંધાઈ ન જતાં, એમના જેવા ઋષિઓએ પોતાના વખતની મર્યાદા તોડી જે ક્રાંતિ કરી, તે 'ક્રાંતિ કારિતા' જ માત્ર આપણે વારસામાં લઈએ. હું તો કહીશ કે જે હિંમતથી યાજ્ઞવલ્કય જેવાઓ વૈશંપાયન જેવા ગુરુઓની મર્યાદા તોડી આગળ વધ્યા, તે જ 'ક્રાંતિકારિતા' વાપરી આપણે યાજ્ઞવલ્કયથી પણ આગળ જવાના છીએ. યાજ્ઞવલ્કયનાં વચનોથી અને એમની મર્યાદાથી બંધાઈ ન જતાં યાજ્ઞવલ્કયે જે ક્રાંતિકારિતા બતાવી, તેની જ પ્રેરણા લઈ આગળ જવાના છીએ.

યજુર્વેદ પરિચયની આ છેલ્લી ચોપડી, હસ્તલિખિતમાં જ જોવાની તક આચાર્ય વિષ્ણુદેવે મને આપી અને યાજ્ઞ-વલ્કયના પૂર્વકાલીન ઋષિઓનો પરિચય થયો અને તેથી જ પં. વિષ્ણુદેવની આ સુંદર સેવાનું અભિનંદન કરતાં આ ચાર શબ્દ લખવાનો ઉત્સાહ ઉત્પન્ન થયો.

પં. વિષ્ણુદેવજી થોડા જ દિવસોમાં આપણને સામવેદનો પરિચય કરાવશે. સામવેદ એટલે વૈદિકકાળનો ગાયનાનુકૂળ વેદ ! એમાં ઘણી ખરી ઋચાઓ ઋગ્વેદમાંથી જ લીધેલી છે. એમાંથી ન લીધેલા સ્વતંત્ર મંત્રો પચાસ–પોણોસો હશે. પં. વિષ્ણુદેવ આ જોતજોતામાં પૂરું કરશે. એમને આવી ઉતાવળ હું એટલા માટે કરું છું કે ચોથો વેદ અથર્વવેદ, વેદત્રયી કરતાં અનેક રીતે જુદો પડે છે. વૈદિકકાળને પૂરેપૂરા હજમ ન થઈ શકે, એવા નવા નવા વિષયો એણે પણ છેડયા છે આખી વૈદિક સંસ્કૃતિમાં બધી રીતે ઓતપ્રોત થયેલા વિષ્ણુદેવ જ આપણને અથર્વવેદનો પરિચય સંતોષકારક રીતે કરાવી શકશે. હું તો અથર્વવેદનો પરિચય તેઓ જેમ જેમ લખતા જશે તેમ તેમ એમની પાસેથી હસ્તલિખિતમાં જ મેળવી વાંચવા માંડીશ. આટલી સગવડ મને બીજેથી નહિ મળી શકે.

પં. વિષ્ણુદેવે આ પરિચયમાળા લખીને વૈદિક સંસ્કૃતિની અને આજના ભારતની ઉત્તમ સેવા કરી છે. એનો લાભ ભારત બહારના લોકોને પણ મળશે એમ માનું છું. આ જાતની યુગાનુકૂળ સેવા માટે પં. વિષ્ણુદેવનું સ્વાગત કરું છું અને એમના કામની સંપૂર્ણ સફળતા માટે ભગવાન વિવસ્વાન પ્રત્યે હાર્દિક પ્રાર્થના કરું છું.

# અભિવાદન

—કુલપતિ શ્રી પ્રો. કે. એસ. શાસ્ત્રી

ગુજરાત સાહિત્ય અકાદમીની આર્થિક સહાયથી ગુજરાતી ભાષામાં વેદવિષયક ગ્રંથોનો પ્રકાશન કરવાનો ભગીરથ પ્રયાસ મુ. શ્રી વિષ્ણુદેવ પંડિતજીએ હાથ ધર્યો છે અને યજુર્વેદ શતપથ ભાષાભાષ્ય ત્રણ ગ્રંથો તેમજ અથર્વવેદ સંહિતાવિધિ ભાષાભાષ્યનો એક ગ્રંથ પ્રકાશિત અથર્વવેદ શ્રેણીમાં આ બીજું પ્રકાશન; એ આ ગ્રંથ માળનું પાંચમું પુષ્પ છે.

વેદ માનવીનાં જ્ઞાન, ડહાપણ, અનુભવ, ઊર્મિઓ અને દર્શનની અમૂલ્ય ખાણ છે. તેને ગુજરાતી ભાવાર્થ તેમજ પરિચયાત્મક અને વિવેચનાત્મક નોંધ સાથે ગુજરાતીમાં ઉપલબ્ધ કરવાથી ગુજરાતની અને ગુજરાતી સાહિત્યની મહત્ત્વની સેવા થશે. અથર્વવેદ વ્યક્તિગત અને સામૂહિક જનજીવનનાં વિવિધ પાસાંઓને આવરી લે છે. વ્યવહાર, જ્ઞાન વિષયક અને તાત્ત્વિક એમ વિવિધ ક્ષેત્રોને સ્પર્શતો અથર્વવેદ બ્રહ્મવેદ તરીકે પ્રસિદ્ધ છે. વ્યક્તિ, વિશાળ જનસમુદાય તેમજ રાષ્ટ્રજીવનના યોગક્ષેમ માટે અથર્વવેદના મંત્રો સવિશેષ મહત્ત્વ ધરાવે છે. તેને લોકો સુધી પહોંચાડવાનો પ્રયાસ પ્રશંસનીય અને આવકારદાયક છે. મુ. શ્રી વિષ્ણુદેવ પંડિતજીની અભ્યાસનિષ્ઠા, પરિશ્રમ અને સતત લગનના આપણે સૌ સાક્ષી છીએ. તે વિષે કોઈ અભિપ્રાય આપવામાં મારે પક્ષે અનધિકાર ચેષ્ટાનો ચાપલ્યદોષ થાય, તે ખ્યાલમાં રાખીને તેમને અભિવાદન કરી વિરમું છું.

# મારી શુભાશિષ

—પૂ. રવિશંકર મહારાજ

स्वस्ति न इन्द्रो वृद्धश्रवा : । ऋग्वेद १,८९,६

એ ઈન્દ્ર આપણાં સ્વસ્તિ—સારાં હિતકારી કાર્યોમાં સાથ—સહકાર આપે; જે ઈન્દ્રનો શ્રવા- યશ દિન દિન વધતો રહે છે.

વિશ્વના ગ્રંથોમાં વેદનું સ્થાન પહેલું છે. એમાં ઋષિઓનું જ્ઞાન મૂકવામાં આવ્યું છે. એ ઋષિઓએ જે જીવનનો અનુભવ કર્યો, જે આચાર પાળ્યો અને જે વિચારને મનમાં ઉતાર્યો; તેને મંત્રની વાણી આપવામાં આવી. એ રીતે વેદો મંત્રની વાણીમાં મુકાયા છે.

વેદ એ અનુભવનું જ્ઞાન છે. જીવનમાં ઉતારવાનું જ્ઞાન છે. વેદના પાઠ થાય છે. વેદના અર્થો પણ થાય છે. પરંતુ મુદ્દાની વાત આ છે, વેદોનો ભાવ ઊતરવો જોઈએ. વેદ પ્રમાણે જીવન જીવવું જોઈએ, તો જ તે વેદ ઉપયોગી નીવડે.

ગીતામાં વેદવાદની નિંદા કરી છે. પણ વેદવિદ્—વેદના અનુભવજ્ઞાનની પ્રશંસા કરી છે. વેદના મંત્ર ભણે અને સ્વર્ગ મળે, એટલી સમજણ પૂરતી નથી. વેદને તો અહીંના જીવનમાં જ ઉતારવાનો છે.

વેદના આ ઋષિઓએ પોતાના જીવનમાં વેદ ઉતાર્યા છે. એ ગૃત્સમદ ઋષિ કર્મ કરતા જાય અને વેદમંત્ર રટતા જાય છે. એ જ રીતે વિશ્વામિત્ર જીવનની કસોટીમાંથી પાર ઊતરે છે. વામ દેવ પણ ઊંચા પ્રકારનું જીવન જીવે છે. એવા બીજા અનેક ઋષિઓ છે.

આ ઋષિઓએ જે વેદનાં સૂક્તો ગાયાં છે તેનો ભાવ સાદી સરળ ભાષામાં ઉતારવાનો આ પ્રયત્ન છે.

'વેદ-પરિચય'ના લેખક શ્રી વિષ્ણુદેવ પંડિત વેદના સારા જાણકાર વિદ્વાન છે. વેદ-સાહિત્યનો તેમણે ઘણો સારો અભ્યાસ કર્યો છે. સાથે તેમણે તત્ત્વજ્ઞાની સાધુ-પુરુષો અને વેદ જાણનાર વિજ્ઞાની પુરુષોનો સમાગમ સાધ્યો છે. વિશાળ વાચન અને સંતસમાગમના અનુભવના નિચોડરૂપે તેમને જે મળ્યું છે, તેને ઉતારવાનો આ સફળ પ્રયત્ન છે. તેમની ભાષા સહેલી અને લોકભોગ્ય છે તે ઉપરાંત વેદની વાણીનો ભાવ પકડવાની તેમને આગવી સૂઝ છે. તેને કારણે આ ગ્રંથ સારી રીતે લખાયો છે.

આજે તો થોકબંધ સાહિત્ય છપાય છે. આ જમાનામાં પુસ્તકો છપાવવાં ઘણું સહેલું છે, પણ વેદ જેવા પ્રાચીન સાહિત્યને પ્રચારમાં લાવવાની જરૂર છે.

ગુજરાતના મૌનવ્રતી શ્રી મોટાની પ્રેરણાથી યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડે આ વેદના સાહિત્યના પ્રચારનું કાર્ય શરૂ કર્યું છે, તે પગલું સ્તુત્ય છે; અને આ કાર્યમાં મારી શુભાશિષ છે.



# અમારા શુભાશીર્વાદ

– જગદ્‌ગુરુ શંકરાચાર્ય શ્રી અભિનવ સચ્ચિદાનંદજી મહારાજ

वेदश्चक्षुःसनातनम् ।

વેદની દૃષ્ટિ ઉદાર છે, વિશાળ છે, તે વિશ્વ–માનવના હિતની વાત કરે છે. માનવ–માનવનો આદર્શ સંબંધ કેવો હોય, તેની રજૂઆત વેદો કરે જ છે, તે સાથે માનવનાં જીવન, વ્યવહાર, નીતિ, ચારિત્ર્ય, સદાચાર વગેરેની વાતો પણ વેદોના દ્રષ્ટા–ઋષિમુનિઓની પાસેથી જાણવાની મળે છે.

ઋગ્વેદનો પરિચય આપતી છ પુસ્તિકાઓ ગુજરાત યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ તરફથી પ્રગટ થઈ છે, તે જ રીતે યજુર્વેદનો પરિચય કરાવતી પુસ્તિકાઓ રજૂ થાય છે, તે જાણીને આનંદ થયો છે. વેદોનાં પાઠ પારાયણ થાય છે, તેટલાથી પ્રયોજન સધાતું નથી. તેનાં અર્થ અને પરિશીલન કરવાની ઘણી જરૂર છે. પ્રાચીન કાળમાં એ માટે ઘણું જ ધ્યાન અપાયું છે. 'જે વેદ ભણે અને અર્થ ન જાણે, તે તો જડ ગણાય; અર્થ જાણનાર જ વેદ દ્વારા કલ્યાણ સાધે છે.

આ જાતનાં પરિશીલન અટકી જવાથી વેદો તરફ જનતાની ખૂબજ ઉદાસીનતા જોવાને મળે છે. લગભગ વેદોનો પ્રચાર અટકી ગયો છે, એમ કહેવાય.

શિક્ષણના ક્ષેત્રે વેદ–સાહિત્ય ઘણું આપી શકે છે. પ્રાચીન ગુરુકુળો અને વિદ્યાપીઠોમાં મુખ્યત્વે વેદોનાં પઠન પાઠન થતાં હતાં અને એ શિક્ષણ વિદ્યાર્થીઓની યોગ્યતા વધારવામાં ખૂબ જ ઉપયોગી ગણાતું હતું. શિક્ષણક્ષેત્રે વેદનો પરિચય સધાય એ શુભ હેતુથી વેદોની પુસ્તિકાઓ છપાઈ રહી છે; તે માટે ગ્રંથ યોજના બોર્ડની અધ્યક્ષ શ્રી ઈશ્વરભાઈ પટેલ અભિનંદનને પાત્ર છે.

આ પુસ્તિકાઓના લેખક શ્રી વિષ્ણુદેવ પંડિત વેદ-સાહિત્યના અઠંગ અભ્યાસી છે. વેદાન્તદર્શનનો સારી રીતે અભ્યાસ કરીને તેમણે 'ભગવાન્ શંકરાચાર્ય' તથા 'બ્રહ્મસૂત્ર ભાષ્યસાર' ગ્રંથો લખ્યાં છે, (જે અમારી જગદ્‌ગુરુ ગ્રંથમાલામાં પ્રગટ થયા છે.) તેને સારો આદર મળ્યો છે. ભાગવત પુરાણના સંશોધન ક્ષેત્રે પણ તેમની સેવાઓ જાણીતી છે.

યજુર્વેદનાં પઠન, પાઠન અને પાઠ–પારાયણો સારી રીતે ચાલે છે, પરંતુ યજુર્વેદની સંહિતાઓ અને બ્રાહ્મણ-ગ્રંથોનો અભ્યાસ કરીને તેમાં રહેલા વિવિધ વિષયોનું તાત્પર્ય શોધીને સારદોહન કરવાનું કાર્ય ઘણું અધરું છે.

વેદાન્ત મનીષી શ્રી વિષ્ણુદેવ પંડિતે એ દિશામાં સારો પ્રયત્ન કર્યો છે અને તેને પરિણામે આ પુસ્તિકાઓ તૈયાર થઈ રહી છે. વિશેષ કરીને આપણી પ્રાચીન પરંપરામાં જે ચિંતન અને મનન જોવામાં આવે છે; તેને જ રજૂ કરવાનું કાર્ય લેખકે સ્વીકાર્યું છે. જે કાંઈ વેદોમાં છે; તેને સાદી સરળ ગુજરાતી ભાષામાં રજૂ કરવાનું કાર્ય તેમણે કર્યું છે. આ કાર્યમાં તેમને પૂરેપૂરી સફળતા મળે, અને વેદ પરિચય દ્વારા શિક્ષણક્ષેત્રે સારી પ્રગતિ સધાય; એ માટે અમારા શુભાશીર્વાદ છે.



# વેદસાહિત્ય પર અધિકાર

—સ્વામિ શ્રી ગંગેશ્વરાનંદજી

समानी व आकूतिः समाना हृदयानि वः ।
समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥
—ઋગ્વેદ ૧૦, ૧૯૧, ૪.

'તમારા અભિપ્રાય એક સમાન હો; તમારાં હૃદયો એક સરખાં હો અને તમારાં મન સમાન મનન કરતાં રહો; જેથી તમો પરસ્પર સાથ સહકારથી રહી શકો.'

શ્વાસ–નિઃશ્વાસની ક્રિયા સહજ સરળ હોય છે; એ જ પ્રકારે આ વેદોની બોધવાણી પરમ કૃપાળુ પરમેશ્વર પાસેથી સહજ સરળ ભાવે પ્રાચીન ઋષિ મુનિઓને મળેલી છે આ વેદવાણી જેટલી જૂની છે, એટલી જ નવી છે; જેવી પ્રાચીન છે. એવી જ અર્વાચીન છે.

પ્રાચીન પરંપરાથી આ વેદવાણીની પ્રતિષ્ઠા એક સરખી રીતે થતી આવી છે; તેમજ એ સર્વને માન્ય, સરખું હિત કરનાર–સાહિત્ય વિશ્વભરમાં પ્રતિષ્ઠિત છે; પશ્ચિમી વિદ્વાનોએ પણ એ વેદ–સાહિત્યનો અભ્યાસ કર્યો અને એનો મહિમા ગાયો; તેને પરિણામે વિશ્વભરમાં તેનો સારો પ્રચાર થયો છે.

ભારતમાં વેદોની જુગજૂની પ્રતિષ્ઠા તો સારી રીતે ટકી રહે છે; વેદોનાં નામ સાંભળીને સૌનાં મસ્તક નમે છે; પરંતુ એ વેદોનાં સ્વરૂપ અને ઉપદેશ કયા પ્રકારનાં છે, તેની જાણકારી ઘણા જ ઓછા વિદ્વાનો ધરાવે છે; અર્થાત્ તેની હિતકારી બોધવાણી સૌ જનો સુધી પહોંચી નથી; પરિણામે વેદો ભુલાતા ગયા અને તેની હિતકારી બોધવાણી સંભળાતી બંધ થવા લાગી.

ભારતને સ્વતંત્રતા મળ્યા પછી, વેદ–સાહિત્યનાં પ્રકાશન અને પ્રચારનું કાર્ય ફરીથી શરૂ થયું છે. 'પ્રાચીન સંસ્કૃતિ અને સભ્યતાની પરંપરા સાચવવામાં વેદ સાહિત્ય અગત્યનું સ્થાન ધરાવે છે;' એ વાત આપણા અગ્રણી અને પ્રગતિશીલ વિચારકોને હૈયે વસી, તે કારણે પણ આ વેદ–સાહિત્યના પ્રકાશનકાર્યમાં વેગ આવ્યો છે.

વેદોનાં પરિશીલન, અભ્યાસ, ઉપદેશ, પ્રવચન વગેરે સેવા–પ્રવૃત્તિ તો વર્ષોથી ચાલી રહી છે હવે તો વેદોની સેવા કરવી; એ જ એક જીવનવ્રત બની ગયું છે. મારા આ વેદ પ્રચાર કાર્યમાં વેદોનો તલસ્પર્શી અભ્યાસ કરતા વિદ્વાનો અને વેદોનો મુખપાઠ કરી, શ્રવણ પરંપરાને એકધારી સાચવી રહેલા વેદપાઠીઓનો ઘણો સારો સાથ–સહકાર મળી રહ્યો છે.

નડિયાદના સંતરામ મંદિરમાં ગુજરાતના જાણીતા મૌનવ્રતી યોગીરાજ શ્રી. મોટા ની મુલાકાત થઈ, ત્યારે તેમની આગળ વેદોના પ્રચારની વાત મૂકવામાં આવી. તે વાત તેમણે હર્ષથી વધાવી લીધી અને વિશેષમાં જણાવ્યું કે 'આ વેદો ગલીએ ગલીએ અને ઘેર ઘેર વંચાય તેવી મારી ભાવના છે.'

તેમની જ શુભ પ્રેરણાથી યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડે આ "વેદ પરિચય ગ્રંથમાળા" પ્રગટ કરવાનું કાર્ય હાથ પર લીધું અને સંસ્થાના ચૅરમેન શ્રી. ઈશ્વરભાઈ પટેલે આ કાર્યને વિશેષ વેગ આપ્યો. તેનું લેખન કાર્ય ગુજરાતના સુપ્રસિદ્ધ વિદ્વાન શ્રી. વિષ્ણુદેવ પંડિતને સોંપવામાં આવ્યું, તે જાણીને વિશેષ આનંદ થયો છે.

મુંબાઈમાં યોજાયેલ પંચદેવ મહાયાગ પ્રસંગે 'वेद के दार्शनिक सूक्त' ગ્રંથ અમદાવાદ વેદ મંદિર તરફથી પ્રગટ થયો હતો; તેનું લેખનકાર્ય અમારા વિશેષ સ્નેહપાત્ર વેદ સંશોધન વિશેષજ્ઞ, વ્યાખ્યાન દિવાકર, વેદાન્ત મનીષી શ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિત એમ. એ. વેદાન્તાચાર્ય, વ્યાકરણતીર્થની કલમે થયું છે.

છેલ્લાં આઠેક વર્ષોથી શ્રી વિષ્ણુદેવ પંડિત અમારી સાથે વેદ–સાહિત્યના સંશોધના સંપાદનમાં સક્રિય રીતે જોડાયા છે. વિશેષે કરીને વેદોની સંહિતાઓ અને બ્રાહ્મણ ગ્રંથોનાં સતત અભ્યાસ અને પરિશીલનને કારણે તેમણે વેદસાહિત્ય પર સારો અધિકાર જમાવ્યો છે.

આ વેદોની સાદી સરળ કથાઓ આમ શિક્ષિતજન પાસે રજૂ કરવાના ઉદ્દેશથી 'વેદ પરિચય પુસ્તિકા શ્રેણી' તૈયાર થઈ રહી છે. નીતિ, સદાચાર, શ્રમ-સેવા સાદાઈ, સ્વસ્થ જીવન જેવાં મૂલ્યો પ્રાચીન ઋષિમુનિઓનાં જીવન ચરિતમાં વણાયેલાં છે; તેમજ તેમણે જે દેવોની પ્રાર્થનાઓ અને સ્તુતિઓ કરી છે તેમાં પણ તે સદ્ગુણોનો મહિમા ગાયો છે. દેવોની મૂલ બોધવાણીનો ભાવ ગૂંથીને મંત્રદષ્ટા ઋષિઓની જીવન કથા આ વેદ-પરિચયમાં આલેખવાની ભાવનાં લેખકની છે.

ગુજરાતના મૂકસેવક શ્રી રવિશંકર મહારાજ અમારી વેદ-સાહિત્યની પ્રવૃત્તિઓમાં ઊંડો રસ ધરાવે છે. તેમણે ચાર વેદોની મૂલ સંહિતાઓ શ્રી વિષ્ણુદેવ પંડિતને અગિયારમે વર્ષે ભેટમાં આપેલી; તેમની તે વખતની ભાવના અને શુભાશિષ સફળ થયાં છે, તે જણાવતાં આનંદ થાય છે.

આ વેદ પરિચય-પુસ્તક શ્રેણી ગુજરાતી શિક્ષણ સાહિત્યના ક્ષેત્રે વિદ્યાર્થીઓને અને જિજ્ઞાસુઓને પણ વિશેષ લાભકારી બની રહે એવી શુભાશંસા.



# શ્રી વિષ્ણુદેવ પંડિત :

## વૈવિધ્યપૂર્ણ વ્યક્તિત્વ અને ઊંડી કલાસૂઝ

—શ્રીમતી મૃણાલિની સારાભાઈ

મારા દીર્ઘ કલાજીવન દરમ્યાન મારી કલા-સાધના માટે, મારી જ્ઞાનતૃષા માટે અનેક વિભૂતિઓ, વિદ્વાનો-કલાગુરુઓ સાથે પરિચય, મૈત્રી સંબંધો થયા છે અને આજીવન ચાલુ રહ્યા છે.

લગ્નજીવન બાદ ગુજરાતમાં આવ્યા પછી પણ મારી આ જ્ઞાનતૃષાના કારણે આચાર્ય વિષ્ણુદેવભાઈનો પરિચય થયો. કોઈએ જ્યારે તેમનું નામ સૂચવ્યું ત્યારે તેમના વ્યક્તિત્વ અંગે એક 'પંડિત' જેવો કોઈ સંસ્કૃતભાષાના વિદ્વાન શિક્ષક હશે તેમ કલ્પના થઈ. પરંતુ તેમના વધુ સંપર્કે તેમનું વિશિષ્ટ અને વૈવિધ્યપૂર્ણ વ્યક્તિત્વ નીરખતાં મને મારા કલાસર્જનમાં સહાયભૂત થાય એવી આ વ્યક્તિવિશેષ ગુજરાતમાં સાંપડતાં મને અતિ આનંદ થયો.

વર્ષો પહેલાંની વાત છે, 'દર્પણ'માં વિવિધ નૃત્ય-નાટિકાઓના સર્જન, સમયે જો વિષયવસ્તુ રામાયણ, મહાભારત, પુરાણકથાની હોય તો તેની પ્રાથમિક ચર્ચા આચાર્ય શ્રી વિષ્ણુદેવભાઈ સાથે જ કરતી. તેમનો આ અંગે ઉત્સાહ એટલો પ્રબળ કે એક જ વિષયવસ્તુનાં અનેક પુસ્તકો-રેફરન્સો-ટીકાટિપ્પણીઓ બધું જ મારી સમક્ષ રજૂ કરે. નૃત્ય-નાટિકાના પ્રસંગો માટેની નાની નાની વિગતો શોધી આપે-તેને અનુરૂપ શ્લોકો અન્ય ગ્રંથોમાંથી લાવી આપે અને મારા કલાસર્જનમાં અનેકવિધ રીતે પુરસ્કર્તા બને.

એક વિશિષ્ટ યાદગાર પ્રસંગની વાત કરું.

'ઋગ્વેદ' નૃત્ય-નાટિકાના સર્જન સમયે શ્રી વિષ્ણુદેવભાઈની કલાસૂઝ તથા રસદૃષ્ટિ જોઈ હું અભિભૂત થઈ હતી. કારણ કે 'ઋગ્વેદ' નૃત્ય-નાટિકા એ એક કઠિન અને વિશિષ્ટ કલાસર્જન હતું. 'ઋગ્વેદ'ની ઋચાઓ સાંભળી, મંત્રોના અર્થ જાણી, તેનું આધુનિક સંદર્ભમાં અર્થઘટન કરી એક 'abstract' ભાવાત્મક નૃત્ય-નાટકોનું સર્જન હું કરી રહી હતી. મારી અંતરદૃષ્ટિ સમક્ષ કેટલાંય વિવિધ દશ્યો, રૂપો, ચલનો મને દેખાતાં પરંતુ તેને કેવી રીતે શબ્દોમાં શ્રી વિષ્ણુદેવભાઈને સમજાવું? મોટી મૂંઝવણ હું અનુભવતી હતી. પરંતુ જેવી હું મારી કલ્પનાની અભિવ્યક્તિ શ્રી વિષ્ણુદેવભાઈ સમક્ષ કરું કે તુરત જ સહજ ભાવે તે સ્પષ્ટ સમજી જાય અને તેને અનુરૂપ મંત્રપાઠ કરે, ઋચાઓ સંભળાવે, તેના સંગીતની સમજ આપે, ઉપરાંત શુદ્ધ વેદપાઠીઓને ભેગા કરી તેમનું ગાન સંભળાવે. એક કલાસર્જનમાં એક વિદ્વાન પંડિત આટલો ઊંડો રસ અને સમજ ધરાવે તે મારે માટે મોટું આશ્ચર્ય અને આનંદ હતા. ત્યારથી શ્રી વિષ્ણુદેવભાઈની આ કલાસર્જન માટે હું અત્યંત આદર અનુભવું છું.

શ્રી વિષ્ણુદેવભાઈએ તેમની સરસ્વતી-સાધનાથી ગુજરાતમાં સંસ્કૃત ભાષા અને ભારતીય સંસ્કૃતિમાં અનેકગણું પ્રદાન કર્યું છે. માત્ર ગુજરાત નહિ, પણ સારાયે દેશમાં તેમની વિદ્વતાની પ્રશંસા થાય છે. પરંતુ ભારતીય શાસ્ત્રીય કલાના ક્ષેત્રે એમણે જે પ્રદાન કર્યું છે તે ઘણું જ પ્રચુર છે.

વેદકાળના ઋષિમુનિઓ દ્વારા આપણી સંસ્કૃતિની પવિત્ર ગંગા વહી રહી છે અને આ યંત્રયુગમાં તેને ટકાવવી કેટલું કઠિન કાર્ય છે તે તો જે એ કાર્ય કરતા હોય તે જ જાણે, ઘણો ત્યાગ કરવો પડે છે. એક ઉચ્ચ આદર્શની સાધના માટે શ્રી વિષ્ણુદેવભાઈ આવું જ જીવન-લક્ષ્ય સાધીને સમાજને પોતાનો જ્ઞાનલાભ આપી રહ્યા છે તેથી ધન્યતા અનુભવાય છે.

તેમની સપ્તતિ પૂર્તિ ઉજવણી પ્રસંગે મારી સર્વ શુભેચ્છા.



આચાર્યશ્રી વિષ્ણુદેવ પંડિતની સાથે સત્સંગ કરવો એ પણ જીવનની એક લહાણ છે. સાક્ષર કવિશ્રી કરસનદાસ માણેકે જણાવ્યું છે કે, "વેદો શું છે, એ જાણવું હોય, તો ચોવીસ કલાક વિષ્ણુદેવ પંડિતજીની સાથે ગાળવા જોઈએ." બન્ને મિત્રો કાંકરિયાની પાળે રાતના કલાકો ગાળતા. એમની ચર્ચાનો વિષય વેદ અને ભારતીય સંસ્કૃતિ હોય ! પંડિતજીને પૂછવામાં આવ્યું કે, વેદો તો અઘરા છે. એ શી રીતે સમજાય ? એના ભાષાંતર આપ્યાં હોય, તો કાંઈક સમજણ પડે. ઉત્તરમાં તેમણે જણાવ્યું કે, વેદો તો સરળ–મધુર છે. ટૂંકા ટૂંકા વાક્યો અને છંદની ગેયતા એની સરળતામાં વધારો કરે છે. ક્યાંય મોટા સમાસ નહિ, હા ! તેની સાથે આપણે પરિચય કેળવવો પડે ! અને જુઓને ! ભાષાંતરો તો કેટલીય ભાષાઓમાં થયા છે પણ તેથી કાંઈ વેદો સમજાય ખરા ? વેદો સમજવા માટે તો જિજ્ઞાસા જોઈએ. એ કાંઈ કવિતા નથી, તે એક અર્થથી કામ સરે. એ તો મંત્રની વાણી છે. એમાં ઋષિએ પોતાના હૃદયના ભાવ ભર્યા છે. આ એક ઋચા છે. એના ઋષિ પ્રાચેતસ મુનિ છે. એ જણાવે છે.

'અગ્નિ જ્યોતિ છે, ઈન્દ્ર એ તો જ્યોતિ છે, સૂર્ય એ તો જ્યોતિ છે.' હવે અહીં જો અગ્નિ, ઈન્દ્ર અને સૂર્ય કુદરતના પદાર્થો જ હોય, તો એમાં ઋષિએ નવું શું કહ્યું ? એમાં એક રહસ્ય રહેલું છે આ ઋષિ પોતાના જીવનનો અનુભવ આ મંત્રમાં વણી લે છે. ઘટના આ પ્રમાણે છે :

રાત ઓસરી રહી છે, અંધારાં ઉલેચાઈ રહ્યાં છે; ત્યાં જ ઋષિની આંખ ઊઘડે છે. તેને અંધારામાં કશું જ સૂઝતું નથી. તેનાં નયન દૂર દૂર સુધી પહોંચી જાય છે. ત્યાં અગ્નિ પ્રગટ થયો છે, અને એની પ્રજ્વલિત જ્વાળા પ્રકાશ પાથરી રહી છે. તે ઋષિને દિશા સૂઝે છે. તેનાં નયન તેને દોરી જાય છે, તેના ચરણ ઊપડે છે. બહાર નીકળી ગયા પછી જવું ક્યાં ? એ પ્રશ્ન જાગે છે. ત્યાં હૃદયમાં એને થાય છે કે આ અગ્નિ એ તો સાચે જ જ્યોતિ છે, પણ એ જ્ઞાન તેને ક્યાંથી આવ્યું ? તેણે પોતાની અંદર જોયું, ત્યાં જ્ઞાનશક્તિ અગ્નિ તેને જણાયો. આ જ્યોતિ એ તો અગ્નિ છે અને એની કવિતા આગળ વધી. તેણે ધીરા સૂરે ગાયું છે :—

અગ્નિ એ તો જ્યોતિ, જ્યોતિ એ તો અગ્નિ આ જ્ઞાનનો અગ્નિ અને બહારનો અગ્નિ છે. એક જ્યોતિરૂપ બની ગયા તેનો નિર્દેશ તેને મળી ગયો. નયનને સહારે, ચરણને પગલે તેણે પર્ણકુટિરની બહાર પગલાં માંડયા. હવે જવું ક્યાં ? ત્યાં તો દક્ષિણ-દિશાનો શીતળ મધુર પવન વાઈ રહ્યો હતો. ધીરા મંદ સ્વરે તે પાસે આવતો હતો. તેના શરીરને સ્પર્શ કરતો હતો અને તેને સમજાયું કે આ શીતળ સખી એ વાયુ નથી પણ તેનો દેવ ઈન્દ્ર છે. તે મારી ઈન્દ્રિયોને મધુર રીતે સ્પર્શે છે અને મને દિશા સૂચવે છે. ઈન્દ્ર એ તો જ્યોતિ છે પણ આ ઈન્દ્ર તો અંદરનો અંતર્યામિ ઈન્દ્ર છે. ને કવિતામાં ઉમેરો થાય છે. ઈન્દ્ર એ તો જ્યોતિ છે, જ્યોતિ એ તો ઈન્દ્ર છે. હવે આ જ્ઞાની ઋષિ ધીરે પગલે દક્ષિણ દિશાએ આગળ વધે છે અને તે નદીને કિનારે આવીને ઊભો રહે છે અને ત્યાં પૂર્વ દિશામાં લાલ પ્રકાશ પથરાય છે અને તેના નયન ચમકી ઊઠે છે અને તેના હૃદયમાં પ્રેરણા જાગે છે આ હૃદયનો સૂર્ય જ્ઞાનજ્યોતિ શું અહીં ઊગી નીકળી છે ? સૂર્યનો ઉદય થયો છે ? સાચે જ તેની કવિતા ગુંજી ઊઠે છે. સૂર્ય એ તો જ્યોતિ છે, જ્યોતિ એ તો સૂર્ય છે. આમ વેદનો ઋષિ એક કવિ રહેતો નથી. એક દ્રષ્ટા— મંત્રદ્રષ્ટા બને છે. તેને કુદરતનાપદાર્થોમાં દેવના દર્શન— જ્યોતિનાં દર્શન થાય છે. અધ્યાત્મ ભાવનાના રહસ્ય ખૂલે છે, એ કવિતા બની રહેતી નથી એમાં એને

(અનુસંધાન ૧૧ મે પાને)

# પં. વિષ્ણુદેવજીનો સ્વાધ્યાય–યજ્ઞ

—શ્રી. નારાયણ ભ. વ્યાસ,
(ભાષા નિયામક)

મધુર જ્યોત ટ્રસ્ટ, અમદાવાદની વેદ પ્રકાશન સમિતિ દ્વારા વેદ ભાષાભાષ્ય ગ્રંથશ્રેણી પ્રકાશિન કરવાની યોજના ટ્રસ્ટના મેનેજિંગ ડાયરેકટર આચાર્ય શ્રી વિષ્ણુદેવ પંડિત તરફથી મે, ૧૯૮૧માં ભાષ્યનિયામકની કચેરીને મળી. એના અનુસંધાનમાં તા. ૫ મી જૂન, ૧૯૮૧ ના રોજ મારી કચેરીમાં આ ગ્રંથશ્રેણીના લેખક-સંપાદક પં. વિષ્ણુદેવજીની પ્રથમ મુલાકાત થઈ.

શ્વેત વસ્ત્રો, વિશાળ ભાલપ્રદેશ, ચશ્મા પાછળ ચમકતી આંખો અને વાણીમાં સાક્ષાત્ વાગ્દેવતા : આ મારો પં. વિષ્ણુદેવજીનો પ્રથમ પરિચય. વેદ-સાહિત્યને ગુજરાતી ભાષામાં ઉતારી એ દ્વારા ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરનાર સાહિત્યકાર તરીકે પં. વિષ્ણુદેવજીની ગણના અવશ્ય કરવી પડે. આમ તો સાહિત્યકારો ધૂની અને અલગારી હોય. એમને અનુદાન આપ્યું હોય તો એમના ખાતર પણ અમારે એમને સ્મૃતિપત્રો લખવા પડે. જ્યારે પં. વિષ્ણુદેવજીનો, એમને નિમંત્રણ આપ્યું એના બે દિવસ પહેલા નમૂનાની કેટલી તૈયાર હસ્તપ્રતો લઈને આવેલા. એમની વેદ-પરિચય ગ્રંથશ્રેણીને કાકાસાહેબ કાલેલકર, પં. સાતવળેકરજી, સ્વ. ગંગેશ્વરાનંદજી જેવા મહાનુભાવોના આશીર્વાદ મળેલા. એટલે વેદ ઉપરના એમના અધિકાર વિષે કોઈ શંકા રહેતી ન હતી. વેદ-સાહિત્યના સંદર્ભે એમણે રજૂ કરેલી હસ્તપ્રત જોતાં એમના અભિગમમાં, એમનાં દૃષ્ટિબિંદુઓમાં, એમની મૌલિક અર્થઘટનાત્મક પદ્ધતિમાં રાજ્યને રસ પડયો. તમે કહો એવું વેદોમાંથી કાઢી આપીએ, આવી ઓફરો લઈને દળદાર ગ્રંથો ખડકી દેવાનું કહેનાર કહેવાતા પંડિતો અમને મળેલા. પરંતુ એ સઘળી વાતો બોદી નીકળી હતી. આ સંજોગોમાં ગુજરાત સરકારની ગુજરાતી ભાષા-સાહિત્યના વિકાસની યોજના અન્વયે પં. વિષ્ણુદેવજી પાસેથી વેદોનાં મૌલિક તારતમ્યો મળે તો ગુજરાત રાજ્યનું અનુદાન વિશેષ પ્રતિષ્ઠા પામે એવું મારા મનમાં ઊગ્યું હતું. વળી આ તારતમ્યો સંસ્કૃત ભાષામાં જ રજૂ થાય તો એનો લાભ આમજનતાને મળે નહિ ગુજરાતી ભાષામાં એની રજૂઆત થાય અને પં. વિષ્ણુદેવજી પોતાનાં તારણો કાઢી આપે તો આખી વાત બને. એને પ્રસ્તાવનું સ્વરૂપ પણ અપાય. એમણે સંસ્કૃત અને ગુજરાતી, બન્ને અશ્વો પર સવારી કરવાની આવે અને ગતિ જનતાજનાર્દનના હૃદય પ્રતિ કરવાની આવે. સંસ્કૃત ઉપર એમનું પ્રભુત્વ ખરું પણ ગુજરાતીનું શું ? સદ્‌ભાગ્યે એમણે ઘણી સામગ્રી પાછી લઈ જઈ વેદોનો મૌલિક ગુજરાતી અવતાર લઈ આવવાનું સ્વીકાર્યું. મારે ક્ષોભ સાથે કહેવું જોઈએ કે, આવા વેદાવતારમાં વિઘ્નો પણ આવેલાં. મને એમનાં પૌરસ્ત્ય દૃષ્ટિબિન્દુઓ મનમાં વસી ગયેલાં. એટલે હું સ્પષ્ટ હતો. વચ્ચે કાયદાકાનૂનની કે વિધિપ્રવિધિઓની જાળ પણ ખરી જ. જિંદગીમાં વહીવટમાત્રમાં રસ ન લેનાર આ મહાવિદ્વાનને અમારી વહીવટી મુશ્કેલીઓ કઈ રીતે સમજાવવી ? ત્યાં તો પં. વિષ્ણુદેવજીની તેજસ્વી આકૃતિ હૃદયપટ પર ખડી થઈ અને મને થયું કે, આ તો સંસ્કૃતની દીકરી એવી ગુજરાતી ભાષા દ્વારા ભગવાનનું કાર્ય છે અને અમારે તો વાહન બનવાનું છે. એમાં વહીવટી આંટીઘૂંટીને કારણે આ વિદ્વાનને કાંઈ થોડા હેરાન થવા દેવાય ? છેલ્લે સરકારના શિક્ષણ વિભાગ દ્વારા વેદ-ભાષા-ભાષ્યના બાર ગ્રંથોની ગ્રંથશ્રેણી યોજના જુલાઈ’ ૮૨માં મંજૂર થઈ અને સરકારી રાહે સારા કામમાં નિમિત્ત બન્યાનો સંતોષ થયો.

વેદોના આ મૌલિક ગુજરાતી પ્રકાશનમાં નિમિત્તરૂપ બનવાની કામગીરીથી પહેલી વાર જાણે અમને ભગવાનનું કાર્ય આવી મળ્યું પછી તો વિદ્વાનોના સાચાખોટા અભિપ્રાયો પણ કર્ણોપકર્ણ અથડાવા લાગ્યા : ‘આ પ્રથમથી જ શુદ્ધ સંસ્કૃત કે શુદ્ધ ગુજરાતી પ્રકાશન છે જ નહિ.’ વગેરે. પણ અમે તો આને ગુજરાતી ભાષા-સાહિત્યને સમૃદ્ધ કરતું ગુજરાતી ભાષાનું જ પ્રકાશન

ગણ્યું છે. એથી જ આ યોજના ગુજરાત સાહિત્ય અકાદમીને સોંપાઈ. ત્યાં વળી સૂચન આવ્યું : 'આ ગ્રંથની મૌલિકતા શેમાં?' શ્રી ભૂપતભાઈ વડોદરિયા દ્વારા ડૉ. રમણભાઈ જોશીનો સરસ અભિપ્રાય મળ્યો. એમણે તો વળી 'સરસ્વતીચંદ્ર'ના સંદર્ભો ટાંકેલા. યજ્ઞ પરત્વેના લેખકના અર્થઘટનમાં ડૉ. જોશીને 'જનપશુજગનો કલ્યાણયજ્ઞ' જણાયો. હવે તાત્ત્વિક દૃષ્ટિએ યોજના યે સાચી ને અનુદાન પણ સુપાત્રે. એ પછી તો મહામહોપાધ્યાય કે. કા. શાસ્ત્રીની પ્રસ્તાવના પણ વેદ ભાષાભાષ્યો માટે આવી મળી. શ્રી શાસ્ત્રીજીને પં. વિષ્ણુદેવજીના પૌરસ્ત્ય અભિગમમાં સંપૂર્ણ શ્રદ્ધેયતા જણાઈ. વેદોમાં રહેલાં ગૂઢ રહસ્યોને તેના આધારસહિત અને પોતાની મૌલિક દૃષ્ટિ સાથે પં. વિષ્ણુદેવજી ચારેય વેદોનાં ભાષાભાષ્યો ગુજરાતી ભાષામાં ઉતારી શકે એવી જરૂરી અધિકૃત ભૂમિકા હવે ઊભી થઈ ગઈ.

આ વેદગ્રંથો માટે મધુર જ્યોત ટ્રસ્ટ, એમનું પરામર્શક મંડળ, સંપાદક મંડળ વગેરે રચાયાં છે. એક અગ્રણી વિદ્વાનો આ બધાંને one-man show કહેલો ત્યારે મને નવાઈ લાગી. પશ્ચિમમાં ભલે ઓરકેસ્ટ્રા દ્વારા સંગીત સર્જાય, આપણે ત્યાં નાદબ્રહ્મની ઉપાસના એકાંતમાં એકલા જ થાય છે ને? તો, આ શબ્દબ્રહ્મ નહિ? આવા શબ્દબ્રહ્મના સાધકને લખતો, વાંચતો, વિચારતો જોવા એ પણ એક લહાવો છે. આ લહાવો મને મળેલો છે, એમ કહેતાં હું ગૌરવ અનુભવું છું. અન્ય વિદ્વાનો કેવળ ખંડનમંડન કરવાને બદલે આવી સર્જકપ્રવૃત્તિને સહકાર આપે તો મને ગુજરાતમાં સંપૂર્ણ વેદાવતાર ખૂબ નજીક લાગે છે. જ્ઞાન અને વિજ્ઞાનની ક્ષિતિજો જેમ ખૂલતી અને ખીલતી જાય છે તેમ નવાં ને નવાં રહસ્યો બહાર આવતાં જાય છે. કેટલાંક રહસ્યોનો તાળો વેદોમાં મળે, ન પણ મળે, પરંતુ એને સમજવાની ભૂમિકા આવા વેદગ્રંથો દ્વારા જ રચાય છે એટલું નમ્રતાપૂર્વક કહું.

પં૦ વિષ્ણુદેવજીના અભિવાદન ગ્રંથમાં એમના સંપાદક મંડળના સભ્યો ઉપરાંત જૂનીનવી પેઢીના વિદ્વાનોને પણ એમના આ વેદવાઙ્મય વિષે કહેવાનું હશે જ. ગુજરાત રાજ્ય વતી અમે તો યજ્ઞકાર્યની આર્થિક ભૂમિકા બાંધી આપી. ગુજરાતની આ વિદ્વત્તા ભારતભરમાં હવે પ્રસરો!

---

## શ્રી વિષ્ણુદેવ પંડિત સાથે થોડીક ક્ષણો

(પાનુ ૯ થી ચાલુ)

રટણ જાગે છે અને એ મંત્ર બની જાય છે. આ ઋષિ મનીષી છે, મંત્રદ્રષ્ટા છે. એમ જ આપણે વેદના મંત્રો રટવાના છે, સમજવાના છે અને તેનાં રહસ્યો ઉકેલવાનાં છે.

હું પંડિતજીને એક દિવસ મળવા ગયેલો અને વાત વાતમાં તેમણે ઉપરનું મંત્રનું દર્શન કરાવ્યું, એટલું જ નહિ તેમણે વાત વાતમાં કેટલાય મંત્રોનાં રહસ્યો જણાવી દીધાં. સાચે જ આ પ્રાચીન ઋષિઓ—મહર્ષિઓ—યોગીઓ અને મુનિઓના તેમને કેવા શુભાશિષ મળ્યા છે. એટલે તો તેમનું કહેવું છે કે એકલા વેદોના ભાષાંતરોથી કામ નહીં ચાલે! વેદના એક એક મંત્રમાં સરસ્વતીદેવીના સાગર હિલોળા લે છે. અને એ જ ભાવથી તેમણે શરૂઆતમાં તો સરળ—સાદી ભાષામાં પરિચય કરાવતી પુસ્તિકાઓ આપી, પણ એટલેથી તેમનું મન માન્યું નહિ, પણ તેમણે તો બધા જ વેદોના ભાષાભાષ્યો કરવાનું કામ હાથમાં લીધું છે.

યજુર્વેદના ત્રણ, અથર્વવેદના ત્રણ એમ છ ગ્રંથો તો પ્રકાશિત થઈ ચૂક્યા છે. હવે સામવેદ અને ઋગ્વેદ પરના ગ્રંથો પ્રગટ થવાના છે. એ કાર્ય તો નારાયણની પ્રેરણાથી થવાનું છે. આ પ્રગટ થયેલ અને પ્રગટ થવાના ગ્રંથો તો અવકાશે સ્વાધ્યાય કરીને સમજવા જેવા છે, એ કાંઈ કેવળ વાંચવાથી સમજાય એમ નથી; પણ તેમની પાસે બેસીને, સત્સંગ સાધીને, વાર્તાલાપ કરતાં, જે આનંદ આવે છે અને વેદોની મધુર વાણીનો રસથાળ પીરસે છે; તે તો સૌ જનોને દુર્લભ! આપણે ઇચ્છીએ કે, આચાર્યશ્રીનાં સત્સંગ—પ્રવચન યોજાય અને તેમની વેદવાણી સાંભળતાં રહીએ. તેમના ગ્રંથો પરનાં સ્વાધ્યાય—વિવેચનો અનેક સુજ્ઞ વિવેચકજનો સમજાવી રહ્યા છે અને એ પ્રકારે તેમની સપ્તતિ પૂર્તિ મહોત્સવ પ્રસંગે આ 'અભિવાદન ગ્રંથ' પ્રગટ થઈ રહ્યો છે, તે ભાવે મારી ભાવના પ્રગટ કરી રહ્યો છું.

# ગુજરાતી સાહિત્યનો વારસો

—શ્રી માધવસિંહ સોલંકી

આપણે આજે વિજ્ઞાન અને ટેક્નોલૉજીના યુગમાંથી પસાર થઈ રહ્યા છીએ. કુદરતની અનેક અજાયબીઓનો તાગ મેળવીને તેના પર પ્રભુત્વ પણ મેળવ્યું છે. વિજ્ઞાન અને ટેકનોલોજીનો ઉપયોગ માનવીનું જીવન વધારે સમૃદ્ધ કરવામાં પણ થઈ શકે છે અને ભયાનક સંહાર માટે પણ ઉપયોગ થઈ શકે છે. એવી પરિસ્થિતિમાં સ્વાભાવિક રીતે જ માનવી બેચેન બનતો જાય છે અને શાંતિ માટેની એની ઝંખના તીવ્રતર બનતી જાય છે.

ભારતીય સંસ્કૃતિનો મૂળ પાયો વેદો છે. પૂર્વના અને પશ્ચિમના અનેક વિદ્વાનોએ તેમાંથી જીવન જીવવાની પ્રેરણા લીધી છે અને આજે પણ ભારતીય સંસ્કૃતિના મહાન આધારસ્તંભ જેવા વેદો માનવીને શાંતિ આપવાની ક્ષમતા ધરાવે છે. વિશ્વના અનેક સાધુચરિત સંતોએ બોધ પાઠવ્યા છે, તે બોધ આજે પણ આપણને દિશાસૂચન કરે છે.

'માનવ માનવનું રક્ષણ કરે. पुमान् पुमास परिपातु विश्वत: । આ વેદસંદેશ આજના માનવીને પણ તેટલો જ ઉપયોગી છે.

આવાં તો અનેક સુબોધ–સુવચનો વેદોનાં અમૂલ્ય નિધિમાં રત્નોની જેમ ચમકે છે.

વેદોનાં ભાષાંતરો વિશ્વની અનેક ભાષાઓમાં ઊતર્યાં છે, પૂર્વ શું કે પશ્ચિમ શું ? ભૂતકાળ શું કે ભવિષ્યકાળ શું ? બધા દેશ અને કાલને સમાન બંધુભાવે જોડનાર આ વેદવાક્ય યાદ રહી જાય એમ છે.

मा भ्राता भ्रातरं द्विक्षन् मा स्वसारमुत स्वसा
सम्यंचः सव्रता भूत्वा वाचं वदत भद्रया ।
(अथर्व वेद ३, ३०, ३)

"ભાઈ ભાઈનો દ્વેષ ન કરે, બહેન બહેનનો દ્વેષ ન કરે. સમાજનાં સૌ નર-નારીઓ સમાન વિચાર અને વર્તન રાખી ભદ્રવાણી બોલે."

ચાર વેદોના વિસ્તૃત સાહિત્યને ગુજરાતી ભાષા-ભાષ્ય ગ્રંથોમાં ઉતારવાનું અતિ કઠિન કાર્ય આચાર્ય વિષ્ણુદેવ પંડિતે હાથ ધર્યું છે. આ પહેલાં તેમણે તૈયાર કરેલ યજુર્વેદના ત્રણ ગ્રંથો પ્રકાશિત થયા છે. હાલ અથર્વવેદના ત્રણ ગ્રંથો પૈકી પહેલો ગ્રંથ પ્રગટ થઈ રહ્યો છે. તેમણે આપણા આ બહુમૂલા ભારતીય સાહિત્યના મૂલ ગ્રંથોને મૌલિક રીતે આલેખવાનો અને ગુજરાતી સાહિત્યની સેવા કરવાનો જે નિષ્ઠાપૂર્વક પ્રયત્ન આદર્યો છે, તે પ્રયત્નને અનેક સાક્ષર વિદ્વાનોએ વધાવી લીધો છે.

આપણી ભારતીય સંસ્કૃતિના પ્રખર પુરસ્કર્તા અને ગુજરાતી ગદ્યના સ્વામી કાકાસાહેબ કાલેલકરે આજથી દશ વર્ષ પહેલાં તેમની આ પ્રવૃત્તિને વધાવી લેતાં જણાવ્યું હતું. "આચાર્ય વિષ્ણુદેવ પંડિતે વેદ પરિચયમાળા લખીને વૈદિક સંસ્કૃતિની અને આજના ભારતની ઉત્તમ સેવા કરી છે. એનો લાભ ભારત બહારના લોકોને પણ મળશે, એમ માનું છું. આ જાતની યુગાનુકૂળ સેવા માટે તેમનું સ્વાગત કરું છું, અને એમના કામની સંપૂર્ણ સફળતા માટે ભગવાન વિવસ્વાન્ પ્રત્યે હાર્દિક પ્રાર્થના કરું છું."

ચાર વેદો પરની ચોવીસ વેદ પરિચય પુસ્તિકાઓનાં પ્રકાશન કર્યા પછી આચાર્ય વિષ્ણુદેવ પંડિતે ચારેય વેદો પરનાં ભાષાભાષ્યો ગુજરાતી ભાષામાં આલેખવાનું આ મહાકાર્ય શરૂ કર્યું છે, તે ગુજરાતી ભાષા અને સાહિત્યનો અમૂલ્ય વારસો બની રહેશે, તેમાં શંકા નથી. તેમના આ શુભકાર્યમાં આર્થિક સહાયતા આપવાની યોજના ગુજરાત રાજ્ય–ગુજરાત સાહિત્ય અકાદમીએ વધાવી લીધી છે, તે એક સ્તુત્ય પગલું છે. ભારત રાષ્ટ્રની ઉદાર ભાવનાએ જે વિશ્વબંધુ પ્રેમનો ઉદાર આદર્શ સ્વીકાર્યો છે, તેના મૂળમાં વેદસાહિત્યની પ્રેરણા કામ કરી રહી છે. ગુજરાતી ભાષી પ્રજા આચાર્યશ્રીની આ અમૂલ્ય ભેટને કદી વિસરી શકશે નહિ.



# વિષ્ણુદેવની વેદયાત્રાનો એક અંશ

—જશવંતભાઈ ઠાકર

શ્રીમાન વિષ્ણુદેવ પંડિત એક તેજસ્વી એવી વિદ્યા-ચેતનાની ચિનગારી સમ, જાણે કે વેદોના પદાર્થમાંથી ઘડી કાઢેલ એવા અગ્નિ અંશ સમ હોય તેમ લાગે છે.

અનેક વિદ્યાઓનાં સ્થળોમાં ઘૂમી આવી વેદોના આંતર અનુભવમાં ઊંડે ઊતરી ગયેલ આ મહાનુભાવ સહજ રીતે શિક્ષક છે—આચાર્ય છે અને તેમણે સિદ્ધ કરેલ બધી વિદ્યા આત્માના આવિર્ભાવમાં ખર્ચી નાખ્યા પછીય જાણે તેમનો વિચાર અને વાણીપ્રવાહ અખૂટ બની રહી આપણને આંતરિક અચરજમાં ડુબાડે છે; તેવા વિષ્ણુ-દેવ પંડિતને અમારા ધન્યવાદ! જે રીતે પંડિત વેદ અભ્યાસના પ્રચાર માટે પુરુષાર્થ કરી રહેલ છે અને તે પણ નયન જ્યોતિ ઘણી ઘટી ગઈ છે ત્યારે તે આશ્ચર્ય પમાડે તેવી સ્થિતિ છે. સ્વ-સ્વરૂપમાં દૃઢ થયેલ ચિત્તવૃત્તિ સિદ્ધ કરેલ વિદ્વાન જ આવું કર્મ કરી શકે.

વેદ પરંપરા કંઠસ્થ સાચવવી તે કાંઈ પૃથ્વીની સપાટી પર ઊભા રહી ભૂગોળના પાઠનું રટણ કરવા બરોબર નથી. માનવજાતે સર્વ સામાન્ય પૃથ્વીલોકની વિદ્યાઓ ઉપરાંત અન્ય કશુંક આગળ ધર્યું છે તે સ્વ-સ્વરૂપમાં આધ્યાત્મિક તત્ત્વનો ધારણ કરનાર બની રહે છે. વિષ્ણુદેવ એવી કોઈ વ્યક્તિ છે. બાહ્ય દેખાવનો સામાજિક આશ્રમ વહી રહેલ પંડિતને આ અનુભવ વૈરાગ્ય-સૂચક બની રહે તો નવાઈ નથી.

શ્રી પંડિત માટે આવો કોઈ પ્રશ્ન નથી કે વેદોથીયે અગાઉ શું હતું? કાલમાં કે દિશામાં વેદના પરમ જીવને કશું પ્રાપ્ત કરવાનું હશે? અજ્ઞાનની ભૂમિકાઓના સાત સ્તરો કે અવસ્થાઓ કલ્પીએ તો સમજાશે કે આ કોઈ જગત્‌ની સૃષ્ટિ નથી પણ એ આવિષ્કાર છે. તેથી જ પંડિતને અત્યારે ઘણી ઉતાવળ છે. તેમને પોતાનું કામ પૂરું કરી દેવું છે, જેથી તેમના કસાયેલ વેદપાઠી જીવને કેવળ સતના ઊર્ધ્વમુખી માર્ગે જવાનું રહે.

મહાભારતમાં ભગવાન વ્યાસે યક્ષ અને યુધિષ્ઠિર વચ્ચે વાર્તાલાપ રચી સામાન્ય માનુષી જીવનના કોયડા ઉકેલી આપી માનવને મૃત્યુમાંથી પાછા જીવતા લાવે છે. દંભ નહિ પણ સત્ય વચન માટે આ પ્રયોગ છે. શ્રીરામ અને વશિષ્ઠ ગુરુ વચ્ચે પણ એવો જ વાર્તાલાપ છે. જેમાં અજ્ઞાનની સાત ભૂમિકાઓનું 'અનુભવ ચિંતન' ચર્ચાય છે. આવો બૌદ્ધિક ખોરાક પંડિતજી આધુનિક માનવને ભારતીય પરંપરામાં બતાવે છે. શ્રી પંડિતજી સંસારમાં રહી વૈરાગ્ય સેવવા પુરુષાર્થ કરતા હોય તો નવાઈ નહિ. આત્મસ્થ થવા પ્રયત્નશીલ માનવને શ્રી પંડિત વેદ–કર્મના ભગીરથ કાર્યથી માર્ગ બતાવે છે અને અંતે એ અંત પર અનંત પહોંચે છે કે સત્ય તો એક અનંત સર્વવ્યાપિ છે અને માનવ આત્મસ્થ બને ત્યારે વેદ–મહાભારત વગેરે બધું ઓગળી જઈ આત્માનું રસાયણ બને છે.

શ્રી પંડિતને બીજા સો વર્ષનું આયુ પ્રાપ્ત થાઓ એવી સંકલ્પ કામના! જીવનક્રમનાં રહસ્યોનો તાગ તો કોણ મેળવી શકે? રહસ્યોનાં સ્તર પર સ્તરો અસ્તિત્વ ધરાવે છે ત્યારે આપણે શું શોધવાનું છે? શ્રી પંડિતજી સ્વામીશ્રી બ્રહ્મનિષ્ઠ ગંગેશ્વરાનંદજી જેમજ એક જ સાધના કરી રહેલ છે, તે છે વેદોનો અભ્યાસ! જે રહસ્ય વિદ્યાઓ વેદો સાથે સંકળાયેલી છે તે સ્વામીજી ગંગેશ્વરાનંદનો અમૂલ્ય વારસો છે. જેનું પરમ ચિંતન સ્વામીજી વિસ્તારે છે. જે સિદ્ધિ સ્વામીજીની આત્મસ્થ સિદ્ધિ છે તે સુયોગ્ય પુખ્ત કાળબળે સમગ્ર જગતને પ્રાપ્ત થાય તે માટે વેદ–યજ્ઞ સંસારમાં ચાલે છે અને પૂર્ણતા સુધી ચાલશે. આખરે તો એ પૂર્ણતા તે જ આત્મસાક્ષાત્કાર હશે ને?

શ્રી વિષ્ણુદેવ પંડિતનાં સામાજિક જીવનમાં કંઈ ખાસ બનતું નથી હોતું. અ. સૌ. રમાબહેન બધો સમય તેમની સાથે હોય છે—સામે બેઠાં હોય છે. તેમને કથાનો કંટાળો નથી, કથાનો ત્રાસ નથી. જાગ્રત અવસ્થાના બધા કલાકો, તાવ અને માંદગીમાં પણ રમાબહેનનાં મુખ પરથી હાસ્ય જતું નથી કે ફીકાશ વરતાતી નથી. આ ઘરમાં એક જ માણસ બોલે છે તે પંડિતજી. કોઈ વેળા તેઓ

(અનુસંધાન ૧૪ મે પાને)

# પ્રસન્નતાની શ્રી :

— ડૉ. રમણલાલ જોશી

આચાર્યશ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિતને તમે ઓળખો છો? અમદાવાદમાં ગીતમંદિર રોડ પર ડાહ્યાભાઈ પાર્કમાં તેમના મકાનનું નામ છે, 'ઈશાવાસ્ય'. તમે જઈ ચઢો, તો જૂના જમાનાની એક પાટ પર વેદવિષયક ગ્રંથો અને હસ્તપ્રતોની વચ્ચે દટાયેલા, ધોતિયું અને અંગરખું પહેરેલા, એક પાકટ ઉંમરના અને છતાં યુવાનીની તરલતાથી વેદનિમગ્ન સારસ્વતનું દર્શન આહલાદકારક નીવડે. આપણને થાય કે, મકાનનું નામ 'વેદવાસ્ય' જ રાખવું જોઈતું હતું! એટલા બધા તે વેદોમાં અહોરાત્ર ખૂંપેલા છે. એમના નામની આગળ પાછળ વેદશાસ્ત્ર-ભાસ્કર, વેદાન્ત મનીષી, વ્યાખ્યાન દિવાકર, વ્યાકરણ તીર્થ આદિ અનેક પદવીઓનું મંડળ હોય છે, પણ સૌથી મોટી પદવી તો કાકાસાહેબ કાલેલકર, ઉમાશંકર જોશી, કરસનદાસ માણેક, સ્વામિશ્રી ગંગેશ્વરાનંદ આદિએ એમના વિદ્યા-કાર્યનું ઉચિત ગૌરવ કર્યું, તે છે.

દોઢેક દાયકા પહેલાં શ્રી કાકાસાહેબે લખેલું, 'વેદોનો પરિચય આપનારાઓને સાંભળતો આવ્યો છું, કેટલાકનો પરિચય મૂળ વેદ કરતાં ઘણો અઘરો અને દુર્બોધ થઈ જાય છે. એ જોઈને હું કહેતો કે, "આ લોકો વેદનો બોજ ઉઠાવે છે. આપણા વિષ્ણુદેવ પંડિત વેદને પચાવી શક્યા છે; તેથી તેમની પાસેથી જે પરિચય મળે છે; તે વેદ સમજવા માટે અત્યંત ઉપયોગી છે જ, પણ એથીયે વિશેષ એમની વાણીથી વેદ વિષે ઉત્સાહ અને પ્રેમ પેદા થાય છે. શ્રમમાંથી જે પેદા કરે છે, તે શ્રમ અને આશ્રમને લાયક છે, બાકીના બધા શ્રમો થકવે છે. હું સ્પષ્ટ જોઉં છું કે વિષ્ણુદેવે વેદ પર પરિશ્રમ કરી, વૈદિક ઋષિઓના આશીર્વાદ મેળવ્યા છે અને તેથી જ એમના લખાણમાંથી આપણને પ્રસન્નતાની શ્રી મળે છે. ખરો વેદ' પ્રચાર આવા શ્રીયુત પંડિતો દ્વારા જ થઈ શકે છે."

# વિષ્ણુદેવની વેદયાત્રા એક અંશ

(અનુસંધાન પાન ૧૩ થી ચાલુ)

ગુસ્સે થઈ બેચાર આકરા ઠપકાનાં વાક્યો બોલે છે, બાકીના સમયમાં તો મિષ્ટ મૌનમાં વિષ્ણુદેવ લખે. ચાર વેદ પર ટીકા, વિવેચન, અભ્યાસ ચિંતનાત્મક લેખો વગેરે. આ ઘરના એક ખૂણામાં પંડિત અને લખવાનાં કાગળોની કુસ્તી ચાલતી હોય છે. વળી આ પંડિત ગજબનો ઓલિયો છે. હજારો શ્લોકો તે ગડગડાવી શબ્દોનો મારો ચલાવી શકે છે. અર્થ અને ભાવ સાથે. ભરતનાટ્ય શાસ્ત્ર હમણાં તેમણે વાંચ્યું, 'પાંચમો વેદ' નાટ્યશાસ્ત્ર છે એ જાણી તેમણે જે ઊંડો અભ્યાસ બે રાતમાં પૂરો કર્યો તે એક અલૌકિક ઘટના છે. તેમણે અર્થના એવા ગાઢ ઊંડાણમાં પ્રવેશ કર્યો કે ભારવિના પ્રશ્નોના જવાબ તેઓ સતત એકધારા આપી શક્યા. ભરતનાટ્ય વાંચી લીધા પછી, ચાર વેદ વિષે તેમના વિવેચન ગ્રંથો પૂરા થતાં, તેએ નાટ્યશાસ્ત્ર પર લખવાના છે. સામવેદમાં સંગીતના ભાગ પર વધુ ચીવટભર્યું મહત્ત્વ આપી શકે તેવો ગાઢ અભ્યાસ તેમણે કર્યો છે. સામવેદમાંના સંગીતના પ્રશ્નો પર પં. વિષ્ણુદેવનું ચિંતન પ્રગટ થતાં ગુજરાતમાં શાસ્ત્રીય સંગીતને પ્રગતિ અને વિકાસની અપૂર્વ અને અસાધારણ તક પ્રાપ્ત થશે. અમે તો એવી દરખાસ્ત કરી છે કે સામવેદમાંથી સંગીત વિભાગનું આધુનીકરણ કરી તેને પ્રગટ કરે, જેથી સંગીત પરંપરા વિશુદ્ધ રીતે ઝિલાય, વિકસે અને ગુજરાતના સંગીતને એક અદ્ભુત ગતિ પ્રાપ્ત થાય.

# ધૃતવ્રત્ વિષ્ણુદેવજી

પ્રો. વસંતરાય ગૌ.પંડ્યા
(ગાંધીનગર)

સાંપ્રત માનવ વિજ્ઞાન અને યંત્રવિદ્યાની સહાયથી અવકાશમાં તરતા ગ્રહો, પૃથ્વીનાં પેટાળો અને સાગરનાં ઊંડાણોને જોતાં માપતાં શીખ્યો છે આ સિદ્ધિઓના આવેશમાં, આ પુરુપાર્થના તાનમાં, એ ચેતનાના સ્રોતો, જેવાં કે, પૃથ્વી, પાણી, પવન, પ્રકાશ, જેવાંથી ઘણી વાર પોતાને અળગો અને વેગળો માની લે છે. આ ભ્રાન્ત મનોદશામાંથી મુક્તિ મેળવવાનો એકમેવ ઉપાય છે એની ચેતનાની મૂળ પ્રતિષ્ઠા. જેમાંથી એ જન્મ્યો, મોટો થયો તે પૃથ્વી, પાણી, તેજ, વાયુ જેવાં પ્રાકૃતિક તત્ત્વો સાથેનું એનું સ્વરૂપાનુસંધાન. આવું સ્વરૂપભાન કરાવવામાં વૈદિક સંસ્કૃતિ જેટલું ઉપકારક અન્ય કશું હોઈ શકે નહિ. વેદ-વાઙ્મય પ્રકૃતિના પરિવેશમાં જ જન્મ્યું છે અને પ્રકૃતિના પારણામાં જ પાંગર્યું છે. સરસ્વતી અને સપ્તસિન્ધુના પ્રદેશમાં વેદની કવિતાઓ ઉદ્ભવી છે અને એ કવિતાની ઊર્મિઓનું લક્ષ્ય પણ એવાં પ્રકૃતિતત્ત્વો, જેવાં કે વૃષ્ટિ, પ્રકાશ, તેજ, પવનો, આકાશ, ઈત્યાદિજ છે. આમ વૈદિક સાહિત્ય માનવને, એના સમગ્ર અસ્તિત્વ સાથે, સતત જોડેલો રાખે છે, રમતો રાખે છે. પરિણામે વર્તમાનયુગના માનવની જેમ વેગ્ર વાનપણાની તાણ કે તંગદિલી એ અનુભવતો નથી, આ છે વૈદિક સાહિત્યની વર્તમાન-યુગને દેન.

સાંપ્રતયુગનો માનવ વેદોની આ સંજીવનીને પામે શી રીતે? વૈદિક સાહિત્ય એટલું પુરાતન બની ચૂક્યું છે કે સંસ્કૃત જાણનારને માટે પણ એનો કેટલોક ભાગ દુર્બોધ છે. દુર્બોધતાના આ ગાઢ વનમાં પથ પ્રદર્શક બનવાનું કામ જીવનભરની સાધના માગી લે તેવું છે. શિક્ષાકાર, નિરુક્તકાર કે વ્યાકરણકારોએ કાંટાકાંકરામાંથી કેડીઓ કંડારી છે. શ્રીસાયણાચાર્યે સુગમ રસ્તો પણ દોરી આપ્યો છે. પરંતુ આ કેડી પર તો સંસ્કૃત જાણનાર જ ચાલી શકવાનો, અન્યનું શું? માર્ગદર્શક કોણ? ગુજરાતમાં અને ગુજરાતી ભાષામાં આ કામ બે મનીષી-ઓએ પોતાના મજબૂત ખભા ઉપર ઉપાડવાનો પુરુષાર્થ કર્યો છે. વંદનીય સાતવલેકરજીએ દક્ષિણ ગુજરાતની પારડી ખાતેની પર્ણકુટિમાં આ તપ આદર્યું તો પૂજ્યપાદ ગંગેશ્વરાનંદજીની પ્રેરણાથી પંડિત વિષ્ણુદેવજીએ સાબર-મતીને તીરે પોતાની તપોભૂમિ રચી. આચાર્ય વિષ્ણુદેવજીએ છેલ્લી વીસીપચીસીમાં, વાનપ્રસ્થાશ્રમથી, વનપ્રવેશથી, વેદોના ચિંતન, મનન અને નિદિધ્યાસનનું આરણ્યકવ્રત ધારણ કર્યું છે. "वेदार्थः एव व्हव्यो जोतव्यो मंतव्यो निदिध्यारितव्यो"–એ મંત્ર જ એમની ચેતનામાં સતત ગુંજતો રહ્યો છે. આજપર્યંત તેઓ ચારે વેદોની સંહિતાઓ, એના પરનાં ભાષ્યો, બ્રાહ્મણગ્રંથો, વેદવેદાંગના ગ્રંથોના અભ્યાસ કરતા રહ્યા છે. એમની આ સાધનાના પરિપાક-રૂપે ગુજરાતને એમણે ચારે વેદોનો પરિચય કરાવતી ચોવીસ પુસ્તિકાઓ આપી છે, યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ તરફથી આચાર્ય વિષ્ણુદેવજીએ તૈયાર કરેલી આ પુસ્તિકાઓ વૈદિક વાઙ્મયનો સંક્ષિપ્ત છતાં સળંગ પરિચય કરાવી આપે છે. આમાંની ઋગ્વેદનો પરિચય કરાવતી પુસ્તિકાની દશકા પહેલાંની મારી સ્મૃતિ અહીં તાજી કરાવું તો તે અસ્થાને નહિ લેખાય.

તૃતીય વર્ષ બી.એ.ના સંસ્કૃત મુખ્ય વિષયના વિદ્યાર્થીઓને અપઠિત સંસ્કૃતમાંથી ગુજરાતીમાં અને ગુજરાતીમાંથી સંસ્કૃતમાં ભાષાંતર કરાવવાનું અધ્યાપન-કાર્ય મારે કરવાનું હતું. ગુજરાતીમાંથી સંસ્કૃતમાં ભાષા-તર કરાવતી વેળાએ પંડિતજીએ લખેલ ઋગ્વેદ પરિચય પુસ્તિકામાંથી હું ગુજરાતી પદ્યખંડો પસંદ કરતો. એમાં સંસ્કૃત ભાષાની છાયા સીધી સોંસરી ઊતરી આવતી હતી, આ ઋગ્વેદ પરિચયની વિલક્ષણતા મારી દૃષ્ટિએ એ છે કે, એમાં વૃતાન્તોનું, હકીકતોનું, શુષ્ક નિવેદન કરવાને બદલે લેખકે એક વિશિષ્ટ પદ્ધતિ અપનાવી છે. વેદની સંહિતાના ગૂઢ ટૂંકાં વાક્યો–निष्यावयांसि कवीन्तम्–ને સ્વકીય સર્જનથી, ઉત્પ્રેક્ષાથી, જીવંતતાનો સ્પર્શ આપે

એવા અર્થો આપવાનો પ્રયત્ન એમણે કર્યો છે. કયારેક બ્રાહ્મણગ્રંથોના ગદ્યખંડો કે ભાષ્યનાં લઘુ વાક્યોનો સહારો લઈ એમાં પોતાના કલ્પનારંગો પૂરી શબ્દચિત્રો ઉપસાવવાનો સર્જકીય પુરુષાર્થ એમણે કર્યો છે. એમાં critical methodનો આગ્રહ સેવતા આધુનિકોને રશુંક ખૂંચ્યા જેવું લાગશે, પણ વેદો પ્રત્યે અસીમ અને અતૂટ આદર સેવનારની શ્રદ્ધાને પૂરતું પોષણ એમાંથી મળી રહેશે.

साक्षात्कृत धर्मा એવા વૈદિક ઋષિઓના ધર્માર્થને પામવા તર્કબુદ્ધિ સહાય આપવામાં પાછી પડતી હોય ત્યારે કોઈ સાક્ષાત્કારની ભાષા, આદ્ય ઋષિઓની વાણી પ્રયોજે તો તેમાં દૃષ્ટિસંપત્તિને કશો વાંધો ન હોય. આ સંદર્ભમાં ભવભૂતિના શબ્દો યાદ રાખવા ઘટે—
ऋषीणां पुनरोधानां वायमर्थानुधावति ।

વેદ પરિચય પુસ્તિકાઓનાં પૂર્વાભ્યાસ પછી પંડિતજીએ વેદની ચારે સંહિતાઓના મહાભાષ્યો ગુજરાતના વેદાભિમુખજનો સમક્ષ ધર્યા છે. આ યોજનાનો અર્ધાંશ પ્રકાશિત થઈ ચૂક્યો છે. યજુર્વેદ શતપત ભાષાભાષ્યના ત્રણ વિભાગો અને અથર્વવેદ સંહિતાવિધિ ભાષાભાષ્યના ત્રણ વિભાગો ૮૦૦ પાનાં જેટલા વિશાળ કદમાં ગ્રંથસ્થ થઈ ચૂકયા છે અને બાકીના છથી સાત ગ્રંથો, ત્રણ સામવેદ ભાષાભાષ્ય અને ત્રણ ઋગ્વેદ ભાષાભાષ્યના, પ્રકાશન માટે પ્રતીક્ષા કરી રહ્યા છે. આ ગ્રંથો વાંચવા માટેની ક્ષમતા મારી દૃષ્ટિમંદતાના કારણે હું દાખવી શકયો નથી. એ પુસ્તકોની ઉપકારકતા ગુજરાતના સુજ્ઞ વાચકો મેળવી લેશે જ.

મારે તો પં. વિષ્ણુદેવજીની વેદાર્થઘટન માટેની સાધના અને નિષ્ઠા તરફ જ આંગળીઓ ચીંધવાની છે. સ્વાર્થ અને ભોગાર્થ પાછળની આંધી દોટના આ યુગમાં ઔદ્યોગીકરણ અને ભૌતિક પ્રગતિની ઝડપી સફરે નીકળેલી માનવજાતની યાત્રા કયાં જશે? એ વેળાએ ભૂતકાળની વૈદિક સંસ્કૃતિ દર્શાવતા સાહિત્યના ગ્રંથોમાં સ્વાન્તઃ સુખાય ખોવાઈ જવાનું અને એમાંથી મળી આવતી આધ્યાત્મિક સંપદાને શબ્દાર્થમાં ઉતારવાનું તે પણ વર્તમાન માનવ સમજી શકે તેવા શબ્દાર્થમાં આવતારવાનું મહાવ્રત કોઈ વિરલ વિભૂતિ જ આચરી શકે. જાતને ઘસી નાખવાની, સ્વજનોને ભૂલી જવાનાં, વ્યવહારુ પરિવેશને વિસરી જવાનો, અને મહિનાઓ, વર્ષો સુધી આવા કાવ્યમદમાં ચકચૂર રહેવાનું આ તો અસિધારાવ્રત છે. આવું અસિધારાવ્રત પં. વિષ્ણુદેવજીએ આ ગ્રંથોના નિર્માણકાર્યમાં આચર્યું છે એ જ મારા માટે, સર્વેના માટે, ગુજરાતના ને દેશના ભાવિ આશિષ્ટ દૃષ્ટિ, યુવાવર્ગને માટે સનાતન પ્રેરણાસ્રોત બની રહેશે. વેદાર્થઘટનના ગ્રંથોમાં પં. વિષ્ણુદેવજી અભિનવ સાયણાચાર્ય બની રહો!



# દ્વે વૃત્તિહિ મનસ્વિન:

—પ્રિ. ડૉ.–સી. એલ. શાસ્ત્રી

ગુજરાતની ધર્મ અને સંસ્કૃતિપ્રેમી જનતાને વેદોનું ગૂઢતમ રહસ્ય મધુર શૈલીમાં ઉપલબ્ધ કરાવી આપનાર વિદ્વદ્વર્ય પંડિત વિષ્ણુદેવભાઈ સંસ્કૃત જગતમાં દુર્દર્ષ મનીષિ તરીકે જાણીતા છે. તેમણે વિદ્વાનો અને સામાન્ય વાચક એમ બંનેનો પ્રેમ મેળવ્યો છે અને પોતાની વિવેક-દૃષ્ટિ અને ભવ્ય મેધાશક્તિનો સૌને પોતાના ગ્રંથો દ્વારા પરિચય કરાવ્યો છે.

મારો તેમની સાથેનો પરિચય છેલ્લાં ત્રીસેક વર્ષનો છે. તેમના ભાઈ શ્રી વિક્રમદેવ મારી સાથે ભણતા અને તેમના ચિ. પુત્ર પ્રો. હરીશ પંડિત સેંટ ઝેવિયર્સ કોલેજમાં મારા વિદ્યાર્થી હતા, આમ તેમના કુટુમ્બનો પણ મને સારો પરિચય છે.

વિદ્વત્તા, બ્રહ્મતેજ અને સ્પષ્ટવાદિતાના ગુણો ધરાવતા આચાર્ય વિષ્ણુદેવભાઈ અમારા વડીલ છે, તેમની કઈ વિશેષતાએ મારા પર પ્રભાવ પાડયો તે અંગે વિચારતાં જણાય છે કે વ્યવહારમાં સાદા, નિર્મળ અને નિરાડંબર એવા પંડિતજી વિદ્વાનને શોભે તેમ સ્વમાની અને શીલવંત સજ્જન છે. મને એવું લાગે છે કે વ્યવહારમાં સૌને સેવવું પડે છે તેવું મૌન સેવવાનું વિષ્ણુદેવભાઈ માટે લગભગ અશકય છે. 'ચલાવી લેવું" એ એમના વ્યક્તિત્વમાં નથી. એમની ભાવના તો પેલા કુસુમસ્તબક જેવી જ છે– मूर्ध्नि वा सर्व लोकस्य विशीर्येत वनेऽथवा આ મનસ્વીની બે વૃત્તિઓ તેમનામાં દેખાવ છે. મોટાભાગે તો પ્રથમ વૃત્તિ જ તેમણે સાંધી છે, પણ જરૂર પડયે જે તે સંસ્થા કે બાબતમાં એ મનસ્વિતા ન સચવાઈ હોય તો તરત જ છોડતાં પણ સમય લગાડયો નથી. સંસ્થાઓની બાબતમાં આમ બન્યું હોય, પણ વૈદિક સાહિત્યનાં કાર્યમાં તો તેઓ સાદ્યન્ત સત્યનિષ્ઠ અને હંમેશ શુદ્ધતાના આગ્રહી રહ્યા છે. કોઈને પણ સારું લગાડવા માટે એમણે કદી નમતું જોખ્યું નથી કોઈની પણ શેહમાં એ તણાયા નથી. તેમને પોતાને નિર્મળ અને નિષ્પક્ષ ભાવે જે લાગ્યું હોય તે સ્પષ્ટતાથી કહેતાં તે કદી ખચકાયા હોય એમ મને લાગ્યું નથી. શું પેટલાદ કે શું વિદ્યાસભા, શું સ્વામીનારાયણ સંસ્કૃત પાઠશાળા કે સંસ્કૃત પરિષદ બધે એમની સ્પષ્ટવાદિતા અને શેહમાં ન તણાવવાની વિશેષતા જણાઈ આવે. નીચેના શ્લોક પ્રમાણે જીવનપથ તેમણે ગોઠવ્યો છે. એમ લાગે છે–

पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु ।
युक्तिमद् वचन यस्य तस्य कार्यः परिग्रह ।।
( हरिभद्रसूरि )

શ્રી વિષ્ણુદેવભાઈએ વૈદિક વાઙ્મયના ક્ષેત્રમાં ઉત્તમ કોટિનું કાર્ય કર્યું છે. વિવેકબુદ્ધિપૂર્વક, પોતાને મળેલ વારસાનાં અનુસંધાનમાં, સત્યને નિષ્ઠાથી અનુસરી આ ક્ષેત્રમાં યાવદાયુષ્ય યજ્ઞકાર્યું છે. આવું કામ કરનારનું નામ સામાન્ય રીતે લોકજીભે ન રમે એવું ન બને, પણ આ ક્ષેત્રનાં અધિકારી વિદ્વાનોને તો તમણે પ્રભાવિત કર્યા જ છે. સામવેદ ઉપર ગ્રંથનિર્માણ બોર્ડ દ્વારા પુસ્તકનું સમીક્ષણ મને સોંપવામાં આવેલ, ત્યારે તેમની પરિણત પ્રજ્ઞા માણવાનો અવસર મળ્યો હતો.

પંડિતજીમાં એક બાજુ દુર્દર્ષ તેજસ્વી પ્રતિભા છે બીજી બાજુ નિર્વ્યાજ ઋજુતા પણ એટલી જ છે. સ્પષ્ટ વકતૃત્વને કારણે થોડાક મિત્રો એમનાથી સહેજ દૂર થયા હોય એ પણ શકય છે પણ એમની દંભહીન નિખાલસતાનું આકર્ષણ છોડી શકયા નથી.

સત્તા અને લક્ષ્મીની ખુશામત કરીને પોતાની જાતને નીચી ન પાડવાની જે સાવધાનતાથી શ્રી વિષ્ણુદેવભાઈમાં મેં જોઈ તેથી પ્રભાવિત થયા વગર હું રહ્યો નથી. એક દ્વિજને શોભે તેવી ગૌરવાન્વિત છબિ એટલે શ્રી વિષ્ણુદેવભાઈ.

પોતાની કારકિર્દીના એકોતેરમાં વર્ષમાં તેઓશ્રીના મંગલપ્રવેશ સમયે હું તેમને સ્વાસ્થ્યપૂર્વકનું દીર્ઘાયુષ ઈચ્છું છું અને તેઓના હસ્તે સંસ્કૃતિ–સુર–ભાર। શ્રીવૃદ્ધિ થયા કરે તેવી શુભભાવના અને પ્રાર્થના કરું

# વિપ્રવર વિષ્ણુદેવભાઈ

– આચાર્ય ભાઈશંકર પુરોહિત

ધર્મ અને તત્ત્વજ્ઞાનના ગુજરાતી ચિંતકોમાં વિદ્યાવિલાસી શ્રી વિષ્ણુદેવભાઈનું સ્થાન મોખરે છે તેઓ સાચા અર્થમાં વિપ્ર છે. '**ब्राह्मणेन निष्कारणं षडङ्गीग वेदोऽध्येयः, अध्याप्यश्च**' બ્રાહ્મણે કોઈ પણ લાભની ખેવના રાખ્યા વગર, છ અંગો સહિત વેદનું અધ્યયન-અધ્યાપન કરવું. આ શ્રુતિઆજ્ઞાનું અક્ષરશઃ પાલન થતું કોઈ વિપ્રમાં જોવા મળતું હોય તો તે વિષ્ણુદેવભાઈમાં. તેઓ જાગ્રત જ નહિં પણ સ્વપ્નમાંયે વેદોની ઋચાઓ, મંત્રો કે શ્રીમદ્ભાગવતના શ્લોકોનું જ રટણ કરતા હશે, એમ લાગે છે. તેમની સરસ્વતીસેવાનો વ્યાપ કેટલો વિશાળ છે તે તો તેમના અંગે છપાયેલાં ચોપાનિયામાં અને અભિનંદનગ્રંથમાં અનેક સ્થળે જોવા મળશે. હિંદુધર્મની સાચી સેવા એના આધારભૂત વેદાદિ ગ્રંથો તથા તેના પ્રાણસમા ભાગવતાદિના ઊંડા અભ્યાસના પરિપાકરૂપે જનતાજનાર્દન આગળ એમના જ્ઞાનદીપને પ્રજ્વલિત રાખવામાં છે. વેદો અંગે તેમણે કરેલું ને કરવા ધારેલું કાર્ય તો છે જ, પણ વણછપાયેલું તેમનું મહત્ત્વપૂર્ણ કાર્ય તેમનાં વ્યાખ્યાનો દ્વારા થયું છે. તેમાંયે શ્રીમદ્ભાગવતનો ઝીણવટભર્યા અભ્યાસ કરી, એનાં વિવિધ ચરિત્રો તેમજ ઘટનાઓના ગર્ભિત સૂચિતાર્થોને ચોટદાર શૈલીમાં રજૂ કરવા, એ વિષ્ણુભાઈનું આગવું પ્રદાન છે. શ્રીમદ્ભાગવત આપણા સમગ્ર ભક્તિસાહિત્યની' ભક્તિની સક્રિય પરંપરાની ગંગોત્રી છે. એ ગ્રંથસાગરનાં મોતી હજારો ચિંતકો અને ભક્તિપૂત વિદ્વાનો હજારો વર્ષથી વીણતા આવ્યા છે. છતાંયે દરેક ભાવુકને નવનવાં મોતી જડે જ જાય છે; એ એની વિશેષતા છે શ્રી વિષ્ણુદેવભાઈ શ્રીમદ્ભાગવતની ઘટનાઓ અને ચરિત્રોનાં મૂળ વેદોમાંથી શોધી કાઢીને રસસભર રીતે રજૂ કરે છે. પરમાવતાર શ્રીકૃષ્ણની વિવિધ લીલાઓ અને કાર્યોમાં તેમને યુગયુગને ઉજાળે એવાં સંદેશરત્નો જડે છે.

અત્યારના યુગમાં બ્રાહ્મણત્વને એના સાચા અર્થમાં જગાડવાની તાતી જરૂરિયાત છે. ભગવાન શંકરાચાર્યે એમના ગીતાભાષ્યના આરંભમાં કહ્યું છે કે, "**ब्राह्मणत्वस्य हि रक्षणेन रक्षितो भवति वैदिको धर्मः**" બ્રાહ્મણત્વની રક્ષા એટલે જ્ઞાનની રક્ષા, ત્યાગ અને તપની રક્ષા ઉદાત્તચારિત્ર અને મંગલકામી જીવનની રક્ષા. આવા બ્રાહ્મણત્વની રક્ષા વિના, સમાજ જો આવા બ્રાહ્મણત્વની ઉપેક્ષા કરે તો, નાગો ભોગવાદ જ તાંડવ કરવા માંડે. અને આજકાલ એવું થતું જોવા મળતું હોય તો એનું કારણ આપણે, બ્રાહ્મણો અને નહિતર સમાજ જ એના માટે જવાબદાર છે. જ્ઞાનના ઉપાસકો, સાચા સારસ્વતો, દીન હીન, ઉપેક્ષિત દશામાં સબડે તો એમાં એમની ગૌરવહાનિ નથી, પણ એવા ધરતીના લૂણ જેવાં નવરત્નોની ઉપેક્ષા કરનાર સમાજની જ હાનિ છે. શ્રીમદ્ભાગવતમાં પણ સીધી કે આડકતરી રીતે આ વાત અનેક સ્થળે જોવા મળે છે. ભર્તૃહરિના શબ્દોમાં કહીએ તો,

**कुतस्त्याः स्युः कुपरीक्षका हिमणयो यैकरर्थातः पातिता ।**

બહુમૂલા મણિની કોડીની કિંમત કરે એ ઝવેરી જ નિન્દ્ય છે, મણિની મૂલ્યવત્તા એથી કાંઈ ઘટતી નથી. શ્રી વિષ્ણુભાઈનો ભૌતિક દષ્ટિએ લાભહાનિનો વિચાર કર્યા વિના, મિશનરીની અદાથી વિદ્યાસેવામાં મશગૂલ છે અને એમાંથી એમને જે વિરલ સુખશાંતિ મળતાં હશે તેની તો તે ક્ષેત્રના અનુભવીઓ જ સાક્ષી પૂરી શકે.

પ્રભુ આવા સાચા બ્રાહ્મણને દીર્ઘ આયુષ્ય અને સ્વાસ્થ્ય અર્પે એ જ અભ્યર્થના.

અંતમાં એમના કાર્યને નીચેના શ્લોકથી અંજલિ અર્પીશ :

**कुलं पवित्रं, जननी कृतार्था, वसुंधरा पुण्यवती च येन ।**
**अपारसंवित्सुखसागरेऽस्मिन्, लीनं परब्रह्मणि-यस्य चेतः ॥**

અપાર આનંદના સાગરરૂપ પરબ્રહ્મમાં જેનું ચિત્ત ડૂબેલું રહે છે તે મહાપુરુષનું કુળ પવિત્ર છે, જનની કૃતાર્થ છે, અરે ! ધરતી પણ એના પગલે પાવન થતી હોય છે.

શ્રી વિષ્ણુભાઈ જેવા સદ્વિપ્રો જ આ ધરતીને સાચા અર્થમાં વસુંધરા બનાવી રહે છે.

# વિષ્ણુદેવ પંડિત :
# સદા યુવાન વેદાભ્યાસી

—શ્રી પુરુષોત્તમ ગણેશ માવળંકર

વિષ્ણુદેવ પંડિતને હું કદી વૃદ્ધ થતા કલ્પી શકતો નથી ! તેઓ સદા યુવાન છે, કારણ કે વિષ્ણુદેવભાઈ વેદાભ્યાસી છે, હંમેશ હસમુખા છે, નિરંતર નૈષ્ઠિક વિદ્યાવ્યાસંગી છે, સતત સ્વાધ્યાયમગ્ન છે, નિત્ય નવું અવનવું જાણવા–જોવા–સમજવા ઉત્સુક છે ! તેઓ જન્મે બ્રાહ્મણ છે એ અકસ્માત છે; અધ્યાપન–અધ્યયન અખંડ કરવાને નાતે તેઓ કર્મશીલ બ્રાહ્મણ રહ્યા છે એ ખરો આહ્લાદક જીવનયોગ છે. એમને પોતાને માટે, તેમ એમના નિકટના પરિચયમાં આવેલ અને સ્નેહતાંતણે બંધાએલ આપણા સહુને માટે !

વિષ્ણુદેવજીના નામની આગળ અનેકવિધ વિશેષણો મૂકવાં પડે એટલો વિશાળ એમનો જ્ઞાનયોગ અને કર્મયોગ છે. એકેકથી ચડિયાતી સિદ્ધિઓ એમણે જાણે સહજપણે પ્રાપ્ત કરી છે. વેદોનો અભ્યાસ, ઉપનિષદોનું સંકલન, ગીતાનું દોહન, ગાયત્રીનું વિજ્ઞાન, વ્યાકરણ–વેદાન્ત આદિનો ગાઢ પરિચય એમણે આજન્મ કર્યે જ રાખ્યાં છે. દોઢસો જેટલાં એમનાં નાનાં મોટાં પ્રકાશનો છે. વિદ્યાભ્યાસથી અને પ્રખર સાધનાથી એ મળેલી અનેક ઉપાધિઓથી તેઓ શોભે છે. સમાજે અને શિક્ષણ સંસ્કાર–ધર્મ પરિબળોએ એમને એનાયત કરેલ વિવિધ પદવીઓથી તેઓ ભૂષિત છે. પણ મને તો, તેથી જ, કદાચ, એક પણ વિશેષણ વિનાના વિષ્ણુદેવ પંડિતને એમના કેવળ નામ પરથી, એ નામમાં રહેલ બહુવિધ દશ્ય–અદશ્ય ગુણો પરથી, સંબોધવાનું ને ઓળખવાનું વધુ ગમે છે. ખૂબી પાછી એ છે કે આટલા પ્રકાંડ પંડિતને એમની વિદ્વત્તાનો અને પદવીઓનો જરાસરખો ભાર નથી ! હળવેથી, પુલકિત હૈયે, ખુશખુશાલ હાસ્ય સાથે તેઓ સર્વત્ર હરેફરે છે, બોલેચાલે છે, લખે લખાવે છે, વાંચે છે સાંભળે છે, વિષ્ણુદેવ પંડિતના વ્યક્તિત્વમાંની આવી સ્વાભાવિકતા અને સરળતા અને હરહંમેશ હૃદયસ્પર્શી લાગી છે.

વિષ્ણુદેવભાઈની રમતિયાળ વૃત્તિ અને વિનોદ ઉક્તિ પણ મને ગમે છે. તેઓ બોલવાના શોખીન છે; તેમ સાંભળવાના પણ રસિયા છે. બોલવાનું તેઓ શરૂ કરે તો અટકે નહિં એટલું બોલી શકે; કેટલાકને એમની આવી વૃત્તિ વાચાળ લાગે; મારા જેવાને એ વહાલી અને વિદ્યાવર્ધક લાગે છે. વિષ્ણુદેવને તમે મળો, અને કંઈક વધારે સજ્ઞાન અને સુશિક્ષિત થવાની અનુભૂતિ વિના છૂટા પડો, એ બને જ નહીં ? એક ક્ષણે તમને વિષ્ણુદેવ વેદોના ગહન વિષયોનો આસ્વાદ કરાવે તો બીજીપળે સાવ સાદી બાબતનો સ્પર્શ કરાવીને જીવનના સીધાસાદા ગણિતના સરવાળા બતાવ્યાનો આનંદ પણ આપે !

માઈનું 'ગાયત્રી વિજ્ઞાન' પુસ્તક ૧૯૫૩ની સાલમાં પ્રગટ થયું ત્યારે તેઓ અમદાવાદમાં સ્વામીનારાયણ મંદિરની પાસે 'ઘનશ્યામ નિવાસ'માં રહેતા. આ પુસ્તક માટે પુરોવચન દાદાસાહેબ જ લખે એવી એમની ઈચ્છા તીવ્ર હતી. દાદાસાહેબની તબિયત એ સમયે કંઈક નાજુક હતી. છતાં કાર્યભાર તો યથાવત્ મોટો ચાલુ જ હતો. પણ વિષ્ણુદેવ પંડિતને દાદા સાહેબ કેવી રીતે 'ના' પાડી શકે ?' યુવાન વિદ્યાભ્યાસી 'બ્રાહ્મણ'ને કઈ રીતે નિરાશ કરી શકે ?' ગાયત્રી વિજ્ઞાન'ના એ ગ્રંથની હસ્તપ્રત હું કકડે કકડે દાદાસાહેબ આગળ વાંચતો હતો. પૂરું સાંભળી રહ્યા પછી એક દિવસે—હકીકતે, ૧૨ મી નવેમ્બર ૧૯૫૬ને રોજ, દિલ્હી જતાં ટ્રેનમાં ! દાદાસાહેબે પુરોવચનનું લખાણ લખાવ્યું અને વિષ્ણુદેવને મોકલી આપ્યું.

દાદાસાહેબે વિષ્ણુદેવ માટે લખ્યું : "આ ગ્રંથના ('ગાયત્રી વિજ્ઞાન'ના ) લેખક ભાઈશ્રી વિષ્ણુદેવ પંડિતને હું વર્ષોથી જાણું છું. સંસ્કૃત વિદ્યા માટેની તેમની અભિરુચિ જાણીતી છે વેદો, ઉપનિષદો, તંત્ર અને પુરાણ ગ્રંથો વગેરેનો અભ્યાસ કરીને તેમને જે સૂઝયું અને વિચાર્યું તે રીતે ઉપનિષદોમાં રહેલાં કેટલાંક રહસ્યોને ઉકેલવાનો અને વિજ્ઞાનની એરણ પર તેની નક્કરતા સિદ્ધ કરવાનો આ ગ્રંથમાં તેમણે પ્રયત્ન કર્યો છે." ભારતીય સંસ્કૃતિ અને પરંપરા વિષેની અપાર આસ્થા દાદાસાહેબમાં હતી. પણ એમાં અંધશ્રદ્ધાને અવકાશ નહોતો. ચીલાચાલુ કે રૂઢિપરસ્ત વ્યવહારને તો નહીં જ. ઉપરોક્ત 'પુરોવચન'માં ના દાદા સાહેબના શબ્દો જ ટાંકુ." આજે વિજ્ઞાનનો યુગ છે. શ્રદ્ધા અને ભાવના સાથે બુદ્ધિ અને યુક્તિવાદની જરૂર છે. પ્રાચીન ભારતીય સંસ્કૃતિમાં જે કાંઈ સારું છે, તેને વિજ્ઞાનની કસોટી પર લાવીને કસવું પડશે. જે કાંઈ દંભ કે પાખંડ જેવું હશે, તે ખંખેરવું પડશે. એમ કરવામાં શ્રદ્ધા કે ભાવનાને ઉપરટપકે જરાક આંચ પણ આવશે; પરંતુ વિજ્ઞાનની કસોટીએ જે નગદ સત્ય હશે, તે તો તરી આવવાનું જ છે. સાચને આંચ નહીં આવે."

જીવનભર વિષ્ણુદેવ પંડિતે વેદનો આધાર લઈને, વેદનો આશ્રય માણીને, વેદનો અભ્યાસ કરીને સત્યની ઉપાસના માટે પુરુષાર્થ કર્યો છે. હજી પણ કરી રહ્યા છે. આપણા પ્રાચીન ગ્રંથો કોઈ શબ્દભંડોળ નથી, કે નથી એમાં કેવળ લાલિત્યનો ભંડાર ! સત્ય માટેની અહર્નિશ ખોજની એમાં અભિવ્યકિત છે. સત્યની ઉપાસના એટલે સનાતન સત્ત્વશીલતાની, સ્વચ્છ સામર્થ્યતા છે. એમાં અજવાળાને વિસ્તારવાનો પ્રયોગ છે, અંધકારને મિટાવવાનો પ્રયત્ન છે. સત્યની તરફ સતત મોં રાખવું એટલે એક પ્રકારની સૂર્યોપાસના છે ! પ્રખર તેજ પ્રતિ મોઢું અવિચલ રહે. વાણીમાં સત્ય હોય, વિચારમાં સત્ય હોય, આચારમાં સત્ય હોય, અનુભૂતિમાં સત્ય હોય ! આપણા માનવસ્વભાવ માટે આ સાધના અત્યંત અઘરી છે, દુષ્કર છે. પણ અશકય કે દુષ્પ્રાપ્ય નથી. જેનું જેવું ને જેટલું ગજું તે પ્રમાણે પાત્ર ભરાતું રહે પણ, માનો કે, મારા જેવાનું પાત્ર ખાલી જેવું કે નહીંવત ભરાયેલું રહે તેથી કાંઈ પાત્રની મૂલતઃ પાત્રતા ઘટતી નથી, સત્યાંશનો અંત કે નાશ થવાનો તો સવાલ જ નથી.

વિષ્ણુદેવ પંડિતે અમદાવાદમાં, ગુજરાતમાં અને પશ્ચિમ ભારતમાં વેદઅભ્યાસ, વેદપ્રકાશન, વેદવાણી અભિવ્યકિત દ્વારા સમગ્ર વાતાવરણમાં આવો સુંદર જયજયકાર ગજવતા રહેવાની પ્રવૃત્તિ કર્યે રાખી છે. માટે એમનું જીવન અને કાર્ય સવિશેષ અર્થસભર બન્યું છે. શતાયુ પુરુષ શ્રીપાદ દામોદર સાતવળેકરે સર્વપ્રથમ ઔંધમાં ( સાતારા જિલ્લામાં, મહારાષ્ટ્રમાં) અને ગાંધીજીની શહાદત પછી દક્ષિણ ગુજરાતમાં વલસાડ પાસે પારડીમાં, વેદશિક્ષણ પ્રકારનું ભગીરથ કાર્ય કર્યું. પંડિતજીની એ ગૌરવગાથાને અને એમની એ એજ ગંભીર પ્રણાલિકાને ગુજરાતમાં વિષ્ણુદેવ પંડિતે એમની વિશિષ્ટ રીતે વિકસાવી છે, એનું મારે મન મોટું મૂલ્ય છે. વેદ એટલે વેદિયાપણું તો નહીં જ નહીં, પણ વેદ એટલે જરી પુરાણું કે વાસી પણ બિલકુલ નહીં, એ અમર અને ચિર-સંદેશ વિષ્ણુદેવ પંડિતે પોતાની આજીવન અથાગ મહેનતથી આપણા સહુ આગળ સરસ મૂકયો છે. આપણે બધાં એ વાસ્તે વિષ્ણુદેવ પંડિતના કૃતજ્ઞ છીએ.

વેદ સમજવો સહેલો તો નથી જ. એ પચાવવો ઓર કઠણ છે. એની સાથે પ્રેમ કરવો પણ અઘરો છે. વેદનો પરિચય કેવળ આપીને વિષ્ણુદેવ પંડિત શાંત બેઠા નથી. વેદનો શબ્દ માટેનો ગાન મહિમા, તત્ત્વ મહિમા એમણે અનેક નાનાં નાનાં પરિચયાત્મક પુસ્તકો લખાણો મારફત અને હવે દળદાર ગ્રંથો દ્વારા, આપણી આગળ સુંદર પ્રગટ કર્યો છે. આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકરે યોગ્ય જ પ્રમાણપત્ર આપ્યું છે કે "આપણા વિષ્ણુદેવ પંડિત વેદને પચાવી શકયા છે." 'માટે જ,

વિષ્ણુદેવ પાસેથી "જે વેદ પરિચય મળે છે તે વેદ સમજવા માટે અત્યન્ત ઉપયોગી છે." પણ કાકાસાહેબે વધુમાં લખ્યું તેમ, "વિષ્ણુદેવની વાણીથી વેદ વિષે ઉત્સાહ અને પ્રેમ પેદા થાય છે." વેદ ભાષા-ભાષ્ય ગ્રંથમાળા શ્રેણીના પ્રથમ ત્રણ મહત્ત્વપૂર્ણ ગ્રંથો વાંચવા—સમજવાની મારી ક્ષમતા અને પાત્રતા નથી. પણ એ ગ્રંથોનું મારા ગ્રંથાલયમાં હોવું, રહેવું, અને વચ્ચે એ ગ્રંથોનો આસ્વાદ કરવાનું બનવું, એ પોતે જ પાત્રતાવર્ધક પ્રયાસ અને પ્રયોગ છે! એ અર્થમાં હું વિષ્ણુદેવ પંડિતનો કાયમનો ઋણી છું.

મેં શરૂમાં જણાવ્યું તેમ, વિષ્ણુદેવ પંડિત જન્મે તો 'બ્રાહ્મણ' ખરા જ, પણ કર્મ અને નિષ્ઠાએ બમણા કે તેથીયે વધુ 'બ્રાહ્મણ' છે! એમની અટક 'પંડિત' છે એ રીતે તો તેઓ પંડિત છે જ, પણ અભ્યાસથી અને અખંડ આરાધનાથી પણ તેઓ 'પંડિત' છે. વળી પુનરુક્તિનો દોષ વહોરીને જણાવું તો પ્રકાંડ વિદ્વતા ધરાવવા છતાં એનો કશો ભાર કે બોજ રાખીને વિષ્ણુદેવ પંડિત ફરતા નથી. મજાક કરે, મઝામાં ને મસ્તીમાં રહે એ એમને સરસ ફાવ્યું છે. વિષ્ણુદેવની સદા યુવાનીનું આ પણ એક અગત્યનું કારણ છે. વિદ્વત્તા સાથે વિનમ્રતા વિષ્ણુદેવમાં ભળેલી હોવાથી એમનું વ્યક્તિત્વ આપણને દઝાડતું નથી. તેમ એમાં કોઈ બાહ્ય દેખાવનો ભાવ પણ નથી. એમનો ને મારો સ્નેહ સંબંધ વધારવામાં એમના સુપુત્રોએ હરીશ, ધનરાજ, વરદરાજે પણ ફાળો આપ્યો છે. વરદરાજ અને મારો મોટો પુત્ર આનંદ મહાવિદ્યાલયમાં એક વર્ગમાં રહ્યા અને સાહિત્ય સર્જનની પ્રવૃત્તિમાં સમરસ રહીને મિત્રતા વધારી એ કારણે પણ વિષ્ણુદેવભાઈ સાથે અને એમનાં કુટુંબીજનો સાથે અમારો સ્નેહસંબંધ દઢતર થતો રહ્યો છે. અમે મળીએ ભલે ઓછી વાર પણ મળીએ ત્યારે જાણે વર્ષોનો ગાઢ સ્નેહ હોય, અને રોજ મળતાં હોઈએ, એવા ભાવપૂર્વક વાતોચીતો કરીએ!

વેદ ઉપરના વિષ્ણુદેવ પંડિતનાં પ્રકાશનોની વિશેષતાઓ અનેક છે. સહુ પ્રથમ તો એમણે આ બધું વાઙ્મય આપણને આપણી માતૃભાષામાં આપ્યું છે. અંગ્રેજી કે અન્ય ભાષાઓની ગણતરી નથી એવો પ્રશ્ન નથી. એ બધી ભાષાઓ એમની પોતપોતાની રીતે ભાવવાહી અને ભૂષણાર્હ છે જ. પણ સ્વભાષાની વાત જ ન્યારી છે. એમાં જે અપાય ને પીરસાય તે વધુ રોચક બની રહે છે. ઝટ ગળે ઊતરે છે. એ દૃષ્ટિએ વિષ્ણુદેવ પંડિતની સ્વભાષા દ્વારા આ વેદ પ્રકાશન સર્જન સિદ્ધિ સવિશેષ સ્વાગતાર્થ બને છે. બીજું એમની લેખન શૈલી સીધી ને સરળ છે. સ્વભાવમાં તેમ અભિવ્યક્તિએ વિષ્ણુદેવ ઋજુ છે. ત્રીજી વાત એ કે, એમણે કરાયેલ આ વેદ પરિચય સંક્ષેપમાં છે, છતાં અધૂરા જેવો લાગતો નથી, પાર્શ્વ ભૂમિકામાં પાંડિત છે, પણ રજૂઆતમાં નહી પ્રવાહિતા અને પ્રસન્નતા છે. ટૂંકામાં પંડિતજીએ ઘણું કહ્યું છે. ટૂંકુ છતાં સૌમ્ય સોનું!

વર્ષો વીતતાં ગયાં તેમ વિષ્ણુદેવ પંડિતે એમનો આવો કાર્યભાર વધાર્યો છે. વેદોના અમર સંદેશને પ્રજા સમક્ષ મૂકવો એ મહા ભગીરથ "મિશન" છે. એમાં રહેલી મથામણ પાછળ સાત્ત્વિક મહત્ત્વાકાંક્ષા ન હોય તો કાર્યસિદ્ધિ ન સંભવે. વેદોમાં રહેલી અને વેદો દ્વારા સાકાર કરાયેલી વિશાળતા, ઉદારતા, પ્રજાવત્સલતા, ઉત્કટતા, માનવતા એવી ને એટલી તો મધુર તથા અર્થપૂર્ણ છે કે એનું રસપાન જેમ વધુ કરીએ તેમ જીવન સમગ્ર રસવંતુ બનતું જાય અને આપણી કાર્યશક્તિને પોષણને પ્રેરણા મળતા રહે! યજુર્વેદ શતપથ ભાષા ભાષ્યનાં ત્રણ ખંડ એમણે મને સપ્રેમ મોકલ્યા. એ ત્રણેયમાં વિષ્ણુદેવજીએ કેટલી ચીવટ અને ઝીણવટથી બધું આલેખન કર્યું છે! આમાં તો અનેક ગહન વિવરણો તેઓ લખવાના છે ને પ્રસિદ્ધ કરવાના છે. આપણે સહુ એ સંપુટ જોવા સમજવા આતુર છીએ. એક વાર વિષ્ણુદેવે મને ગમ્મતભરી રીતે કહેલું કે, સંપત્તિવાનો આ કામમાં આર્થિક સહાય કરે છે માટે બ્રાહ્મણને લખવાની વધુ સુલભતા રહે છે. અને સહુ સુપાત્ર બ્રાહ્મણ "વાચકોને એ વિદ્યાવેદ સંપત્તિ ઘેર બેઠે સુલભ કરી શકવાના છે." વાત સાચી છે. વેદપ્રચાર માટે, વેદપ્રસાર વાસ્તે નહીં, અને તેના અનેકવિધ પ્રયાસો જોઈશે. નાણાંકીય ટેકો આપનાર જોઈએ તેમ લેખક—વાચકો પણ જોઈએ. વેદના પ્રચારની કંઈ જરૂર નથી. વેદ એ પ્રચારની કે બજારુ વહેંચણીની ચીજ નથી જ. એનું તો અર્થપૂર્ણ આચમન કરવાનું હોય, અનેરો અમલ આપણા વ્યક્તિગત ને સામૂહિક જીવનમાં કરવાનો હોય. એને માટે વેદ પ્રચાર જોઈએ. વેદવાણીનો આધાર વિષ્ણુદેવ પંડિત એ ધર્મકાર્ય ભાવનાપૂર્વક, અભ્યાસથી, નિષ્ઠા સાથે એકધારું કરી રહ્યા છે.

થોડાં વર્ષ પર, અધવચ્ચે જ એકદમ, વિષ્ણુદેવ પંડિત મહર્ષિ મહેશના 'યોગ' ચક્કરમાં સપડાયેલા! મારે કબૂલ કરવું જોઈએ કે, વિષ્ણુદેવભાઈની આ યુરોપ પરિક્રમાનું

મને કંઈક અચરજ થયેલું. ઘડીભર મને થયું કે વિષ્ણુદેવ પંડિત હવે 'સ્થાનિક' મટીને 'વૈદિક' પરિભ્રમણકાર બની રહેશે ! સ્વિટ્ઝરર્લૅન્ડના આંટાફેરા એમણે કર્યા જ. વિદેશનો વિદ્યા લહાવો ચાખ્યો તેમ ત્યાંના વિશિષ્ટ સંસ્કૃત વાતાવરણનો રંગ પણ જોયો. હું માનું છું કે એમણે આ બધું વિચારપૂર્વક અને વિવેકપૂર્વક કર્યું સદ્ભાગ્યે, વિષ્ણુદેવ પંડિતે સ્વદેશે પૂર્વવત્ સ્થિર થયા છે ને ઉત્કટ આમ જ્યા સચિંતનલેખનમાં વધુ મગ્ન રહ્યા છે. સાધનામાં સતત વિકાસશીલતા અને અભ્યાસ-અનુભવમાં એકધારી સમૃદ્ધમયતા એનો પરિપાક એટલે વિષ્ણુદેવ પંડિતની વર્તમાન વેદ-મથામણ !

વેદ સંદેશ એટલે અમરત્વ, આત્મતત્ત્વ, અખંડત્વનો એકધારો રણકાર અને જય જયકાર ! વેદવાણી સત્ય વાણી છે, વીરવાણી છે. ભવ્યતાને અને સમગ્રતાને આબાદ આવરી લેતી અનેરી અભિવ્યક્તિ છે. એના પ્રસાદનું માધ્યમ બનવું એ મોટી માનવસેવા છે. એમાં પ્રચાર કાર્યનો ભાવ કે ભાર છે જ નહીં. વેદ વિચાર નિરંતર વહેતો રાખવાનો એ પરમ પુરુષાર્થ છે. વિષ્ણુદેવ પંડિતે એને પોતાનું જીવનકાર્ય માન્યું છે, અને એ મુજબ આચરણ કર્યે રાખ્યું છે. શતાયુ વેદ પુરુષ પંડિત સાતવળેકરજીનો આલ્હાદક ચેપ ગુજરાતમાં વિષ્ણુદેવને સરસ લાગ્યો છે ભારત ખ્યાત અને વિશ્વખ્યાત અન્ય વડીલજનો-ગુરુજનો નો સાથ-આશીર્વાદ પણ એમને મળ્યો છે જ ! એટલે, વિષ્ણુદેવભાઈની વાણીથી ને કલમથી હજી વધારે ઉપકારક સિદ્ધિઓ આપણને પ્રાપ્ત થશે.

વેદગ્રંથોનો વારસો ભારતનો અને ભારતીય સંસ્કૃતિનો વિશિષ્ટ અને પ્રશિષ્ટ સંસ્કાર છે. વેદવચનો મહામૂલા છે, એક રીતે અમૂલ્ય છે! એમનું-જતન સંવર્ધન કરવું તે કીમતી ધર્મકાર્ય છે. એમાં કોઈ સંકીર્ણતા કે સાંપ્રદાયિકતાનો સવાલ જ નથી. અખિલાઈના ઉદ્ઘોષ કરનારા એ બધું જીવન સત્વભર્યું અખિલ માનવજાત માટે સર્વ સર્વત્ર સુલભ છે. વેદોનો વારસો. સુઘડતાનો, ને સુંદરતાનો વારસો : સચ્ચાઈનો અને સહૃદયતાનો વારસો; સનાતન કાળનો, સર્વ પ્રદેશો અને પ્રજાજનો માટેનો વારસો !

આવા સત્ કાર્યમાં જે વ્યક્તિ રસપૂર્વક, રોમાંચક પ્રેરણાવૃત્તિથી રત રહે, એને પ્રભુ કેમ શતાયુ ન કરે ? પંડિત સાતવળેકરજી કહેતા કે વેદગણિત મુજબ શતાયુ પુરુષનું આ પુણ્ય ૧૦૦ વર્ષનું નહીં પણ ૧૨૪ વર્ષનું હોય છે ! ગાંધીજીએ અમસ્તી સવાસો વર્ષ જીવનજ્યોતિની ઝંખના રાખી નહોતી ! આખરે, સિદ્ધિ કરણી અકળને અટલ છે એ જુદી વાત, તે સાચી વાત, પણ વેદસૂચિત દીર્ઘાયુ માગવું એમાં કશું ખોટું નથી.. એ માટે મથવું એમાં જીવનયજ્ઞના સાર્થકતા છે, એ મેળવવું તે પુસ્તકોની જીવનની ધન્યતા છે. વિષ્ણુદેવ પંડિત આ બધાના અધિકારી થાઓ એવી અંતરની શુભેચ્છા અને સહૃદય પ્રાર્થના ! સુંદર તંદુરસ્તી સાથે, અને સતત કાર્યશીલ રહેવા માટેની તમન્ના સાથે, વિષ્ણુદેવ પંડિત પૂરા અર્થમાં શતાયુ બનો ! વિષ્ણુદેવ પંડિતને મારા વહાલપૂર્વક વંદન !



# નિસ્પૃહી પાંડિત્યની વિશિષ્ટ છાપ

— શ્રી વાસુદેવ મહેતા

'આચાર્ય શ્રી વિષ્ણુદેવ પંડિત !' એ નામ બહુ સૌમ્યરૂપે અમદાવાદનાં છાપાંમાં ચમકયું ત્યારે વેદ તો ઠીક પણ સંસ્કૃત ભાષાના વિદ્વાનો વિષે પણ આજના સમાજના ખ્યાલ બરાબર ન હતા. નવી નવી કૉલેજો અને તેમાં પણ વિજ્ઞાન તથા વાણિજ્ય વિદ્યાશાળાઓની બોલબાલાના દિવસોમાં સંસ્કૃતના પંડિતને સમાજ જૂનવાણીના એક અવશેષ તરીકે જોતો હતો. જૂનાં પુસ્તકોને વાગોળે અને હાંસિયામાં નોંધો કરીને એવા જ જૂનવાણી માસિકમાં તેને વિષે કંઈક લખે એવા વિદ્વાનને રોકડિયો સમાજ નમસ્કાર કરે, પણ એથી વિશેષ કંઈ નહિ. એવા દિવસોમાં વિષ્ણુદેવજીએ એવું સૌમ્ય વાતાવરણ પોતાની પ્રતિભા તથા વિદ્વત્તાથી પ્રસરાવ્યું કે સંસ્કૃતના વિદ્વાનો વિષેનું ધુમ્મસ સમાજમાંથી દૂર થયું અને તેમને વિષે અહોભાવ તથા આદર પ્રસર્યો. ત્યાર પછી તો છેલ્લાં ત્રીસ વર્ષમાં સંસ્કૃતના જ્ઞાનીઓ અને પંડિતોની સાથે સાથે કર્મકાંડી બ્રાહ્મણોનો પ્રભાવ પણ ખીલ્યો છે.

પંડિતજીએ સ્વરાજ્ય પછીના નાસ્તિક બનતા સમયમાં પ્રવચનો અને લેખિની વડે હિન્દુધર્મ અને તેના ગ્રંથો વિષે અભ્યાસપૂર્ણ પ્રયત્નોથી જે આદર પુનઃ જાગૃત કર્યો તે એમના નામ સાથે જડાયેલો રહેશે.

વેદ વિષે લોકોના ખ્યાલ વિચિત્ર હતા. વેદને અજ્ઞાન બહુજન સમાજ એટલા પ્રાચીન, પવિત્ર અને રહસ્યમય માનતો કે એની પોથી ખોલતાં પણ જીવ ચાલતો ન હતો એવી બંધિયાળ સ્થિતિમાંથી વેદને ધીરજપૂર્વક, આદરપૂર્વક તથા દ્રવ્યની કશી જ અપેક્ષા વગર બહાર લાવીને લોક પ્રચલિત કરવામાં પંડિતજીનો ફાળો સવિશેષ છે. લોકો સમક્ષ વેદ વિષેની સારી સમજ લોકો સમક્ષ પ્રસ્તુત કરવામાં તેઓ છેક યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ અને ગુજરાત સરકાર સુધી પહોંચ્યા છે. તેમણે હાથ ધરેલું હાલનું કામ પ્રગટ થશે ત્યારે એમની વેદ સાહિત્યમાં તથા તેમની કીર્તિમાં અનેક કલાપનો ઉમેરો થશે.

વિષ્ણુદેવજી માટે મારા ઊંડા સ્નેહનું નિમિત્ત એમનું સદાય પ્રસન્ન વ્યક્તિત્વ પણ છે. એમનું સ્મિત ભર્યું વદન નાનામોટા પરિતાપનું શામક છે એમ મારો અનુભવ કહે છે. ધન કે કીર્તિનો વિચાર કર્યા વગર એક બાજુએ બેસીને પોતાનું કર્તવ્ય કરતા રહ્યા છે. એમના તનની પ્રફૂલ્લિતતા અને તનની શાંતિ ચેપી છે. અમદાવાદના અનેકરંગી જાહેર જીવનમાં તેઓ પ્રખરપણે સૌમ્ય અને નિસ્પૃહી પાંડિત્વની વિશિષ્ટ છાપ પાડે છે. પંડિતજી ખુશનુમા અને ફૂલની જેમ ફોરમ ફેલાવતા રહ્યા છે એવું નિરામય અને સુખપૂર્ણ જીવન જગતનિયંતા તેમને આપ્યા કરે એવી શુભેચ્છા નમસ્કાર સાથે પાઠવું છું.



# વેદોના લોકશિક્ષક પંડિતજી

— શ્રીભાઈદાસ પરીખ

ખજૂરીની પોળ, કાળુપુર અમદાવાદના મારા નિવાસે પૂ. રવિશંકર દાદાને મળવા વિષ્ણુદેવજી આવેલા—એ પચ્ચીસ—ત્રીસ વર્ષ પહેલાંની વાત. હું એ સમયે દાદા પાસે બેઠો હતો. પંડિતજી આવ્યા. દાદાએ પ્રેમપૂર્વક એમને આવકાર્યા પ્રથમ દર્શને મારી છાપ એક કર્મકાંડી બ્રાહ્મણ તરીકેની. પડી પણ જેમજેમ પૂ. દાદા સાથે પંડિતજીની વાતચીત ચાલી ત્યારે મને લાગ્યું કે, આ આ બહુ વિદ્વાન પુરુષ છે. દાદા એમને વેદના સંસ્કૃત શબ્દો અને ઋચાઓ વિશે પૂછતાં અને પંડિતજીએ આ વિષે સમજૂતી આપી તે સમયે દાદાના મુખ પર જે પ્રસન્નતા જણાતી તે પરથી મને લાગ્યું કે પંડિતજી વેદોના જાણકાર અને અભ્યાસી જીવ છે.

મારો પુસ્તક પ્રકાશક વિક્રેતા તરીકેનો વ્યવસાય એક વાર મને મુ. શ્રી. ઈશ્વરભાઈ પટેલે વેદો વિષે સામાન્ય માણસો પણ જાણે એવી નાની નાની પુસ્તિકાઓ પ્રગટ કરવી છે એવી ઈચ્છા બતાવી. આ અંગે વિષ્ણુદેવ પંડિતજી આમાં ઉપયોગી થાય એમ મેં વાત કરી. મેં એ સમયે એમ પણ જણાવ્યું કે પૂ. રવિશંકર દાદા પણ વેદોના વિષય બાબતે પંડિતજીને પૂછતા હોય છે અને પંડિતજી જે સમજૂતી આપતા હોય છે, એ જૂની પુરાણી રીત—પદ્ધતિ મુજબ નહીં, પણ નૂતન અભિગમ વાળી અને સામાન્ય માણસ પણ સમજી શકે તેવા અભિગમ વાળી હોય છે. ત્યારબાદ શ્રી ઈશ્વરભાઈ અને પંડિતજી મળ્યા અને હરિ ૐ આશ્રમની સહાયથી યુનિ. ગ્રંથ નિર્માણ બોર્ડની વેદ પરિચયની ૨૪ જેટલી પુસ્તિકાઓ ખૂબ આદર પામી. ત્યારબાર મારે પંડિતજી સાથે ઘણી જગ્યાઓએ ઘણા પ્રસંગોએ જવાનું થયું છે. પંડિતજી માત્ર વિદ્વાન કે પંડિત નથી. ભાગવત કથા માંડી હોય તો વૃદ્ધ માજી-આબાલવૃદ્ધ આનંદથી શ્રવણ કરતા હોય; શાળા કે કોલેજના પ્રવચનો હોય તો વિદ્યાર્થી પણ રસપૂર્વક માણતા હોય. જેવો જ્યાં પ્રસંગ અને જેવો સમુદાય એવી એમની વાણી રસાળ અને અંતઃ સ્પર્શી—ઝટ સમજમાં ઊતરી જાય. એમાં કોઈ વિદ્વત્તાની છાંટ હોતી નથી કે નથી હોતા આડંબર કે દંભ. પંડિતજી કોઈ સંકુચિત વાડામાં કે રૂઢિચુસ્ત ચોકઠામાં કદી પણ રહ્યા નથી. તેઓ સંકુચિત વિચાર—ધારાના જડ મતાગ્રહી નથી એમનો અભિગમ હંમેશા દરેક વિચારને આજના પરિપ્રેક્ષ્યમાં જોવાનો; સરળ અને સ્પષ્ટ બાનીમાં રજૂઆત કરવાનો રહ્યો છે.

ગુજરાત વિદ્યાસભામાં ભાગવત સંશોધનની કામગીરી કરી; વેદ સંશોધન કાર્યમાં સ્વામિશ્રી ગંગેશ્વરાનંદજી સાથે દશેક વર્ષ વિતાવ્યા; પૂ. મોટાની ભાવના મુજબ વેદ પરિચય શ્રેણીની પુસ્તિકાઓ આપી; વેદ અને યોગના આંતરરાષ્ટ્રીય અનુસંધાનના કાર્ય માટે મહર્ષિ મહેશ યોગી સાથે મેરૂ વિદ્યાપીઠ, સીલીસબર્ગ (સ્વિટ્ઝર્લેન્ડ)માં ત્રણેક વર્ષ રહ્યા; આમ વિવિધ ક્ષેત્રોમાં, વિભિન્ન છાવણીઓમાં વિવિધ રીતે પરંતુ ખુલ્લા દિલે, મોકળા મને અને પોતાની આગવી ઢબમાં કામ કરીને ગુજરાતી ભાષાની સમૃદ્ધિ વધારવામાં ઠીક ઠીક યોગદાન આપ્યું છે. ગુજરાતી ભાષાને ચરણે સો ઉપરાંત પુસ્તકો આપ્યાં છે, એ આપણા સૌ માટે ખૂબ આનંદની વાત છે

ગુજરાતી ભાષામાં પ્રથમ અને અનોખી એવી જ્ઞાન-ગંગોત્રી ગ્રંથમાળાની સંપાદન કામગીરી ચાલતી હતી ત્યારે મુખ્ય સંપાદક શ્રી. ભોગીભાઈ ગાંધીએ પંડિતજીની મુલાકાત લઈ આ ગ્રંથમાળાના પૂર્ણ ભારતીય સાહિત્ય દર્શન ગ્રંથમાં 'કલ્યાણી વાણીનું ઓજ' નામે વિગતવાર પ્રસ્તાવના લખાવી અને સંસ્કૃતના ત્રણ મહાકાવ્ય અને શાક્ત સંપ્રદાય ઉપરના એમનાં વિસ્તૃત લેખો પણ આ જ ગ્રંથ માટે મેળવ્યા છે.

આજે પંડિતજી વેદમય થઈ ગયા છે અને વેદ ભાષાભાષ્યના બાર જેટલા ગ્રંથોનું પ્રચંડ કામ હાથ પર લીધું છે. એમાંના છ ગ્રંથો તો પ્રગટ થઈ ચૂકયા છે. પંડિતજી ઈકોતેરમાં વર્ષમાં પ્રવેશે છે, ત્યારે ઈશ્વરને પ્રાર્થીએ કે પરમાત્મા તેઓને દીર્ઘાયુ બક્ષે.

શતં જીવ શરદઃ શતમ્ ।

# યજ્ઞપુરુષના ઉપાસના

—શ્રી પ્રભાશંકર રાવળ

ऋतुमयोऽयं पुरुषः આ ઉક્તિ અનુસાર આ પુરુષ એટલે સર્વપ્રાણીઓ જે કાંઈ કરે છે. તે બધું જ ઋતુ રૂપ એટલે યજ્ઞ રૂપ જ છે. પ્રાણીનો સ્થૂલ દેહ યજ્ઞવેદિ-રૂપ છે. તેની ઈન્દ્રિયોમાં ઈંદ્રાદિ સર્વ દેવોનો નિત્ય વાસ છે. વેદમાં અગ્નિ સદા પ્રજ્જવલિત છે. યજ્ઞમાં બ્રહ્માદિ ઋત્વિજો નિત્ય છે. પ્રાણઅપાનાદિ હોતાઓ છે. પ્રાણી દ્વારા અન્નાદિ સઘળી ઈન્દ્રિયોના શબ્દાદિ વિષયો વેદિમાં યુક્ત, અનેક રૂપે નિત્ય છે. અનાદિ અનંત છે. યજમાનરૂપે જીવ છે. યજ્ઞ ફલ ભોક્તા છે. યજ્ઞમાં નાળિયેર, હવિઃ પુષ્પાદિ પૂજાર્થે હોમનારા કેવળ દર્શનાર્થીઓ ક્રતુભાગી અને ફળ–ભોક્તા છે.

આચાર્ય વિષ્ણુદેવે વેદ સંશોધન, પ્રકાશક યજ્ઞ આરંભ્યો છે. આપણે બધા સહાયકો ફળભાગી પણ છીએ. આપણે યજ્ઞમાં આહુતિઓ જેવી જેટલી શુદ્ધ જેવી ભાવનાપૂર્વક આપીએ તેવું ફળ અવશ્ય મળશે.

શ્રી વિષ્ણુદેવજીની વેદ સંશોધન પ્રકાશન અંગેની પ્રવૃત્તિ એકલવ્યની સ્મૃતિ કરાવે છે. આજે વેદાધ્યયનની મુખપાઠની પરંપરા રહી નથી, કાળ બળે તૂટી ગઈ છે. વિષ્ણુદેવજીને સ્વ–વિદ્યાબળેજ માર્ગ કરવો રહ્યો. સ્વોયજ્ઞ જાતે જ્ઞાન લેનારની જન પ્રાકતન જન્મ-વિદ્યા એમને પ્રકાશ આપી રહી છે. વેદવિદ્યા અતિગ્રહન હોઈ તેના અધિકારીઓ બહુ જ થોડા હોય. શ્રુતિ-વિદ્યા કેવળ શ્રવણ ગ્રાહ્ય હોઈ નારાયણના શ્વાસોચ્છવાસરૂપા જેને સંભળાય, સમજાય, દૃષ્ટ થાય, તે જ પરમ અધિકારી હોય.

વેદાદિ સર્વવિદ્યાઓ પર બ્રહ્મ પરમાત્માનું શબ્દ-સ્વરૂપ હોઈ વર્ણ અને ધ્વન્યાત્મક છે.

આ શબ્દ–બ્રહ્મની ઉપાસનારૂપ યજ્ઞ શ્રી આચાર્ય વિષ્ણુદેવજી કરી રહ્યા છે. એ યાવજ્જીવન ઉપાસક છે, અગ્નિહોત્રી છે.

છેલ્લા ચાર સૈકામાં અનેક જીજ્ઞાસુ. વિદ્યાર્થીઓ પરદેશોમાંથી ભારતમાં આવ્યા. વગર દીક્ષાએ વગર સંપ્રદાયે સત્તા અને ધનના બળે વેદાદિ વિદ્યાઓના હસ્તલિખિત હજારો ગ્રંથ તેમના દેશોમાં લઈ જઈ સ્વ-સ્વ ભાષાઓમાં ભાષાંતરો કર્યાં. આ બધા વિદ્યાર્થીઓ પરિશ્રમશીલ હતા. પણ વિદ્યાધિકારી દીક્ષિતો ન હતા. એટલે સામાન્ય સંસ્કૃત ભાષા જ્ઞાનપૂર્વક કરેલાં ઉતારાઓ અને તરજુમાઓ નિરર્થક, વિકૃત થયા.

શ્રી આચાર્ય વિષ્ણુદેવ પંડિત દ્વારા પ્રકાશિત ઋગ્વેદ-પરિચયમાં ગ્રંથ–પરિચય આપતાં શ્રી નારાયણભાઈ ભટ્ટ સાહેબે આ પરિસ્થિતિનો ઉલ્લેખ કર્યો છે. અંગ્રેજ, અમેરિકન, જર્મન વિદ્વાનોએ સ્વસ્વભાષામાં કરેલાં તરજુમા જ આપણી કોલેજોના પાઠય-પુસ્તકોમાં પ્રમાણ તરીકે સ્વીકાર્યા. તેથી આપણા વિદ્યાલયોમાં આવા પરદેશીઓ ગુરુપદે સ્થાપિત થયા, અને પછી તો એના જ પરંપરા ચાલી છે.

સદ્‌ગત શ્રી બાળ ગંગાધર ટિળક મહારાજે આ વિકૃતિઓ ઉઘાડી પાડી અને લખ્યું કે, 'આ પરદેશીઓ અને તેમની પરંપરાના ભારતીઓએ ગણેશની મૂર્તિ બનાવવા જતાં વાનરની મૂર્તિ બનાવી દીધી છે. विनायकं प्रकुर्वाणो रचयामास वानरम् "

આ વાનરમૂર્તિને બદલે ફરી ગણેશ મૂર્તિ રચવાનું વેદરૂપ શબ્દ બ્રહ્મને તેના સત્ય સ્વરૂપમાં રજૂ કરવાનું કાર્ય અતિ વિકટ છે. યજ્ઞ ભાવનાથી તે શ્રી વિષ્ણુદેવજીએ આરંભ્યું છે, શ્રી 'મોટા' જેવાની કાર્ય અને પૂ. રવિશંકર મહારાજ જેવાની પ્રેરણા અને સહાય તેમને લબ્ધ થયાં.

આ કાર્ય અતિવિકટ હોઈ દીર્ઘકાલીન વિદ્યા–વ્યાસંગીને સાધ્ય છે. વિદ્યાઓની પરંપરા નષ્ટ કરાઈ છે. જે સાહિત્ય ઉપલબ્ધ છે તે બહુવિધ અશુદ્ધિયુક્ત છે. આ પરિસ્થિતિ હોવાથી શ્રી વિષ્ણુદેવજીએ એકલવ્ય વૃત્તિ ગ્રહણ કરી, અતિ શ્રદ્ધા નિષ્ઠાપૂર્વક પુરુષાર્થી થવાનું છે. એમના પૂર્વ દૈહિક તપના બલે જે કાંઈ પ્રાક્તન જન્મ વિદ્યા ઉદ્‌બોધિત થઈ રહી છે તેના પ્રકાશમાં આગળ ધપવાનું છે, ભગવાન વ્યાસજી, સનતકુમારો, કપિલદેવજી દત્તાત્રેય, આદ્ય શંકરાચાર્ય વિગેરેને સ્વોયાજ્ઞ છે. એમને આ પ્રાગટ્ય વિદ્યાઓ સ્વભાવરૂપા હોય છે, યોગવાશિષ્ટમાં વશિષ્ટજી રામચંદ્રજીને કહે છે કે 'स्मारये न तु शिक्षये । હે રામ! તમને સ્વભાવથી જ બધી વિદ્યાઓ, શકિતઓ પ્રાપ્ત છે, એ હું જાણું છું, છતાં કુલગુરુ તરીકેનો મારો ધર્મ બજાવવા તને સ્મરણ કરાવું છું, શિક્ષણ આપતો નથી.

અનેક જન્મકૃત તપોબલે આચાર્ય વિષ્ણુદેવને જે કાંઈ પ્રાપ્ત હોય તે અનેક ગણું કરવાનું શબ્દ રૂપે રજૂ કરવાનું શકિત પ્રદાન રૂપ અનુગ્રહ પરમ કૃપાળુ કરો, એવી અભ્યર્થના.

# અદ્યતન યાજ્ઞવલ્કય

મનુભાઈ વ્યાસ

વેદ અને વિષ્ણુદેવ વચ્ચે અવિનાભાવ સંબંધ છે જયાં વિષ્ણુદેવ હોય ત્યાં વેદો હોય જ, જ્યાં વેદો ત્યાં વિષ્ણુદેવ હોય જ. એટલે વિષ્ણુદેવનું બહુમાન કરીએ છીએ ત્યારે તેઓના અર્ધશતાબ્દીના વેદ સ્વાધ્યાયનું બહુમાન થાય છે તેમની હરોળના પંડિતોમાં તેમના જેટલુ વેદ વેદાન્ત પુરાણશાસ્ત્રી સ્વાધ્યાય નિરત કોઈ વિરલાનુ જ જીવન હશે. નિજાનંદી સર્જનશીલ સરસ્વતી દેવીના લાડકા ઉપાસક વિષ્ણુદેવનું સર્વતોમુખ વેદશાસ્ત્રોમાં કોઈ વિરલા એ જ ઉંડુ અવગાહન કર્યું હશે.

वेदा : अनादि निधना नित्या
वागुत्सृष्टा स्वयं भुवाः ।

શ્રીમદ ભાગવતનો મંગળ આરંભ કરતા જ વ્યાસ દેવે जन्माद्यस्यમાં—तेने ब्रह्महृदे य आदि कवये— એટલે સૃષ્ટિના નવસર્જન સમયે, સમયે, આદિકવિને બ્રહ્માને ભગવાને વેદવાણી આપ્યા. વેદો એ બ્રહ્માંડોના સંચાલનનુ બંધારણ છે. શ્રુતિનો અપૌરુષેય પ્રવાહ પરમ વ્યોમમાંથી આવે છે. તેને તપોનિધિ આર્ષદષ્ટિ વાળા દિવ્યશ્રુતિ વાળા ઋષિઓ શ્રુતિગોચર કરવાની પાત્રતા ધરાવતા હતા. એવા મંત્રદષ્ટા વિશ્વામિત્ર, જમદગ્નિ, ભારદ્વાજ, ગૌતમ, આદિ હતા તે આર્ષદષ્ટાઓની અને વેદની આરાધના ઉપાસના પંડિત વિષ્ણુદેવે અવિરત સ્વાધ્યાય દ્વારા કરી એક આસન ઉપર સ્થિર થઈને અર્ધશતાબ્દી પોતાના આરાધ્યદેવ અને ગુરુ એવા વેદનારાયણ ભગવાનનું ચિંતન, મનન, નિદીધ્યાસન દ્વારા આધિભૌતિક આધિદૈવિક આધ્યામિક રહસ્યોના અંતરમાં દર્શન કર્યા, સરલ સુમધુર ગુજરાતી ભાષામાં ગ્રંથસ્થ કર્યા અને જનતા સમક્ષ મૂકયા.

यस्य देवे पराभक्ति यथा देवे तथा गुरै ।
तस्यैते कथिताः हर्थाः प्रकाशन्ते महात्मना ।।

પોતાના દષ્ટિદવ (વેદોમાં) જેને અનન્ય પરા ભક્તિ છે, તેમજ પોતાના આર્ષદષ્ટા ઋષિ જેને ગુરુ પ્રત્યે તેવી જ ભક્તિ છે તેને જ શ્રુતિઓ વેદા સ્વયં તેમના હૃદય-દ્વારો ઉઘાડે છે. દર્શન આવે છે. શ્રીમદભગવદ્ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું :

इदन्ते नातपस्काय नाभक्ताय कदाचन
न याशुश्रुषवे वाच्यं न च यांचोम्य सूयर्ति ।

જે મારાથી વિમુખ છે, મારી ભક્તિમાં જોડાયો નથી, જેને પોતાના ગુરુજનો અને પ્રભુ પ્રત્યે પૂજ ભાવ નથી તેને આ જ્ઞાન કદી પણ આપીશ નહિ.

આધુનિક પશ્ચિમ અને ભારતના વેદ પંડિતો બૌદ્ધિક પારંગતતા, ભાષાકીય સંશોધન, શબ્દાર્થ વ્યુત્પત્તિ દ્વારા વેદો સમજવાનો પ્રયત્ન આધુનિક પંડિતો કરતા હોય છે, તેમને વેદના ગૂઢાર્થ અને તત્ત્વાર્થ કદી પણ પ્રકાશ થતા નથી.

તપોમય જીવનને તિલાંજલિ આપીને એ દુર્ભાગ્યની વાત છે કે વેદમંત્રોના રહસ્યયુક્ત, મર્મયુક્ત અર્થો હજારો વર્ષથી આપણે લગભગ ગુમાવી બેઠા છીએ.

પશ્ચિમના કહે છે આર્યો ઉત્તરમાંથી હજારો (પાંચ હજાર) વર્ષ પહેલા વેદ સભ્યતા લઈને પંજાબમાં આવ્યા. પંજાબના મૂળવતનીને પરાજીત કરી આર્ય સભ્યતાની સ્થાપના કરી હતી. આ વાતને વેદમાં સમર્થન મળતું નથી વેદમાં આ વાતનો કોઈ ઉલ્લેખનથી આ—ઉપજાવી કાઢેલું જુઠ્ઠાણું છે.

પશ્ચિમના વિદ્વાનોના પ્રભાવ નીચે આવેલા ભારતીય કેટલાક વિદ્વાનો વેદ માટે બીજું એવું ખોટુ મન્તવ્ય ધરાવે છે કે વેદ સંસ્કૃતિ અને સમાજ આધુનિક સુધરેલી સભ્યતાથી અપરિચિત હતો, પછાત હતો.

પ્રકૃતિની ગોદમાં ખેલતા બાલમાનવ પ્રકૃતિના તત્ત્વોની ભવ્યતા અને ભયાનકતાથી પ્રભાવિત થઈને પ્રકૃતિને રીઝવવા, ખુશ કરવા યજ્ઞ અને બલિદાનો આપતા તેની સ્તુતિ કરતા. પ્રભાત, ઉષા સૂર્ય, રાત્રિ, ચંદ્ર, નક્ષત્રો દ્યૌ: જેવા પ્રાકૃતિક દર્શનોથી પ્રભાવિત થઈને અર્ધસભ્યતા બર્બર અવસ્થાનો વેદ સમાજ હતી એવી નિરાધાર કલ્પના કરી વેદોની નિંદા જ કરી છે.

વેદો એટલે—પરમ માનવજીવનનું પરમ ધ્યેય, પરમ લક્ષ્ય, ભગવત્ તત્ત્વમાં અદ્વૈત સાધવાનું છે. પ્રાકૃતજીવનને

પરમ ભગવત્ તત્ત્વમાં જોડવાનું છે. સીમાબદ્ધતાને અસીમમાં પૂર્ણમાં રૂપાંતર કરીને માનવચૈતન્યને મનબુદ્ધિ અને શરીરની મર્યાદાઓમાંથી મુક્ત કરીને દિવ્ય આનંદમય ચેતના મેળવી ભગવાનના અનન્ય શરણમાં જવાનું છે.

ઋગ્વેદના એક ઋષિ મધુરછંદસ કહે છે વેદવિદ્યા અંતઃકરણર્નાદ્વારો ઉઘાડી વિચારીને સત્યચેતના પ્રતિ જાગ્રત કરે છે. એ ચેતના જાગૃતિ પ્રભુના અનુગ્રહને લાયક બનાવે છે. પંડિત વિષ્ણુદેવની બહુશ્રુતતા કરતા વેદ ભક્તિએ અને તાદાત્મ્યે પ્રભુએ વેદદર્શન કરાવ્યા છે.

૧૯૭૪માં એક દિવસ વિષ્ણુદેવે મને મળવા મજૂર મહાજનમાં મારી ઓફીસમાં આવ્યા. મને ઘણો આનંદ થયો. મારા એ બાળચિત્ર હતા. તેએ.એ મને કહ્યું તેમના ગુરુજી સ્વ. અમૃતલાલશાસ્ત્રી (મારા પિતાજી) ની પુણ્ય સ્મૃતિને ચિરંજીવ કરવા એક અમૃત ટ્રસ્ટની સ્થાપના કરીએ.

મેં કામ ઉપાડી લીધું ટ્રસ્ટની સ્થાપના કરી, રજિસ્ટર કર્યું. તેઓએ અમૃત ટ્રસ્ટના ઉપક્રમે ટ્રસ્ટના પાંચ જ વર્ષમાં વેદ સંરક્ષણના કાર્યને જીવંત કરવા ગુજરાતમાં પાંચ વેદ પરિષદો વેદ સંમ્મેલનો બોલાવ્યા. વંદનીય હતીએ ૧૦૦ વર્ષથી ઉપરે પહોચેલા વેદ વિભૂતિઓ

પૂ દેવદર્શાચાર્ય ગંગેશ્વરાનંદ મહારાજ, પંડિતરાજ પૂ. રામાનંદાચાર્ય ભગવદાચાર્ય મહારાજ, પડધરીના સામવેદાચાર્ય પૂ રેવાશંકરભાઈ, વેદમૂર્તિ શ્રી શ્રીપાદ દામોદર સાતવળેકર અને વેદ તંત્રાચાર્ય ચરણતીર્થજીના સન્માન અને પુરસ્કાર કર્યા. ભારતભરમાંથી ત્યાર પછી અનેક વેદવિદ્વાનો વૈદવિદ્યાર્થીઓના સન્માન કર્યા તેઓના જ આશીર્વાદથી કૃષ્ણધામ શ્રી ભગવત વિદ્યાર્થી ! સોલાના અમૃતટ્રસ્ટ પાંચ વર્ષથી ચાર વેદોના અધ્યયન કરાવી વેદ પાઠશાળા ચલાવે છે સ્વ અમૃતભાઈ શાસ્ત્રીના બીજા શિષ્યવર પરમ પૂજ્ય કૃષ્ણશંકર શાસ્ત્રીના હાર્દિક સહયોગથી પાઠશાળાનો અભૂતપૂર્વ વિકાસ થયો છે.

પૂ. વિષ્ણુદેવ પંડિતને વેદોની વિશુદ્ધ સ્વપરંપરાનું સંરક્ષણ કરવું એટલું જ મર્યાદિત ક્ષેત્ર ન હતું તેઓ તો વેદ ભાષ્યકાર વેદવિભૂતિ હતા. તેઓએ મધુર જ્યોત ટ્રસ્ટની સ્થાપના કરી તેના ઉપક્રમે એક પ્રકાશન સમિતિની રચના કરી. સર્વ પ્રથમ અમૃત ટ્રસ્ટે સાહિત્ય મુદ્રાલયમાં તેઓએ શ્રી એ રચેલો ૮૭૦ પાનાનો મહાગ્રંથ સામવેદભાષાભાષ્ય છપાવ્યો.

ત્યાર પછી છ જ વર્ષમાં, ગુજરાત રાજયના ઉદાર અનુદાન મેળવી વિષ્ણુદેવે ભગીરથ પુરુષાર્થથી તૈયાર કરેલા યજુર્વેદ શતપથ ભાષાભાષ્યના પૃષ્ઠ ૮૦૦/૮૦૦ પોતાના બે મહાગ્રંથ પ્રકાશિત કર્યા. સામવેદ સંહિતા બ્રાહ્મણ (ગ્રંથ) ભાષ્ય શતપથ જેવા મૌલિક સંશોધન પૂર્ણ ભાષાભાષ્યો અથર્વવેદના પણ ભાષાભાષ્યોની ૧૧ ગ્રંથશ્રેણી એમ વેદના વિરાટ વર્ણના જનતાને દર્શન કરાવ્યા. હું તેમને અદ્યતન યાજ્ઞવલ્કયના અવતાર કહું તો અતિશયોકિત નથી વિષ્ણુદેવને અભિનંદન.



# હરતી-ફરતી વેદ સંસ્થા

— પ્રો. વાસુદેવ પાઠક

विद्या ह वै ब्राह्मणमाजगाय,
गोपाय मा सर्वेधिष्ठेऽह्मस्मि ।

અને......આ સાંભળી, મનીષિ બ્રાહ્મણ (બ્રહ્મજ્ઞ) જાગૃત થઈ ગયો. પોતાના નિધિ સ્વરૂપ વેદ વિદ્યાને સાચવવા, તેના સંગોપન અને સંવર્ધનને કાજે તેણે કમર કસી. માતા સરસ્વતીના ખોળે માથું મૂક્યું અને સારસ્વત-સાધના આરંભી.

કાશી અને પેટલાદમાં ભારતીય પદ્ધતિએ અને પાશ્ચાત્ય પદ્ધતિએ પણ, દેવભાષાનાં પાન પીધાં. અધ્યયન અને અધ્યાપન અમદાવાદમાં પણ અદ્યાપિ ચાલુ રહ્યું અને તે દરમ્યાન, પ્રાપ્ત થયેલી પદવીઓ તેમના સંપર્કે પ્રોજજ્વલ બની. મા સરસ્વતી, કલમ ઉપર અને જીહ્વાગ્રે આવી વસ્યાં. અમર-ભાષામાં સચવાયેલો કોષ, આ વિદ્વાનના માધ્યમે ખુલ્લો થતો ગયો. છતાં લલિત સાહિત્યમાં ન લલચાતાં, ગીતા-ગાયકના વચને, वेदैश्च सर्वैरहमेव वेद्यो એ સત્ય સમજીને, વેદાધ્યયનના અધ્યાપનમાં જ રત રહેવાનું પણ લીધું. वेदोऽखिलो धर्ममूलम् અને वेदमूलानि शास्त्राणि જેવાં વચન માર્ગદર્શક હોઈને, 'वेद-रक्षणम्' એ જ શ્રી વિષ્ણુદેવજીનો જીવનમંત્ર બન્યો.

વેદ-રક્ષણ કાજે સતત કટિબદ્ધ રહેવાનું તેમણે સ્વીકાર્યું. વેદ અને ઉપનિષદોના અધ્યયન વિષે, ઘણું ઘણું ચિંતનાત્મક, તેમણે સર્વસુલભ બનાવ્યું. સાથે સાથે, વેદોતર, છતાં વેદાનુસારી શાસ્ત્રગ્રંથો અને સ્તોત્રાદિનાં તારતમ્ય પણ તેમણે આપ્યાં. જ્ઞાન અને ભક્તિનું પ્રાધાન્ય ધરાવતા અનેક ગ્રંથો આ કર્મયોગી વિદ્વાને આપ્યા, એ તેમની સારસ્વત-સાધનાની વિશેષતા છે:

મૂળ ગ્રંથોના અનુવાદ કરવામાં અને તે પરની અધ્યયનપૂર્ણ નોંધ આપવામાં પણ ક્યાંય એકાંગી વલણ વરતાય તેવું નથી. પૂર્વની અને પશ્ચિમની પણ ભિન્ન ભિન્ન વિચારધારાઓને બરાબર ચકાસી, પોતાને યોગ્ય લાગતા અને ઋષિને અભિપ્રેત લાગતા અર્થને જ તેમણે સ્વીકાર્યો, એમાં મૌલિક સૂઝ જ છતી થાય છે. આવા શતાધિક ગ્રંથોમાં શ્રી પંડિતજીની પ્રતિભા સહજ જ વ્યક્ત થાય છે.

વેદોપાસના અને વેદસેવાનો આજીવન ભેખ લેનાર આ 'મિશનરી સ્પીરીટ'વાળા ભારતીય સારસ્વતનું કાર્ય પ્રદાનનું જ રહ્યું છે. धने न कुलम् એ એમની સ્પષ્ટ ધારણા, धनेन कुलम् માનનારાઓ માટે પડકાર રૂપ રહી. અને ધનિકો પાસે તે કદી ના ઝૂક્યા. તેમની સત્ત્વશીલતા સ્વમાનીપણાનું રૂપ લઈને બેઠી.

મધુરજ્યોત ટ્રસ્ટ કે વેદપ્રકાશન સમિતિ, તો તેમના કાર્ય માટેનાં નિમિત્ત જ બની રહ્યાં. સ્વયં પંડિતજી જ એક હરતી-ફરતી વેદ સંસ્થા છે. જે તે સંસ્થામાં પ્રગટ રીતે પ્રાણ પૂરવાનું તેમણે પણ લીધું. સ્વયં પ્રવૃત્ત રહ્યા, પ્રેરણા આપી અને અન્યને પ્રવૃત્ત રાખતા રહ્યા.

આ તબક્કે. એક વાત આનંદ નોંધવી રહી કે, પંડિતજીને ગુજરાતી હોવાનું ગૌરવ છે. દુર્બોધ ગ્રંથોને મુખ્યત: ગુર્જરગિરામાં ઉતારી, ગુજરાતની અને માતૃભાષા ગુજરાતીની તેમણે ઘણી મોટી સેવા કરી છે. જિજ્ઞાસુઓને બહુધા પરિતોષ અને માર્ગદર્શન આપ્યા છે. ગુજરાત પણ પોતાના આ ગરવા-ગરવા સપૂતનું ગૌરવ અનુભવે છે અને રાષ્ટ્ર સેવામાં મોટું યોગદાન લેખે છે.

આવા વિદ્વાન વક્તા અને લેખક તરીકેની અભ્યાસી પ્રતિભા ધરાવતા શ્રી વિષ્ણુદેવ પંડિતની પ્રતિભાને પૂજવાની પુણ્ય પ્રવૃત્તિમાં સામેલ થતાં, સાચે જ, ધન્યતા અનુભવું છું.

# ગુજરાતના અદ્વિતીય વેદમૂર્તિ પરમશ્રદ્ધેય શ્રીયુત આચાર્યશ્રી

—શ્રી જમિયત પંડ્યા

એ જાણીને ઘણો આનંદ થાય છે કે મારા વ્હાલા જ્ઞાતિ બંધુ, આચાર્યશ્રી વિષ્ણુદેવ પંડિતનો સપ્તતિ પૂર્તિ સમારોહ ઉજવાઈ રહ્યો છે.

સ્નેહી મુ. શ્રી વિષ્ણુભાઈ આચાર્યશ્રીનો પહેલો પરિચય ઈ. ૧૯૪૮ માં ખંભાત મુકામે (મારા વતનમાં) શ્રીમદ્ શંકરાચાર્ય જયંતિ પ્રસંગે થયેલો. તે સમયે અમારી ટોલક જ્ઞાતિની વાડીમાં શ્રીશંકરજયંતી ખૂબ ધામધૂમથી ઉજવાની હતી અને કોઈ પણ સમર્થ વિદ્વાનને શ્રીમદ્ શંકરાચાર્યના જીવન કવન પર પ્રવચન આપવા માટે બોલાવવામાં આવ્યા હતા. આ પ્રસંગે તે વર્ષે આચાર્યશ્રી આવેલા. તેમનું વિચારપ્રધાન, વિદ્વદ્ યોગ્ય પ્રવચન સાંભળી ગૌરવ અનુભવેલું કે અમારી જ્ઞાતિમાં આવા રત્નો પણ છે.

ત્યાર પછી તો મુંબઈ અને મુંબઈથી અમદાવાદ આવ્યો. કાયમનું વસવાટ સ્થળ બની ગયું અને તે પણ આચાર્યશ્રીની નજદીકની જ કોલોનીમાં, આથી પરિચય ખૂબ વધી ગયો. વારંવાર મળવાનું થતું અને તેઓશ્રીના પરિચયમાં મને ઘણું જાણવાનું મળ્યું. જ્યારે અને જ્યાં પણ તેઓશ્રીનું પ્રવચન હોય ત્યાં મારી હાજરી હોય જ ઉપરાંત તેઓશ્રીનાં આઠથી નવ પુસ્તકોનું મેં વાંચન નથી કર્યું, અધ્યયન કર્યું છે અને તેઓશ્રીની મૌલિક વિચારપદ્ધતિનો હુ ગુણગ્રાહક બન્યો છું.

વેદોના ભાષાંતર કરવા એ સહજ વાત નથી કારણ કે વેદભાષા અઘરી છે તેથી અઘરું એનું વ્યાકરણ છે એ છે. શ્રુતિઓને સમજવી, પચાવવી અને ગુજરાતી ભાષામાં ઢાળવી સહેલી નથી. એ કષ્ટસાધ્ય કાર્ય આચાર્યશ્રી કરી રહ્યા છે. લગભગ અડધા ઉપરનો પંથ કાપી નાખ્યો છે. તેઓશ્રી વેદભાષા અને મંતવ્યોની આરપારની દૃષ્ટિ ધરાવે છે. હું કહેતા ગૌરવ અનુભવું છું કે મારા મુરબ્બી સ્નેહી, જ્ઞાતિ બંધુ એક એવું મહાન કાર્ય કરી રહ્યા છે કે જે સહસ્રો વર્ષો સુધી ક્યારેય કોઈથી નહીં ભૂલાય.

પ. પૂ. મહર્ષિ મહેશાચાર્યે પણ પંડિતજીને નાણી જોયા છે, શ્રી ગંગેશ્વરાનંદજી જેવા પરમ વેદોપાસકે તેઓશ્રીના જ્ઞાન માટે ગૌરવ અનુભવ્યું છે. ગુજરાતમાં આવું રત્ન શોધ્યું નહીં જડે. સંસ્કૃત જાણનાર તો ઘણા વિદ્વાનો છે, પરંતુ વેદભાષા અને વેદ રહસ્ય જાણનાર આચાર્યશ્રી વિષ્ણુદેવ છે.

આ સપ્તતિ પૂર્તિના મંગલ સમયે હું મારો પ્રેમાર્ઘ્ય અર્પી કૃતકૃત્ય થાઉં છું. તેઓ આપણી વચમાં દીર્ઘાયુ ગાળે અને વધુને વધુ માર્ગદર્શન આપણે મેળવવા સદ્ભાગી બનીએ.



# અમારા સહાધ્યાયી

—જશવંતરાય ભટ્ટ

" सुवर्ण पुर्तिपात्ता पृथ्वीं विचिन्वति नरास्त्रयः।
शूराश्च कृतविद्याश्च ये च जानन्ति सेवितुम् ॥

અમારા સુહૃદ્વર્ય વિષ્ણુદેવ પંડિતજી પેટલાદ નારાયણ સંસ્કૃત વિદ્યાલયમાં અમારી સાથે ભણતા હતા. તે વખતે સાંજના ટાઈમે પ્રતિદિન પેટલાદના શેઠશ્રી ચંદુલાલ કેશવલાલ પરીખ સાર્વજનિક લાયબ્રેરીમાં માસિકો, પાક્ષિકો, દૈનિક પેપરો વાંચવા તેઓ જતા હતા અને તેમાંથી નોંધવા યોગ્ય નોંધ લખી લેતા હતા.

આવીજ રીતે બનારસ પથ્થરગલી બ્રહ્માઘાટમાંથી કિવન્સ સંસ્કૃત કોલેજમાં ભણવા અમો બધા સાથે જતા હતા, ત્યાં પણ મહામહોપાધ્યાય એમ. એ. પંડિત શ્રી ગોપીનાથ કવિરાજની અધ્યક્ષતામાં ચાલતી સરસ્વતી ભવન લાયબ્રેરીમાં વિષ્ણુદેવ જતા હતા.

આવી તેઓશ્રીની સૂક્ષ્મ સંશોધનવૃત્તિ. જીવનચરિત્રો વાંચવાની જિજ્ઞાસા, કેળવીને જીવનમાં વણી લઈ પચાવીને આજે વિદ્યાના વટવૃક્ષ સમાન બનીને સમસ્ત ગુજરાતી સમાજને જે વેદ રસપાન કરાવી રહી છે. તેઓશ્રી જે જે કાર્ય કરે, તે તે સારું જ કરવા ધૈર્યથી જવાબદારી પૂર્ણ કરવા સદા પ્રયત્નશીલ રહીને તેમની જ રચનાઓથી વિના માગ્યે માનકીર્તિ સંપાદન કરી ચૂકયા છે. તે વાત અમારા માટે ગૌરવ અને તેમના પ્રત્યે માન ઉપજાવનારી છે.

જેમ વિષ્ણુદેવ શબ્દમાં સર્વ વ્યાપકતાનો અર્થ છે, તેવી જ રીતે તેમની જ્ઞાન પિપાસામાં સર્વ વ્યાપકતા દેખાય છે. તે જ આજે પલ્લવિત બની સર્વને લાભદાયી નીવડી છે તેથી ધન્યવાદ અભિનંદન હો.

આ વિભૂતિના સગામાં ગુજરાતના આદિ મૂકસેવક (લોકહૃદયસમ્રાટ) પૂ. રવિશંકર મહારાજ દાદાજી અને તેમના કુલદીપક પુત્ર બોચાસણ સમિતિમાં ઔષધાલય ચલાવતા પૂ. પંડિતજી મહારાજ અને વડીલ પ્રાતઃ સ્મરણીય સાંકળેશ્વરજી પિતાશ્રી સાત્ત્વિક સાદાઈની મૂર્તિ ખાદીધારી સેવાભાવી જ હતા. આવા કુટુંબની સંસ્કારિતાના વારસદાર શ્રી વિષ્ણુદેવ પંડિતજીના જીવનમાં તીવ્ર પ્રતિભા, દેશપ્રેમ, સંસ્કૃતિ પ્રતિ અટલ વિશ્વાસ, વિદ્યાપ્રેમ, સેવા, પ્રેમ વગેરેથી પોતાનું જીવન અમૃત સમા [illegible] ચૂકયું છે. તેવી તેમની રચેલી વેદભાષ્યોની [illegible] માટે વંદન [illegible]મું છું.



# પ્રેરણામૂર્તિ શ્રી વિષ્ણુદેવભાઈ

વિષ્ણુપ્રસાદ હ. શુક્લ

નજીક ગામના રહેવાસી હોવાને કારણે તથા પરસ્પર શુક્લ યજમાનનો સંબંધ હોવાથી શ્રી વિષ્ણુદેવભાઈના તથા મારા કુટુંબનો પરિચય તો ઘણા વર્ષોનો હશે પણ મને તેમનો પ્રથમ પરિચય લગભગ પચાસ વર્ષ પહેલાં તેઓશ્રી નારાયણ સંસ્કૃત મહાવિદ્યાલય પેટલાદમાં અભ્યાસ કરતા હતા અને હું તે સંસ્થામાં સંસ્કૃતના અભ્યાસને માટે દાખલ થવા ગયેલો ત્યારે થયો. તે વખતનો વિષ્ણુભાઈનો ચશમા વાળો હસમુખો ચહેરો આજે પણ મને બરાબર યાદ છે.

ઠાકોર સંસ્કૃત પાઠશાળામાં સાતવર્ષ અભ્યાસ કર્યા પછી જ્યારે હું અમદાબાદ કાશીવિશ્વનાથ સંસ્કૃત મહાવિદ્યાલયમાં આગળ અભ્યાસ માટે દાખલ થયો ત્યારે શ્રી વિષ્ણુભાઈ શહેરમાં રહીને અહીં ભણવા આવતા. ત્યારથી આ પરિચય ગાઢ બનતો ગયો અને આજસુધી અવિછિન્ન રીતે વધી રહ્યો છે.

શ્રી વિષ્ણુદેવભાઈને હું માનવ જીવનને પ્રેરણા આપનાર તથા જીવન ઘડતરમાં માર્ગદર્શક જ સ્વીકારું છું.

મારી જન્મરાશિ મિથુન હોવા છતાં તેમના નામ ઉપરથી મારુ નામ વૃષભરાશિ ઉપર "વિષ્ણુ" પાડ્યું છે. એમ મને મારા વડીલો પાસેથી જાણવા મળ્યું છે. કાશીની સંપૂર્ણ વ્યાકરણ મધ્યમા પાસ કર્યા પછી આગળ શું જાણવું તે અનિશ્ચિત હતું પણ તેમણે શાંકર વેદાન્તના અભ્યાસ શરુ કરેલો હું પણ તે વિષયમાં જ પ્રવૃત્ત થયો. સંસ્કૃતના અભ્યાસની સાથે બી. એ., એમ. એ., બી. એડ્ સુધીના અભ્યાસ કરવાની વૃત્તિ પણ મને તેમના દ્વારા જ પ્રાપ્ત થઈ હતી એમ નિઃસંકોચપણે સ્વીકારું છું.

સામાન્ય રીતે કથા-વાર્તા કહેતાં આવડે એટલે આગળ ભણવાની કંઈ જરૂરત નથી—તેમના વડીલો માનતા એટલે આગળ ભણવા માટેની કોઈ સહાય તેમના તરફથી મળી શકે તેમ નહતી. છતાં શ્રી વિષ્ણુભાઈની અભ્યાસ નિષ્ઠા ઉદાર હતી. પાઠશાળામાં સંસ્કૃતનો અભ્યાસ કરે, કોલેજ માં અંગ્રેજીનો અભ્યાસ કર્યો અને સાથે કુટુંબના ભરણ-પોષણનો ભાર તે ઉઠાવે, આમ કરવામાં ઘણી મુશ્કેલીઓ પડતી પણ "मनस्वी प्रियतेकामं कार्पण्यं नैव गच्छति" કોઈની આગળ હીનતા વ્યક્ત કરી હોય તેવું એક પણ ઉદાહરણ મારી જાણમાં નથી.

પ્રત્યુત્પન્નમતિ, દાખલા દલીલથી પોતાના વિષયને સ્પષ્ટ વ્યક્ત કરવાની ફુનેહ, તેમને સભાક્ષોભ ન થવો તેવા ગુણો શ્રી વિષ્ણુભાઈમાં જન્મજાત વિકસેલા છે. નાની ઉમર અને પ્રમાણમાં ઓછું શાસ્ત્રીય જ્ઞાન હોવા છતાં મોટા મોટા વિદ્વાનો તથા કેળવણીકારો સાથે ચર્ચા કરતા વિષ્ણુભાઈને મેં ઘણી વખત સાંભળ્યાં છે.

પોતાના જ્ઞાન-અભ્યાસનો ઉપયોગ નોકરી કરી કુટુંબ પોષણ કરવામાં શ્રી વિષ્ણુભાઈએ કદાપિ કર્યો નથી. તેમને માન્ય હોત તો કોઈ સારી શિક્ષણ સંસ્થામાં અથવા પાઠશાળામાં તેમને નોકરી મળી ગઈ હોત. પણ નોકરી "ब्राह्मणस्य हि देहोऽयं क्षुद्रकामाय नेष्यते" તેમને રુચિ ન હતી. તેથી તેઓ નારાયણ સંસ્કૃત મહાવિદ્યાલયના પ્રધાનાચાર્ય પદ ઉપરથી પણ થોડા સમયમાં જ મુક્ત થયા હતા.

સંસ્કૃત સાહિત્યના સમગ્ર વિષયનું તલસ્પર્શી અધ્યયન કર્યા બાદ વેદ જેવા ગહન વિષયના અભ્યાસને પોતાના જ્ઞાનનું કેન્દ્ર બનાવી વિષ્ણુભાઈએ એ સાબિત કર્યું છે કે અઘરા કાર્યને સુલભ બનાવવામાં જ જીવનની સાર્થકતા છે.

બાહ્ય પ્રલોભનો અને ભૌતિક સુખોની લાલસા વિષ્ણુભાઈના અંતરને કદાપિ સ્પર્શી શકી નથી. તેથી અત્યારે પણ જ્યારે જોઈએ કે મળીએ ત્યારે સાદા વેશમાં પાટ ઉપર બેઠેલા કંઈક વાંચતા વિચારતા કે લખતા જ જોવા મળે છે.

અવસ્થા અને આંખોની મુશ્કેલીને કારણે વાંચવામાં તથા લખવામાં ઘણી અગવડ પડે છે છતાં પોતાના આ પ્રિય કામને છોડી શકતા નથી. તે તેમની પ્રગટ જિજ્ઞાસા વૃત્તિ જ પ્રગટ કરે છે.

સનાતન ધર્મના આ આચાર્ય તેમના જીવન શૈલીના ઉપાસક હોવા છતાં શ્રી રવિશંકર મહારાજ જેવા મહાનુભાવોના સંસર્ગથી સુધારાવાળી જીવનશૈલી તેમણે અપનાવી છે.

વેદ અને તે અંગેનાં હિન્દી અંગ્રેજી સંસ્થા પુસ્તકોનું ગહન વાચન કરી બુદ્ધિગમ્ય સારભૂત વસ્તુને ગુજરાતી ભાષામાં રજૂ કરવાનું કામ ખરેખર કપરું છે. આમાંથી આર્થિક લાભ થવાની જરા પણ આશા નથી. છતાં આ કાર્ય જ પોતાના જીવનનું ધ્યેય બનાવીને શ્રી. વિષ્ણુભાઈએ ખરેખર પોતાનું દૃઢ મનોબળ વ્યક્ત કર્યું છે એમ મારું માનવું છે.

અને છેલ્લે આ પ્રમાણે શ્રી વિષ્ણુભાઈનો સપ્તતિ પૂર્તિ મહોત્સવ પણ ઉજવાય તેમાં શુભેચ્છા સાથે વિરમું છું.

# "અમારા મોટાભાઈ"

—શ્રી વિક્રમદેવ પંડ્યા.

સંસ્કૃતભાષાના અતિ આગ્રહી છતાં, અને વેદ-વેદાન્તના ઉપાસક છતાં, જે જ્ઞાન અને વિદ્વત્તાનું સંપાદન કરવા પોતે અશક્તિમાન રહેલા, અમારા પિતાજી, પુત્રમાં સંસ્કૃત ભાષાની વિદ્વત્તા અને વેદાન્તની ગહનતા પ્રકાશિત થયેલાં જોઈને જીવનની અંતિમ પળોમાં અત્યંત હર્ષ અને સંતોષની માત્રા અનુભવતા રહ્યા. સ્વપ્રયત્ન અને પુરુષાર્થના બળે વેદવેદાન્તનાં ઉન્નત ગિરિશૃંગો પર આરોહણ કરતા અને વિચરણ કરતા અને એમાં જ જીવનો પરમ આનંદ ધારણ કરતા અમારા મોટાભાઈ, કયારેય સાંસારિક સિદ્ધિઓમાં કે પ્રલોભનોમાં સફળ રહ્યા નથી. સંસાર સ્વીકાર્યો છે તો ટકાવલો જ રહ્યો એવા નિ:સંગ ભાવે સદાય ભવસાગર પાર કરવા મથી રહ્યા. વેદાન્તના વિચાર ધરાવી, જીવનનું પરમ લક્ષ્ય બનાવીને તેમાં જ વિહાર કરવાનો અભિગમ તેમણે અપનાવ્યો. સંસારના પ્રવાહો આજે જ્યારે માનવીને ભૌતિક સિદ્ધિઓના વમળમાં ગુંગળાવી રહ્યા છે ત્યારે. તેની વિરુદ્ધ જઈને સામે પ્રવાહે તરવાનું સામાર્થ્ય તેઓ ટકાવી રહ્યા છે. વિજ્ઞાન અને ટેકનોલોજીના અદ્યતન ક્ષેત્રમાં આંધળી દોટ મૂકનાર સમાજને, મોટાભાઈ, દીવાદાંડીની જેમ પથદર્શક રહ્યા છે. જીવનનો આત્યંતિક આનંદ ભૌતિક સિદ્ધિઓમાં રહ્યો છે, તેવું પ્રત્યક્ષ ભાન કરાવતા મોટાભાઈ, નિજાનંદમાં જેટલા મસ્ત છે તેટલા વ્યવહારમાં નથી. પોતાને આશ્રય આપનારની સામે પણ યાચક ભાવે પોતાની નિર્બળતા કયારેય પ્રગટ કરી નથી. સ્વમાનને ભોગે કયારેય કોઈને વશ થયા નથી. પોતાની વિદ્યાનો અનુચિત આર્થિક લાભ ખાટી જવાનો મનોરથ કયારેય સેવ્યો નથી, બલ્કે ઐચ્છિક દારિદ્રયનું સેવન કરવામાં આનંદ લીધો છે. નિર્બળતાને કયારે વશ થયા નથી. પરિણામ જે કંઈ આવ્યું તે હસતે મોંએ સ્વીકારીને યોદ્ધાની જેમ અડીખમ રહ્યાં છે, પણ પ્રેમને વશ બનીને પોતાનું સર્વસ્વ જતું કરવા તત્પર રહ્યા છે. કુટુંબીજનોની વચમાં બાળસહજ ભાવ ધારણ કરીને નિર્દોષ વાણી વિલાસમાં રાચતા મોટાભાઈનું ચરિત્ર ગંભીર–અર્થસભર સ્વરૂપ ધારણ કરી રહ્યું છે. પ્રભુ તેમને નિરામય દીર્ઘાયુ બક્ષે તેવી પ્રાર્થના.



# વૈદિક પરંપરાના ઉદ્‌ગાતા

ભારતીય સંસ્કૃતિની નક્ષત્ર માળામાં શોભતા તેજસ્વી વેદજ્ઞ, વેદમૂર્તિ, વેદાચાર્ય પંડિત વિષ્ણુદેવ વૈદિક પરંપરાના પ્રાજ્ઞ પુરુષના આ સપ્તતિ પૂર્તિ સમારોહ પ્રસંગે તેમનું વાઙ્‌મય ભાવપૂજન કરવાની આ સુભગ પળે અંતરની ઊર્મિથી અભિવાદન કરતાં ધન્યતા અનુભવું છું. કારણ કે યજુર્વેદ (૨૨–૨૨) માં આવા તેજસ્વી બ્રાહ્મણ ઉત્પન્ન થાય તે માટે દિવ્ય મંત્ર દ્વારા કથેલું છે કે,

"आ ब्राह्मन् ब्राह्मणो ब्रह्मवर्चसी जायताम् ।"

અર્થાત્ રાષ્ટ્રને સર્વ પ્રથમ ઉત્તમ વેદોક્ત બ્રાહ્મણની જરૂર છે. કારણ કે, "ब्राह्मणे ब्रामण" બ્રાહ્મણોચિત કર્મ દ્વારા રાષ્ટ્રીય ચેતના પ્રગટાવવા માટે ત્યાગી, તપસ્વી. નિર્લોભી અને સત્યનિષ્ઠ બ્રાહ્મણો દ્વારા જ ઉત્તમ શાસનનો આવિર્ભાવ થઈ શકે. આ આર્ષ વિચારધારાનો સત્કાર કરીને ગુજરાત સરકારે "सर्वे भवन्तु सुखिन:" ની વૈશ્વિક ભાવનાને અનુસરી વેદજ્ઞ વિપ્રવર્ય વિષ્ણુદેવ પંડિત પાસે ચારે વેદ ભાષા ભાષ્ય બાર ગ્રંથોના અઢી-હજાર પૃષ્ઠોમાં સમૃદ્ધ અક્ષર દેહમાં કંડારીને ગુજરાતી ભાષા-ભાષી પ્રજા વેદનું જ્ઞાન, ભાવ, રહસ્ય પામે અને આ વિશ્વસંપત્તિનું દર્શન પ્રાપ્ત કરી પ્રજા જીવનને સમૃદ્ધ કરે. તેવું સંસ્કૃતિનું આગવું વિશિષ્ટ જ્ઞાન શિખર ઊભું કરવામાં તેપણ નિમિત્ત બની. શ્રી વિષ્ણુદેવની અસીમ જ્ઞાનશક્તિનો ઉપયોગ પ્રજાજીવનની સમુન્નતિમાં કરવાનો સ્તુત્ય પ્રયાસ કર્યો.

શ્રી વિષ્ણુદેવની વૈદિક સાહિત્યિક શુભાશંષામાં પ્રાચીન ઋષિ પરંપરાનું દર્શન છે, તો તેમના વેદવિદ્યા વ્યાસંગમાં અધ્યયન, અધ્યાપન, ચિંતન, મનન, અનુશીલન પરિશીલન, વિશ્લેષણ અને વેદ-રહસ્યોને પામવા માટે સાધનાની વેદિ પર સાધક રૂપે એકનિષ્ઠ બનીને ગુરુમુખી જ્ઞાન પામેલ છે. તેઓ આ પૃથ્વી લોકના માનવી બનીને જાણે આરણ્યક સંસ્કૃતિનાં પુણ્ય પ્રદેશમાં અંતર્ભૂત બની નિરપેક્ષ જીવન જીવી રહ્યા છે! તેમની આવી અટલ સાધનાએ તેમની હૃદય ગુહામાં સાક્ષાત્ વેદ ભગવાન જ્ઞાન સૂર્ય રૂપે પ્રગટયા છે. જેથી એ જ્ઞાનનો પ્રકાશ આજે તેમના અણુએ અણુમાં ઝળહળી રહ્યો છે. જ્ઞાનના આ તેજસ્વી મહાસાગરનાં અપાર તેજ જળ વીંધીને અતળ તળમાં પ્રવેશી વેદરત્નોનાં અલૌકિક મૌક્તિકો પ્રાપ્ત કરી વિશ્વનાં ચરણે ધરે છે.

"देवोय: सनिता प्रार्षयतु श्रेष्ठ तमाय कर्मणे"

વેદ, ભાષ્યો અને ગીતા પ્રબોધ્યો વૈશ્વિકભાવ ઊભો કરી બ્રહ્મત્વની, બ્રહ્મદર્શન, બ્રહ્મતેજસ ભાવનાનો આવિષ્કાર કર્મયોગમાં, જ્ઞાનયોગમાં અને પરમ ભક્તિયોગમાં અર્પણ કરી કૃત્યકૃત્ય બને છે.

એમની વેદ પરંપરિત ભાવનાને પુષ્ટિ કરનાર મનીષિ કાકા કાલેલકરે પંડિતજી માટે કથ્યું છે કે, "તેમણે વૈદિક સંસ્કૃતિની અને આજના લોકશાહી ભારતની ઉત્તમ સેવા કરી છે. તેમનું હું અભિનંદન કરું છું." ત્યારે દિગ્ગજ વિદ્વાન સારસ્વત સાર્વભૌમ રામાનંદાચાર્ય સ્વામી શ્રી ભગવદાચાર્ય જેવા વેદજ્ઞ મહા પંડિત વિષ્ણુદેવની વેદ રહસ્યમાં રહેલી અલૌકિક શક્તિના પ્રભાવને બિરદાવે છે. વિશ્વમાં ચારે વેદના ગ્રંથોના સંપાદક સ્વામી શ્રી ગંગેશ્વરાનંદ ઉદાસીએ વિષ્ણુદેવની સેવા સંપાદન કાર્યમાં લઈ ચારે વેદનું શુદ્ધ ચયન કરાવ્યું છે. પૂજ્ય લોકસંત રવિશંકર મહારાજ, ગુજરાતના મહાન વિદ્વાનો અને આચાર્યોએ પણ પંડિતજીનાં વેદ ભાષાભાષ્યને આવકારી અને તેમના શક્તિની સિદ્ધિને સ્વીકારી પ્રસન્નતા દાખવી છે,

શ્રી વિષ્ણુદેવની જન્મભૂમિ ગુર્જર કુંજશી ચારુતર ભૂમિમાં સાહિત્યની કયારી કંડારી બેઠેલું બકુલ પુષ્પ જેવું કાવ્યકુંજે મહકતું હલધરવાસ કે જ્યાં તેમના કાકા મણિ-કાંતની 'મણિકાંતમાળા' ની સૌરભ પમરાવી રહ્યું છે. પિતાની પંડિતાઈ અને માતાના સુચારુ સંસ્કારોની

સિંચન સુધાનું પાન કરનાર શ્રી વિષ્ણુદેવનો જન્મ ૧૫ માર્ચ ૧૯૧૫ માં થયો હતો. અને પ્રાથમિક અભ્યાસ પૂર્ણ કરી, કાશીમાં સંસ્કૃત અભ્યાસ કર્યો ત્યાં વેદાધ્યયન કરી, વેદની ઋચાઓ, મંત્રો, છંદ અને સ્વરજ્ઞાન પ્રાપ્ત કરી વેદનું સાંગોપાંગ જ્ઞાન પ્રાપ્ત કર્યું વેદોચ્ચાર, વેદગાન, વેદનાસ્વર, આરોહ, અવરોહ, સમાન છંદ જ્ઞાન અને છંદમાં રહેલાં સૂરની પકડ તેની માત્રાઓ અને વૈદિક છંદશાસ્ત્રનું જ્ઞાન મેળવી ઉચ્ચ ભુમિકા પ્રાપ્ત કરી.

જીવનનાં અનેક પાસાંઓમાંથી પસાર થયા. તે તેમનાં જીવન-ચિત્રોમાં જોવા મળે છે. સુખ અને દુઃખની સંતા-કૂકડી, જય-પરાજય, સંઘર્પણ અને સત્કારના દ્વંદ્વોને ભેદીને એઓશ્રીએ માત્ર વૈદિક પરંપરામાં જ ચિત્તને પરોવ્યું છે. વિદેહી આત્મા સમું જીવન રહ્યું. તેમની જ્ઞાન પરિધિમાં તેમને 'વેદાંત શાસ્ત્રી,' 'વેદાન્ત મનીષિ,' 'વ્યાખ્યાન 'દીવાકર,' વેદાન્ત શાસ્ત્રી,' 'વેદશાસ્ત્ર ભાસ્કર,' 'વેદાન્તાચાર્ય' જેવી પદવીઓ વિરાજે છે. તો પાશ્ચાત્ય વિદ્યાક્ષેત્રે 'એમ. એ' ની પદવી ડોકિયાં કરે છે. પૌર્વાત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિનું અવગાહન કરનાર આ વિદ્યા વ્યાસંગી પુરુષે, ધર્મ સાહિત્યમાં પળે પળે સભાન બનીને તુલનાત્મક દષ્ટિએ વિવેક બુદ્ધિથી પોતાની અભિવ્યક્તિ રજૂ કરી ભારતીય સંસ્કૃતિની મહાન ભવ્યતામાં આત્મસાત્ બની સમગ્ર જીવન સમર્પણ કરીને આ ગુજરાતી વિદ્વાને ભારતીય સસ્કૃતિની તેજોમય ક્ષિતિજોનો સંસ્પર્શ કરીને ગુજરાતને ગૌરવ અપાવ્યું છે. અને મહાકવિ ન્હાનાલાલનું સૂત્ર "પરમ ધન પ્રભુનાં લે જો લોક." નું અનુરણન કરી વેદ નારાયણની આરાધના કરીને નિર્ભીક, નિષ્કામી, વિદ્યારાધક બની, વેદ પ્રબોધિત વૈશ્વિક વાણીનાં ગાન ઈશ્વરદત્ત મધુર કંઠથી વેદ છંદ સૂરમાં જીવનની કુંજોમાં બેસીને ગુંજન કરનાર સંસ્કૃતિનાં પરમ ઉપાસક, સાધક, જ્ઞાન પરિવ્રાજક, શબ્દસૃષ્ટિનાં જ્યોતિર્ધર બ્રહ્મ જ્ઞાન જ્ઞાતા, પંડિતવર્ય વિષ્ણુદેના ચરણ કમળમાં અર્ધ્ય પ્રદાન કરીને ધન્યતા અનુભવું છું. વંદું છું કે—

**"તત્ત્વદર્શી વિષ્ણુદેવ, વેદ વેદાંગ સાધક,**
**ઉજાળ્યાં કુળને ગોત્ર, શિવતત્ત્વ આરાધક"**



# ‘ચતુર્વેદી’ પંડિતશ્રી વિષ્ણુદેવજી

—રોહિત દવે
એમ. એ. સાહિત્યાચાર્ય,

वयं राष्टे जागृयाम् पुरोहिताः ।

મોહેન-જો-ડેરો અને હરપ્પીય સંસ્કૃતિના અવશેષોનું પુરાતત્ત્વવિદો સંશોધન કરે છે પરંતુ એવી તો કેટલીય સંસ્કૃતિઓ કાળના ચક્રમાં પિસાઈ ગઈ. જ્યારે વિશ્વની અતિ પ્રાચીન એવી વૈદિક સંસ્કૃતિ હજી આજે પણ હજારો વર્ષ પછીય જીવંત છે. તેનું કારણ છે, સંસ્કૃતિના રક્ષક અને પોષક એવા પુરોહિતો, ઋગ્વેદના પ્રારંભમાં અગ્નિની સ્તુતિ કરતાં તેને પુરોહિત કહેવામાં આવ્યા. છે. ભારતીય સંસ્કૃતિની જ્યોત જલતી રાખનાર જાગૃત પુરોહિતો (બ્રાહ્મણો)ની સંખ્યા આજ બહુ અલ્પ દેખાય છે પરંતુ જે કાંઈ ટકી શક્યું છે તેનું શ્રેય આપણા આ વિદ્વાનોને ફાળે જ જાય છે. પંડિતશ્રી વિષ્ણુદેવજીએ આ પ્રાચીન પરંપરાને જીવનમાં વણી લઈ પોતાનું જીવન વેદને સમર્પણ કરી દીધુ છે. અને તેઓ વેદમય બની ગયા છે, જે માત્ર ગુજરાત જ નહિ, બલ્કે સમગ્ર રાષ્ટ્ર માટે ગૌરવપૂર્ણ છે. વૈદિક પરંપરાથી સચવાઈ રહેલ બ્રાહ્મણ અને આરણ્યક ગ્રંથો કંઠસ્થ રાખનાર વિદ્વાનો આજે ઘણી અલ્પ સંખ્યામાં છે. જ્યારે બીજી તરફ પશ્ચિમના દેશોમાં વેદના વિવિધ વિદેશી ભાષાઓમાં તરજુમા થઈ રહ્યા છે અને આંગ્લભાષામાં વેદને લગતું વિપુલ સાહિત્ય છે જેનો આપણે સંદર્ભ ગ્રંથ તરીકે ઉપયોગ કરવો પડે છે તેવી શોચનીય સ્થિતિમાંથી હવે આપણને પંડિતજીએ ઉગારી લીધા છે.

અગાઉ યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડના સહકારથી પંડિતજીએ તૈયાર કરેલી ‘વેદપરિચય, પુસ્તિકાઓ બાદ એક ડગલું આગળ વધી તેમણે વેદોના તમામ પાસાંઓને વણી લઈ વિસ્તૃત ગ્રંથો તૈયાર કર્યા અને ચારેય વેદોના અલગ-અલગ વિવેચનાત્મક ગ્રંથો તૈયાર કરી તેમણે ભારતીય સંસ્કૃતિની ઘણી મોટી સેવા કરી છે. ઋગ્વેદ અને યજુર્વેદ ઉપરાંત સામ અને અથર્વવેદ એમ ચારેય વેદોનું સંકલન કરી તેઓ માત્ર પંડિત નહીં પરંતુ ‘ચતુર્વેદી’ પંડિત બની ગયા છે. આજે સામગાન તો લગભગ લુપ્ત થવાની અણી પર છે.

એવા સંજોગોમાં ‘સામવેદ’ અંગે તેમણે કરેલ વિસ્તૃત સંશોધન રસપ્રદ અને પ્રસંશાપાત્ર છે.

“સામાન્ય માણસને સંતોષ થાય એટલું જ જ્ઞાન અને એવું જ સાહિત્ય મારે જોઈએ છે; પણ તે સામાન્ય માણસ પાસેથી હું લેવાનો નથી. જેમના પાંડિત્ય માટે વિદ્વાનોની દુનિયામાં પણ આદર છે, એવા લોકો પાસેથી મારે વિશ્વાસપાત્ર અત્યંત મહત્ત્વનું છતાં માનવ જાતિને રોજના જીવનમાં ઉપયોગી એવું સાહિત્ય જોઈએ છે......બરાબર એ જ જાતનું સાહિત્ય વૈદિક ધર્મ વિશે પંડિત વિષ્ણુદેવ પાસેથી આપણને મળ્યું છે......”

પૂ. કાકા કાલેલકર સાહેબે પંડિતજી વિશે ઉપરોક્ત ઉદ્‌ગારો પ્રગટ કરી તેમના અંતરની વાત કરી છે. આજે પોતાને હિન્દુ કહેવડાવનારા કેટલાએ વેદનું દર્શન કર્યું હશે ? અરે વેદ કેટલા છે એ પણ કેટલા જાણતા હશે ? એ સંજોગોમાં વૈદિક ઋચાઓને પૌરાણિક શૈલીમાં—સામાન્યમાં સામાન્ય માનવી સમજી શકે તેવી રીતે રજૂ કરી ગુજરાતી સાહિત્યને સંપૂર્ણતા બક્ષવાનું કાર્ય પંડિતજીએ કર્યું છે. વેદોના ભાષા—ભાષ્ય ગુજરાતી ભાષામાં પ્રગટ થયા છે એથી આપણી સમૃદ્ધિ વધી છે.

विद्या ह वै ब्राह्मणमाजगाम गोपाय
मां शेवधिः ते अहमस्मि ।

વિદ્યા (શ્રુતિઓ) એ બ્રાહ્મણો પાસે આવીને કહ્યું કે, ‘મારી રક્ષા કરો, હું જ તમારો કોષ ખજાનો છું. એ સૂક્તિને અનુસરી પંડિતજીએ વિદ્યાની વાત સાંભળી લીધી છે અને પોતાના (વિદ્યારૂપી) ખજાનાનું રક્ષણ ખાતર પણ તેઓ આ વારસાનું જતન કરી રહ્યા છે.

ચહેરા પર સદાય ફરકતું નિર્દોષ હેતાળ સ્મિત, ઓજસપૂર્ણ મુખકાંતિ, ભરાવદાર શરીર, સપ્તતિ પૂર્તિ ઉજવાઈ રહી છે છતાં યુવાનને શરમાવે તેવી તાજગી અને ચપળતા તથા સ્વરભારપૂર્વકના ઉચ્ચારો અને સ્વરજ્ઞાનની કુશળતા ધરાવતા પંડિતજીને આકાશવાણીના અમદાવાદ વડોદરા કેન્દ્ર પરથી અવારનવાર વેદમંત્રોનું ગાન કરતા સાંભળીએ એ પણ એક લહાવો છે. તેમના વિશે એકવાર સ્વ. કરસનદાસ માણેકે કહેલું કે, "પંડિતજીને વેદની રઢ લાગી છે. દિવસના ઘણાખરા કલાકો વેદ મગ્ન-ચિંતનમાં જ તે ગાળે છે અને રાતે નિદ્રા દરમિયાન સ્વપ્નો પણ તેમને વેદના ઋષિઓનાં જ જ આવતાં હોય તો પણ નવાઈ નહિ. વેદ પ્રત્યેના આ ઉત્કટ આકર્ષણની સાથે એના અર્થને સરળ કરવા માટેનું માનસ તપ એટલે શું? એ કોઈને જાણવું હોય, તો પંડિતજી સાથે એક બે દિવસ ચોવીસ કલાક રહેવું જોઈએ..."

સામવેદ પરિચય ગ્રંથમાળાના પ્રારંભે પંડિતજીએ લખ્યું છે કે, "હિંદુસ્થાની ગાન પદ્ધતિ અને કર્ણાટકી ગાન પદ્ધતિ મૂળના સાત સ્વરોને સ્વીકારે છે; પરંતુ સામવેદના બ્રાહ્મણ ગ્રંથોમાં આ સાતેય સ્વરોની તલસ્પર્શી વ્યાખ્યાઓ તેમજ વિવિધ ગાનોના પ્રકારો, લક્ષણો અને મૌલિક પરિભાષાઓ રજૂ થઈ છે, તે તરફ આ સંગીત શાસ્ત્રીઓનું ધ્યાન ગયું નથી......"

સામવેદ હોય કે અથર્વવેદ હોય પંડિતજી તેના વિષયવસ્તુ સાથે અદ્ભુત તન્મયતા મેળવી લે છે અને આ એકરસતાને કારણે જ તેઓ આપણને વૈદિક તત્ત્વજ્ઞાન તળપદી ભાષામાં આપી શકયા છે. આવી વિરલ પ્રતિભાવાન વિભૂતિ માટે તો 'शतम् शरदः...' પણ ઓછી પડે એવું ગંજાવર કામ તેમણે હાથમાં લીધુ છે. આજના પ્રસંગે તેમના મંગલમય દીર્ઘાયુ માટે વેદમાતાને પ્રાર્થી શુભ કામના વાંછીએ કે, વેદ અને વૈદિક સાહિત્ય દ્વારા સમાજની તેઓ વધુને વધુ સેવા કરતા રહે અને આંધળા પશ્ચિમીકરણના મોહમાં સપડાયેલાઓને માટે તેમનું સાહિત્યપથ પ્રદર્શક બની રહો.

स्तुता मया वरदा वेदमाता
प्रचोदयन्तां पावमानी द्विजानाम् ।
आयुः प्राणं प्रजां पशुं कीर्तिः
द्रविणं ब्रह्मवर्चसं मह्यं दत्वा व्रजत
ब्रह्मलोकम् ॥

[જે વરદાન આપનારી વેદમાતા ને, તેને અમે સ્તુતિથી રાજી કરી છે. તે સહુ દ્વિજ-સંસ્કાર ધારણ કરનારને પાવમાન-પવિત્ર બનાવે છે; તે અમને પ્રેરણા આપો, તે વેદમાતા અમોને આયુ, પ્રાણ, પ્રજા, પશુ, કીર્તિ, દ્રવ્ય, બ્રહ્મ અને વર્ચસ આપો તથા પછી અમને પરમ જીવન પ્રાપ્ત કરવા માટે બ્રહ્મધામમાં લઈ જાઓ.

# સાજન બેઠું માંડવે

પ્રો. હરીશ વિ. પંડિત

મૂળરાજ સોલંકીએ એના સમયમાં વૈદિક યજ્ઞ આદરેલો. ઠેઠ કાશીથી વિદ્વાન બ્રાહ્મણોને નિમંત્રેલા. ઉત્તરેથી પણ કેટલાકને બોલાવેલા. યજ્ઞ પૂરો થયો. દાન-દક્ષિણા લઈ સ્વસ્તિવચનો ભણી સૌ ઘેર ગયા પણ કેટલાકે આ દક્ષિણા ગૌરવભરી મુખમુદ્રા સાથે નકારેલી અને ટોળું વળીને બેસી ગયેલા! મૂળરાજનો પ્રધાન, કથા કહે છે તે પ્રમાણે,એ વિદ્વાનોની ગૃહિણીઓ પાસે પહોંચી ગયો. એમને વસ્ત્રાલંકારથી વિભૂષિત કરી, પ્રસન્ન કરી અને સૌના હાથમાં એક એક પાન પ્રણામપૂર્વક આપ્યું. પાનમાં લખેલું એક એક ગામ. બ્રાહ્મણો બહાર ગર્જે પણ ઘરમાં...? એટલે સલવાયા : ગૃહિણી ગૃહમુચ્યતે એ ન્યાયે અહીં જ સમાયા. ચારુત્તર ભૂમિ ઉત્તમ, બ્રાહ્મણો ઉત્તરેથી આવેલા ને ટોળે વળ્યા એટલે ઔદિચ્ય ટોળકિયા, આવી પુરાકથા છે.

કથા છે એટલે મિશ્રણ હશે. પણ મેં પરિવારની છબીમાં વચ્ચોવચ્ચ બેઠેલા જે વડીલ પુરુષને જોયા : નામ **કલ્યાણરાય**. ગોવર્ધનરામના અસ્સલ માનચતુર જ જોઈ લ્યો! મુખ ઉપર જે રાજોચિત ગંભીરતા—એમને લોકો રાજપુરુષ કહેતા—છવાયેલી છે, એ ઉપરની કથાનો પાયો હોવાનું જણાય છે. આ વંશવૃક્ષના એક પાંખડામાં સ્વ. કવિ 'મણિકાન્ત' આવે. મુંબઈની ચોપાટીએ ગઝલો ગાઈને એની કમાણી વતનને એમણે અર્પી દીધેલી. પૂ. રવિશંકર મહારાજ પણ એક પાંખડું ખરું. બોચાસણમાં લગ્નવિધિમાં કંઈ 'વિશિષ્ટ' કરવાનું હોય ત્યારે એ પૂ. બાપુજીને ખાસ યાદ કરે. આવી વિધિ—સાહસ જ તો—નાં પ્રમાણો ઠેઠ વેદમાંથી એ લઈ આવે, લગ્ન કરાવે, લાડુ પણ કરાવે અને રૂપિયો સવા લઈ ઘેર આવે. ઘેર થેલી ફંફોસાય, મિઠાઈને બદલે ચોપડીઓ નીકળે એટલે અમે સમજી જઈએ : જય જય ગરવી ગુજરાત! જ્ઞાતિ-સમસ્તમાં પછી ચેંચે પેંચે થાય, વિદ્વાનો એમને સુધારક કહે ને સુધારકો એમને વેદાંતી માને! બાવાનાં આ રીતે બે નહિ પણ બાર બગડે પણ ન્યાય્યાત્ પથ: પ્રવિચલન્તિ પદં ન ધીરા:।

અમારા એ દાદા, પૂ સાંકલેશ્વર દાદા, દેવીના ચુસ્ત ઉપાસક. દરબારોના એ ગુરુદેવ પણ ગોર નહિ. દ્વારિકાના શંકરાચાર્યે એમને જ્યોતિષ માટે પદવી આપેલી. વાણી વીર્યં દ્વિજાનામ્—એમને સભામાં બંધબેસતું આવે. શીઘ્ર કવિ, એવા જ શીઘ્ર વક્તા. (સાલું, તૈયારી કર્યા વગર બોલાય કેમ?) આવું વાણીવીર્ય સ્વ. અંબાલાલ કાકા (માંડવીની પોળ) અને સ્વ. મણિલાલ દાદા (મણિલાલ સેલ્સમેન કહેવાતા)માં સારું ઊતરેલું. ક્યારેક પૂ. બાપુજી, (હા, આચાર્ય વિષ્ણુદેવ પંડિત, એમ. એ. વત્તા બીજી અગિયાર પદવીઓ) ય ઝપટમાં આવી જાય: 'બધું કર્યું, બધાનું કર્યું, એક મકાન ન કર્યું' (કદાચ તેથી જ, હવે જે ઘર થયું છે, એનું નામ 'ઈશાવાસ્ય' રખાયું—સૌનું સ્વાગતમ્, ચોર અને શાહુકાર સૌનું!). સૂર્યની ઉપાસના એમની સાથી: એમને અનુયાયીઓ વધારે, મિત્રોમાં કદાચ કે. કા. અને કૃષ્ણશંકર! આમેય એમનો તાપ વધારે, અમારાથી બહુ બેસાય રહેવાય નહિ, ને વધૂઓ ગભરાય જ! પૂ. કાકા 'વિક્રમદેવ, ચંદ્રના ઉપાસક હોવા જોઈએ—એમનો તો ગુસ્સો ય બનાવટી. એ કલાકારજીવ, સિતાર સારી વગાડે, ગાય પણ ખરા: 'નાવ ચલી જાય, મેરી નાવ ચલી જાય!' પૂ. ઈચ્છાબાનો વારસો હશે. રોઝરી હાઈસ્કૂલમાં એમની ઉદ્‌ઘોષણા વખણાય. ફાધર પિન્ટો સાથે દોસ્તી. એમ. એ વત્તા એમ. સ્યૂઝ થયેલા, હવે શાસ્ત્રોનું ચિંતન કરે છે. પૂ. બા. રમાબેન, એ સૂર્યપ્રભાવ તળે પ્રભાવિત, બાકી સારું ગાય, કહેવતોનો ભંડાર, સમજ તો પડે પણ 'એમને' કહેવાની હિંમત નહિ. પૂ. કાકી, શારદાબેન, સયાજી હાઈસ્કૂલનાં સર્વપ્રિય આચાર્યા. વહીવટ સારો ને સફળ, કાકા બહું માથું મારે

નહિ, વ્યવહાર ચાલે ! અમારા ફૂઆ, સ્વ. અંબાલાલ (દાહોદવાળા કહેવાય, છોકરા ઠેઠ અમેરિકા પહોંચ્યા) કહે, 'તમે પંડિતો. શબ્દના સોદાગરો...'—આ વ્યાજસ્તુતિ હું મોડી સમજેલો. પૂ. મધુબા બધું સમજે. એમના ખોળામાં હું એકવાર રડેલો. ભાવનગર એ સંસ્કારોની નગરી બાપુજી કથા કરવાના હોય ત્યારે પૂ. વિનતા ફોઈ ખાલી થેલી લઈને જાય અને હકપૂર્વક પ્રસાદ ભરતાં આવે. પૂ. ફૂઆ તો ભગવાનના માણસ, સમજે પણ 'હાલવા' છે.

અમે ચાર ભાઈઓ : ભેગા થઈએ ત્યારે દિલ્હીની પાર્લમેન્ટ પણ ફિક્કી લાગે. વરદરાજ કવિતા સારી કરે એને રઘુવીરભાઈ પણ વખાણે. ધનરાજે કટોકટીમાં અમૃત્ય નારાયણની કથા કરેલી. જોરદાર કરેલી. એના અવાજથી પૂ. બાપુજી પણ પ્રભાવિત. અભયનું વિશ્વ હિન્દુ પરિષદમાં સારું વર્ચસ્વ. એના સગપણમાં, કે.કા.ને તો ખરો જ, જશવંત ઠાકરને પણ રસ. એને જ નહિ ચાર બહેનો : મેધા એટલે કે બકુલા ગુજરી ગઈ. એ શૈવતરફી વાતાવરણમાં સ્વામીનારાયણ તરફ ઢળે. ધોળ ગાય. મનીષાનો મજૂર મહાજનમાં સારો વટ. એ પૂ. બાપુજીની સાથે આવે જાય ત્યારે તેજસ્વી મનસ્વી દેવયાની જેવી જ લાગે, એવું (નામ ન કહેવાની શરતે) અમારા સ્વજને નોંધેલું છે. પૂ. બાપુજી એનામાં એકસો એક ટકા ઊતરેલા છે. સરયૂ બહેન સ્વ. માણેકના સંકીર્તનો વખતે ભજનો સારાં ગાતાં, આંગળી હરેળમાં સ્વ. પુરોહિત (પૂ. બાપુજીને કડવી વાત પણ કહી શકનારો જ્યેષ્ઠ જમાઈ) પ્રસન્ન વદને બેસતા. મધુર જ્યોત ટ્રસ્ટ કરવાની પ્રેરણા એમણે આપેલી. માર્ગદર્શન જસ્ટિસ ભટ્ટ સાહેબનું. નારાયણી સૌની લાડકી અને તેથી આળસુ. એમ. એ. કર્યું હોત તો પ્રોફેસર થઇ હોત ! ડૉ. યોગેન્દ્ર વ્યાસ તો ફી ભરી દેવા તૈયાર થઈ ગયેલા. ઈશ વાસ્યની મંગલ ત્રિવેણી, ત્રણ અ.સૌ વીણા, તોરલ, જાનકી, ત્રણે શિક્ષિત, સમજુ અને સંસ્કારી. વેવાઈઓ પોતપોતાના ક્ષેત્રના અગ્રણીઓ સ્વ. વિષ્ણુપ્રસાદ, શ્રી ઉમાકાન્તભાઈ, પ્રિ. પ્રમોદરાય. ત્રણેનો આંબાછાયો પૂ. હીરાબા, મુ. રુદ્રાબહેન, મુ. નીમુબહેન. બહુ તાપ પડે ત્યારે આ ત્રણે 'દીકરી'ઓ હવાફેર કરી આવે ! અમારી આવતી કાલ સર્વચિ. શ્રેયસ્, હાર્દિક, ભૂષણ, દિશા. શ્રી અભયદેવ, છેલ્લી ટ્રેન, હવે ઊપડવામાં આવે છે, સાજન બેઠું માંડવે..



# સંશોધક આચાર્યશ્રી વિષ્ણુદેવ

— શ્રી રમણલાલ ડી. ભાવસાર

ગુજરાતના નંદનવન સમા ખેડા જિલ્લાના વાત્રક કાંઠે આવેલા હળધરવાસના અપરિગ્રહી ટોળકીયા પરિવારમાં બ્રાહ્મણ હોવા છતાં ખેતી-ઉત્પાદન દ્વારા આજીવિકા પ્રાપ્ત નિર્ભર સાંકળેશ્વર દાજીરામ શર્માને ત્યાં વિષ્ણુદેવનો જન્મ ઈ. સ. ૧૯૧૫માં થયો હતો. હળધરવાસની પડોશમાં સરસવણી ગામના આજીવન સેવાવ્રતધારી મૂક સેવક રવિશંકર મહારાજ તથા આ જ ગામના કવિશ્રી મણિકાંતના સંસર્ગે વિષ્ણુદેવ રાષ્ટ્રધર્મ અને રાષ્ટ્રચેતનાના ઉપાસક બન્યા. પૈતૃક વારસામાં સ્વગૌરવ-સંપન્નતા, સ્વમાન અને વિદ્યાની ઉપાસના મળી. જે વારસાને બનારસ ગવનર્મેન્ટ કવીન્સ કોલેજમાં અભ્યાસ કરી આચાર્યની પદવી પ્રાપ્ત કરી ઉજજવળ કરેલ છે. પરંપરાગત પ્રશિષ્ટ સંસ્કૃત અભ્યાસ દ્વારા આત્મ સંતોષ ન થતાં શ્રી વિષ્ણુદેવે ગુજરાત કોલેજમાં અભ્યાસ કરી મુંબઈ યુનિ.ની એમ. એ. ની પદવી વેદાન્ત તસ્ત્વજ્ઞાન સાથે અંગ્રેજી માધ્યમમાં સિદ્ધ કરી. આમ પ્રશિષ્ટ સંસ્કૃત અધ્યયન તો સુમેળ અર્વાચીન શિક્ષણ સાથે સાધી સમન્વય પ્રાપ્ત કર્યો. ગુજરાત સામાન્ય રીતે દેશપરદેશ અને વિશ્વમાં પોતાની વ્યાંવહારિકતા, ઉદ્યોગ પરાયણતા અને વાણિજ્ય વ્યવસાયથી સુદીર્ઘ કાળથી પંકાયેલું છે અને તેની આ વિશિષ્ટ છાપને કારણે તેની સાહિત્યિક અને કલાવિષયક કામગીરી ઉલ્લેખનીય હોવા છતાં સહજ રીતે આ ક્ષેત્રોમાં સિદ્ધિઓ પ્રાપ્ત કર્યા અંગે અગર કોઈ વિશિષ્ટ પ્રદાન દ્વારા રાષ્ટ્રીય ખ્યાતિ મળવાની શકયતાઓ ઘણી જ ઓછી ગણાય. આવા સંજોગોમાં ભારતના પરપ્રાંતોમાં ગુજરાતના કવિ સાહિત્યકારો અને સંશોધનકારોની મૌખિકતાનો સ્વીકાર સહજ રીતે ન થાય એ સમજી શકાય તેવી વાત છે. છતાં ગુજરાતે નરસિંહ મહેતા અને દયારામ જેવા કવિઓ; ગોવર્ધનરામ ત્રિપાઠી જેવા નવલકથાકારો દ્વારા પોતાની આગવી અસ્મિતા અન્ય પ્રાંતો પાસે પણ સ્વીકારાવડાવી છે. અર્વાચીનોમાં કવિશ્રી ઉમાશંકર અને સુંદરમ્ રાષ્ટ્રીય લડતના તબક્કાઓમાં પોતાના સાહિત્યસર્જન દ્વારા ગુજરાતની અસ્મિતાનો વિજયધ્વજ ફરકાવ્યો છે. આવા જ વખતે ભારતની વેદ સંસ્કૃતિનો અમર વારસો જાણવા–સમજવા માટે આમ જનતાને પ્રશિષ્ટ સંસ્કૃત ભાષાનું જ્ઞાન હોવું અનિવાર્ય ન રહે તે કાજે શ્રી વિષ્ણુદેવ પંડિતે પોતાના જીવનની સમગ્ર શક્તિનો નિચોડ વેદોના અધ્યાપન અભ્યાસ દ્વારા ગુજરાતી ભાષામાં જ સહજ રીતે વેદોનો સંસ્કાર વારસો સમજી શકાય, જાણી શકાય, ભણી શકાય તેવું કાર્ય કૃત સંકલ્પ બની આદર્યું છે. ગુજરાત સરકારે પણ તેમના આ સંકલ્પની જાળવણી કરવામાં પ્રશંસનીય ફરજ બજાવી છે. આચાર્યશ્રી વિષ્ણુદેવ પંડિત વેદોના ભાષાંતરકાર નથી. વાલ્મીકિ રામાયણ સંસ્કૃત ભાષામાંથી હિન્દી ભાષામાં મૌલિક રીતે ઉતારવાનું જે મહાકાર્ય સોળમી સદીમાં ભક્તકવિ તુલસીદાસજીએ રામચરિતમાનસનું સર્જન કરી તેને સર્વભોગ્ય બનાવી સાહિત્ય તથા હિન્દુ સંસ્કૃતિની જે સેવા કરી તેવા જ પ્રકારની સેવા વિષ્ણુદેવજી દ્વારા વેદગ્રંથોના ગુજરાતી ભાષામાં નિર્માણ દ્વારા થઈ છે. દરેક કાર્યની મુલવણી તત્કાળ થઈ શકતી નથી. ઈતિહાસ અને પસાર થયેલો સમય જ એની ઉપયોગિતાનું મૂલ્યાંકન કરી શકે. આપણે એનું મૂલ્યાંકન કરવાને માટે અસમર્થ છીએ.

સંસ્કૃત ભાષાના અભ્યાસી તરીકે ધર્મશાસ્ત્રો પ્રત્યેનું મમત્વ વિષ્ણુદેવમાં હોવું સ્વાભાવિક છે. ભારતના જગદ્ગુરુ શંકરાચાર્યોમાં વિષ્ણુદેવ પ્રત્યેનો આદર ઉલ્લેખનીય છે. કાંચી કામકોટિ પીઠના જગદ્ગુરુ શ્રી. ચંદ્રશેખર સરસ્વતીજી સાથેની મુલાકાત દરમ્યાન પંડિતજીએ સંસ્કૃત ભાષામાં કરેલા આશીર્વચનથી આશ્ચર્યચકિત (ગુજરાતમાં આવી ઉત્તમ સંસ્કૃત ભાષામાં બોલનાર હોઈ શકે, તે કારણે) થઈ પ્રસન્નતા પ્રગટ કરી. પીઠના ધર્માધિકારી તરીકે નિમણુંક કરી છે, અને સન્માનના પ્રતીકરૂપે શાલ ઓઢાડી હતી. શ્રી. શંકરાચાર્યજીએ કહ્યું હતું : 'वयं द्रविडा: ।' એના જવાબમાં વિષ્ણુદેવે પ્રશ્ન કરેલો કે, 'वयं केन ।' 'અમે કોણ ?' તો સાહિત્ય 'તમે પણ દ્રવિડ' તેમ કહી તેઓએ પોતાના સરખો સમાન દરજ્જો સંસ્કૃત ભાષાના અધિકારી વિદ્વાન તરીકે આપ્યો. એ ગુજરાતની અસ્મિતાનું સંસ્કૃત ભાષા અને પ્રાચીન વારસાને જાળવનાર તરીકે દ્રવિડ પ્રદેશના સન્માનનીય જગદ્ગુરુ તરફથી થાય તે આનંદની વાત છે.

# વેદમૂર્તિશ્રી વિષ્ણુદેવજી

—સ્વામી રામકુમારદાસજી (ખાખી)

પરમ સમ્માનનીય વેદમૂર્તિ, વેદાચાર્ય, વિદ્વદ્વર સનાતન ધર્મ મૂર્તિ શ્રી. વિષ્ણુદેવજી પંડિતને હું લગભગ '૨૫' વર્ષથી સારી રીતે જાણું છું, ઓળખું છું અને માનું છું.

આપે ચારેય વેદોનાં ભાષાભાષ્ય ગ્રંથોને પ્રકાશિત કરી, વૈદિક જગતની અનુપમ સેવા કરી છે. એટલું જ નહીં, વેદોનું સતત અધ્યયન, મનન કરીને એક સાચા શ્રોત્રિયવિપ્રનું પરમ્ પાવન ધર્મપાલન કર્યું છે.

## સરસ્વતીના પુત્ર :

વેદ. ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, ગીતા ઉપર પ્રસ્થાનત્રયી-ભાષ્યો કરનાર જગદ્ગુરુ શ્રી રામાનન્દાચાર્ય પંડિતરાજ સારસ્વતસાર્વભૌમ પૂજ્યપાદ સ્વામી ભગવદાચાર્યજી મહારાજે પરમાદરણીય સનાતન જગતના અદ્વિતિય-વિદ્વાન શ્રી વિષ્ણુદેવજીને સરસ્વતીના વરદ પુત્ર કહીને એકવાર સંબોધ્યા હતા.

આવા વેદના વિશુદ્ધ ઉપાસક સુપ્રસિદ્ધ લેખક લગભગ ૧૪૦ ગ્રંથોના પ્રણેતા માનનીય પંડિતજી ગુજરાતની પાવનભૂમિના પનોતા પુત્ર છે અને ભારતીય પરંપરાના એક મહાન બ્રહ્મમૂનીષિ છે એમ મારો વિનમ્ર મત છે. આપે સનાતન ધર્મની જે લોકોત્તર સેવા કરી છે તે સર્વદા સનાતન જગતના માનનીય વિદ્વાનો યાદ કરશે.

## ગુજરાતી ભાષાની સેવા :

ચારેય વેદોના ભાષા ભાષ્ય કરી હિન્દુ ધર્મ દર્શન ગાયત્રી વિજ્ઞાન, શ્રીકૃષ્ણ કથા, શિવકથા, શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુ, નારદભક્તિ સૂત્રો, આદિ ગ્રંથોને ગુજરાતી ભાષામાં વેદોમાં રહેલ દિવ્ય રહસ્યોને સામાન્ય પ્રજા સુધી પહોંચાડી આપે ગુજરાતી ભાષા અને ગુજરાતની પ્રજાના મહાન સેવા કરી છે.

## પ્રખર વિચારક :

આપશ્રી પરમચિન્તક અને પરમવિચારક છો તેથી વેદો ઉપર ભાષ્યો લખી શકયા છો. આપના પરમ્ પાવન વિચારોથી હિન્દુ ધર્મની વિશુદ્ધ ગાથા સાધારણ જન-સમાજ સુધી પહોચી શકી એ આપની મહાન સિદ્ધિ છે. આપ જયારે જયારે મને મળ્યા અને આશ્રમમાં પધાર્યા ત્યારે ત્યારે એક પણ ક્ષણ અકારણ જવા દીધી નથી. આપની સાથેની ચર્ચામાં આપે વેદ સાહિત્ય ઉપર ઉચ્ચ વિચારો આપી અમોને કૃતાર્થ કર્યા છે, માટે સતત વેદ ચિંતન, વેદો ઉપર સુંદર વિચાર કરનાર આવી વિરલ-વિભૂતિની આજે સપ્તતિપૂર્તિ સમારોહ સમ્પન્ન થઈ રહ્યો છે એ વૈદિક જગત અને ગુજરાત માટે પરમ્ ગૌરવની વાત છે, મારા પણ તેઓને હાર્દિક અભિનંદન પાઠવું છું, અને ભગવાનશ્રી સીતારામજી મહારાજશ્રી પરમ્ પૂજ્ય પંડિતજીને દીર્ઘઆયુષ્ય અર્પણ કરે એ માટે પ્રાર્થના કરું છું.

# शतायु वैं पुरुषः

-શાસ્ત્રી નારાયણપ્રસાદ નર્મદાશંકર

ભારતમાં વિદ્યાક્ષેત્રે પ્રગતિ થઈ હોય તો ઉત્તર-પ્રદેશ અને દક્ષિણ ભારતના રાજ્યો છે એમ મનાય છે અને ગુજરાતે માત્ર અર્થક્ષેત્રમાં જ પ્રગતિ કરી છે તેમ સામાન્ય જનસમાજમાં માન્યતા સર્વવિહિત છે પરંતુ સ્વાધ્યાયમંડળ, પારડી (વલસાડ) ના વેદપુરુપ સ્વ. પંડિત શ્રી સાતવલેકરજી તથા આધુનિક-યુગના વેદ સ્વાધ્યાયી અને વેદજ્ઞાતા આચાર્ય શ્રી વિષ્ણુદેવ પંડિતજીના સર્વમાન્ય વેદગ્રંથ-સાહિત્ય-પ્રકાશન પ્રચારથી ગુજરાતે વેદ વારસો જાળવ્યો છે તેમ તેમના દરેક વેદના ગ્રંથોના પ્રકાશનથી જાહેર સ્વીકારી શકાય છે.

આચાર્ય શ્રી વિષ્ણુદેવ પંડિતજીએ ભારતીય સંસ્કૃતિના પ્રાચીનતમ ગ્રંથ વેદના ગહનતમ મંત્રો, સૂક્તો, અધ્યાયો કંડિકાઓ, મંડળો વગેરેના અર્થોને સામાન્ય જન માનસમાં તેમના હાર્દને સમજાવવા માટે યુનિવર્સિટી ગ્રન્થ નિર્માણ બોર્ડ દ્વારા ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ , વગેરે વેદોને "વેદપરિચય" નામની જુદી જુદી પુસ્તિકાઓ રૂપે વેદના ગૂઢાર્થતત્ત્વને પ્રકટ કરી વેદ-વાઙ્મયની સારી સેવા કરી છે. તેઓએ કાશીમાં સંસ્કૃતનો અભ્યાસ કરી વેદ-શાસ્ત્ર વિષે ચિંતન-મનન કરી મનનીય-સાહિત્ય પ્રકાશિત કર્યું છે તે તેમનું ચિરંતન સ્મરણ સારસ્વત-જગતમાં અમર રહેશે.

શ્રી પંડિતજીનો પ્રથમ પરિચય ૧૯૭૨ માં શિક્ષા-મંત્રાલય, ભારત-સરકાર, નવી દિલ્હી તરફથી પ્રથમ આયોજીત રચેલ International sanskrit Conferece વિશ્વ સંસ્કૃત-સમ્મેલનમાં થયો હતો.

તે વખતે તેમણે વેદ લિપે ગુજરાતનો ફાળો સવિશેષ રહ્યો છે તેવું પ્રતિપાદન કરેલ હતું. ત્યાર પછી શ્રી આરાસુરી અંબિકા શક્તિપીઠ, અંબાજી માતા મંદિર દેવસ્થાન સંચાલિત અખિલ ભારતીય વેદસ્પર્ધા ના વિશિષ્ટ પ્રસંગોએ અંબાજી મુકામે થયો હતો.

ભારતના અમર સનાતન-વેદગ્રન્થ સાહિત્યને લોકભોગ્ય બનાવી ગુજરાતી પ્રજા પણ વેદ તત્ત્વજ્ઞાનથી અનભિજ્ઞ ન રહે અને આ ગહનતમ વેદગ્રન્થ જ્ઞાનનો સામાન્ય જન-માનસમાં સાર્વત્રિક પ્રચાર થાય તે માટેનું સતત મનનશીલ તેમનું જીવન અને કવન પ્રત્યેની તેમની મનીષા જોઈ દરેક સારસ્વત-પુરુપ ને તેમના તરફ આદર ભાવ થાય તે સહજ છે.

માનવની એક સાહજિક પ્રકૃતિ એવી છે કે તે કોઈ પણ ઉત્તમ વ્યક્તિની કૃતિ કે કાર્ય ને સરળતાથી સ્વીકારી લેતો નથી અને તેથી તેવાં પુરુષોને જીવનમાં ઘણી બધી સમસ્યાઓ સામે ઝઝૂમવું પડે છે, જો કે મહાકવિ કાલિદાસે કહ્યું છે કે "भिन्नरुचिर्हि लोकः" સમાજ કદી એક સરખી વિચારસરણીવાળો હોતો નથી) તેમ છતાં કવિ શ્રી ભવભૂતિના જીવનના ઉદાત્ત વચનથી આશ્વાસન મળે છે કે—

उत्पत्स्यते ममतुकोऽपि समानधर्मा
कालो ह्ययं निरवधिः विपुला च पृथ्वी ॥

આજના પ્રવર્તમાન યુગમાં વેદવિદ્યાનો બહુમુખી પ્રચાર-પ્રસાર શક્ય નથી કારણ કે જનસમાજની સામાન્ય પ્રવૃત્તિ શ્રેય તરફ ઓછી છે. આજનાં ઇલેક્ટ્રોનિક. ભૌતિક સાધનો, ઉપકરણો માનવ

સમાજને (આંજી દે) દિઙ્મૂઢ કરે તેવાં સતત વધતાં રહ્યા છે, છતાં પણ આપણા ભારત-ભૂ-મંડળમાં ઉદાર પુરુષો આજે પણ વિદ્યમાન છે કે જેઓ તન-મન-ધનથી આવી પ્રવૃત્તિઓ માટે ખૂબ જ સહકાર આપી પ્રોત્સાહન આપતાં હોય છે.

પંડિતજીએ ગુજરાતી ભાષામાં ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ વગેરે ગ્રન્થોમાં ભાષા-ભાષ્ય સાહિત્ય પ્રકાશન માટે ખૂબ જ પરિશ્રમ કર્યો છે તેથી તેમનું જીવન કૃતાર્થ રહ્યું છે અને આજે પણ તેઓ સતત વેદ-ભગવાનની સેવા જ કરી રહ્યા છે જે પ્રશંસનીય છે. માનનીય ૧૦૦૮ પૂજ્ય શ્રી ગંગેશ્વરાનંદ મહારાજશ્રીએ ગ્રંથરત્ન ભગવાન વેદનું સંપાદન કાર્ય કર્યું છે અને જે ભારતના અનેક વિશ્વવિદ્યાલયો, ગ્રંથાલયોમાં આ અમર-ગ્રંથ સાહિત્યની સ્થાપના કરી છે તે ગ્રન્થ સંકલન સમિતિમાં પણ પંડિતજીએ પોતાનો સહયોગ આપ્યો છે અમદાવાદ જેવા રાજનગરમાં તેમના જેવા અદ્વિતીય-વેદજ્ઞાતા પંડિતજીથી ગુજરાતી-પ્રજા ગૌરવાન્વિત છે જે નિર્વિવાદ છે.

માનનીય પંડિતજીના જીવનને જાણનાર લોકો તેમની પ્રતિભા અને વિષય પ્રતિપાદન શૈલીથી મા ભગવતી-શારદાની તેમના ઉપર પરમ અનુકમ્પા છે તેમ માન્યા-વગર નહિ રહેવાય. તેઓશ્રીની સપ્તતિવર્ષપૂર્તિ નિમિત્તે સમારોહની મંગળ કામના કરું છું અને શતાયુ વૈં ના વેદવચનામૃત મુજબ પૂ. પંડિતજી શતાયુ બને રાજરાજેશ્વરી ભગવતી પરાંબાની અભ્યાર્થના કરું

# સ્નેહસ્નિગ્ધ રણકાર

—યોગેન્દ્ર વ્યાસ

ફોન કરું એટલે સામેથી અવાજ રણકે 'હેલો, વિષ્ણુદેવ—એમનો મોટો દીકરો હરીશ મારો વિદ્યાર્થી એનું કંઈક કામ હોય એટલે હું 'નમસ્તે' કરીને એને ફોન આપવા વિનંતિ કરું એટલે સામેથી પંડિતજી કહે, 'બોલાવું છું એને; પણ પહેલાં મારી સાથે તો વાત કરો. ને પછી પાંચ મિનિટ સુધી જાત-જાતની, દેશને વિદેશની વેદને ધર્મશાસ્ત્રની વાતો ચાલે. પુરાણકામના આચાર્યોની જેમ આચાર્ય વિષ્ણુદેવ પંડિતજી ઘી પીએ છે કે નહી એ તો ખબર નથી પણ અવાજમાં એક અદ્ભૂત એવો સ્નેહસ્નિગ્ધ રણકાર સાંભળવા મળે.

બહુ જૂના જમાનામાં એમની બે દીકરીઓ શ્રી જમનાબાઈ સરસ્વતી મંદિર નામની કન્યાશાળામા મારી બેનો સાથે ભણતી ત્યારથી એમનું નામ સાંભળ્યા કરતો. આમ તો અમારી રીતિમાં ધર્મશાસ્ત્ર વિષેના અંતિમ નિર્ણયો પંડિતજી કરે અને એની વાતો બાપુજીને મોંએ સાંભળેલી કલ્પના એવી કરેલી કે વિષ્ણુદેવ નામ છે એટલે શંખ-ચક્ર-ગદા-પદ્મધર જાજવલ્યામાન ભારેખમ ગંભીર કોઈ વિદ્વાન હશે. પણ પરિચય થયો ત્યારે એક ખૂબ સરળ, સહજ, સદા હસમુખા માણસને મળીને આનંદ થયો. ક્યારેય ઉંમરનો અને વિદ્વત્તાનો ભાર જોવા મળ્યો નથી.

છ-સાત વરસ પહેલાં એકવાર સવારે લાલદરવાજાના બસ સ્ટેન્ડે આઠ-દસ બ્રહ્મદેવોનું ટોળું અડતાલીસ નંબરના બસસ્ટેન્ડે ઊભેલું લગભગ દસ-સાડાદસનો સુમાર અને ઉનાળાનો દિવસ. બસ પકડવાની ઉતાવળમાં હું પણ લાઈનમાં ગોઠવાઈ ગયો અને બસ આવતાં આખું ટોળું હડુડુડુ કર્યું બે ય બારણેથી અંદર. ધક્કમુક્કી કરતા પેલા બ્રહ્મદેવો પણ અંદર આવી ગયા. ટનૂ ટનૂ ઘંટડી વગીને બસ ચાલુ થઈ. ટિકિટો ફાડવી શરૂ થઈ, 'આઠ વસ્ત્રાપુર' એક બ્રહ્મદેવનો સ્પષ્ટ ઉચ્ચારણ સ્થોનો અવાજ સંભાળાયો.

'શું ?' કંડકટરે પ્રશ્ન કર્યો.

'આઠ વસ્ત્રાપુર.'એ જ ધીરગંભીર સ્પષ્ટ ઉચ્ચારણ. 'આ વસ્ત્રાપુર નહીં જાય.' કહી ટન્ કરતી એક ઘંટડી મારી બસ ધક્કા સાથે ઊભી રહી.

બધા બ્રહ્મ દેવો ઊભા થઈ ગયા. બસમાંથી ઉતરવાની તૈયારી કરતા હતા ત્યાં એક જુવાન બ્રહ્મદેવને મેં પૂછયું 'વસ્ત્રાપુરમાં ક્યાં જવું છે ?' તેણે ઠામ ઠેકાણું કહ્યું, 'થોડું ચાલવું પડશે આ બસમાં પણ તમે જઈ શકો.' એણે બધાને બેસી રહેવાની સૂચના આપી. વળી બસ ચાલુ થઈ.

હિંમતલાલ પાર્ક પહોંચ્યા અને વિદ્વાનોનો આખો સમૂહ બસમાંથી એક પછી એક નીચે ઉતરવા માંડયો. લાલ થેલાઓમાં પૂજાનો સમાન અને પોથીઓ બાંધેલી, ચંદન અને કંકુથી કપાળ લેપાયલાં હતાં, સફેદ ઝીણાં ધોતિયાં અને અડધી બાયના અંગરખાંઓ ઉપર ચોટલીઓ ફરફરી રહી હતી. બધા ઉતાવળમાં હતા. એટલે અન્ય મુસાફરો ઉતરે એ પહેલાં ઊતરી જવાની એમની ઈચ્છા હતી.

બસમાંથી ઉતરતા એ સમૂહમાં છેલ્લી સીટ ઉપર બેઠેલા અને નિરાંતે ઊભા થઈ પાછલે બારણેથી ઉતરતા એક વૃદ્ધ વિદ્વાન ઉપર મારી નજર ગઈ, 'અરે, આ તો પંડિતજી !' મારાથી બોલાઈ ગયું.

હું ઉતાવળે એમની પાસે પહોંચ્યો. નમસ્કાર કર્યા. 'અરે, યોગેન્દ્ર !' એ પણ ઉત્સાહમાં આવી ગયા. મેં કહ્યું. 'અહીં નજીકમાં જ રહું છું. એકાદ ગ્લાસ લીંબુના શરબતનો—,

'અરે ભાઈ, મોડું થાય છે. લીંબુનું શરબત જમા રાખો. વ્યાજ સાથે પીવા આવીશું. પછી યજમાન બૂમો પાડશે.' રણકાવાળા અવાજે કહી યુવાનોને શરમાવે એવી સ્ફૂર્તિથી એમણે યજમાનના ઘર તરફ પગ ઉપાડયો. વિદ્વત્તાનો ય ભાર નહીં ને ઉમરનોયા ભાર નહીં.

એક બીજો પ્રસંગ પણ સ્મૃતિએ સાચવી રાખ્યો છે. મારી 'કૃષ્ણજન્મ' લઘુનવલ બહુ રસપૂર્વ અને ઝીણવટથી એ વાંચી ગયેલા. એકવાર ફોન ઉપર કહે, 'કમાલ કરી છે યાર, બહુ સૂક્ષ્મ અવલોકન કર્યાં છે. આપણને તો પેલો નિયતિવાળો પ્રસંગ ગમી ગયો. મોટી ઉંમરનો તાલવાળો પ્રૌઢ પોતાની નાનકડી દીકરીને તાકી રહ્યો હોય ત્યારે બાપને જે ગુસ્સો આવે એનું તમે બરાબર નિરૂપણ કર્યું છે. કયારે થયો આ અનુભવ ? ને સ્નેહ સ્નિગ્ધ રણકા સાથે એ હસી પડયા.

મારે મન તો આ સ્નેહ સ્નિગ્ધ હળવોફૂલ નિખાલસ રણકાર એટલે જ પંડિતજી-

# ગીતાધર્મના સંપાદક

—સ્વામિ શ્રી મંગલાનંદજી

બ્રહ્મલીન પ. પૂ. મ.મં. સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજે અમદાવાદને પોતાની કર્મભૂમિ બનાવી ગીતા પરના વ્યાખ્યાન, પ્રવચનથી અનેરી પ્રતિષ્ઠા મેળવી છે. તેની સાથે કાશીમાં ગીતા પ્રેસની સ્થાપના કરી ગીતાધર્મ માસિક ચાલુ કરાવ્યું. તે પ્રેસ અને માસિક અમદાવાદમાં લાવવામાં આવ્યાં. તેનાં સંપાદન તરીકે સ્વામીશ્રી મહારાજે શ્રી વિષ્ણુદેવ પંડિતની નિમણૂંક કરી તે સ્થાને તેમણે ૨૫ વર્ષ સુધી લેખનસેવા આપી.

ઈ. સ. ૧૯૪૮માં પંડિતજી પેટલાદ સંસ્કૃત નારાયણના આચાર્યપદે હતા ત્યારે તેમને બોલાવી સ્વામીશ્રી સદાનંદજી મહારાજે અને સ્વામીશ્રી મંગલાનંદજી મહારાજે સંસ્કૃત ભાષાના અભ્યાસ માટે પસંદ કર્યા. ઈ. સ. ૧૯૫૦ માં ગીતા ધર્મના વિશેષાંક તરીકે અવતારકથા પ્રકાશિત થતાં બ્રહ્મલીન સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજે તેમનું જાહેર સન્માન કરી શાલ ઓઢાડી ચાંદીના સિક્કામાં રૂ. ૫૨૧/- ની થેલી અર્પણ કરી તે સભામાં ષડદર્શનાચાર્ય સ્વામિશ્રી ભાગવતાનંદજી મહારાજ પ્રખર વિદ્વાન સ્વામિશ્રી અખંડાનંદજી મહારાજ. સ્વા.શ્રી રામાનંદજી મહારાજ, સ્વા. શ્રી શિવાનંદજી મહારાજ ઉપસ્થિત હતા.

મહામંડલેશ્વર સ્વામિશ્રી સદાનંદજી મહારાજના નિકટ પરિચયમાં આવીને પંડિતજીએ તેમના આત્મીય સ્નેહીજનનું સ્થાન મેળવ્યું હતું અને તેથી ગીતાધર્મના સંપાદનમાં સફળતા પ્રાપ્ત કરી હતી. ગીતાધર્મના લેખક અને સંપાદક તરીકે પંડિતજીની લેખિની ખૂબ જ પ્રસિદ્ધિ પામી હતી. વિશેષ તરીકે તો તેમના સંપાદિત વિશેષાંકો રામકથા ભારતીકથા, શિવકથા, શક્તિકથા, અવતારકથા, ભાગવતકથા, બ્રહ્મસૂત્ર ભાષ્ય વગેરે જાણીતા થયા છે.

ગીતાધર્મના વિશેષાંકોના રૂપે શ્રીમદ ભાગવત ગુજરાતી ભાષાંતર તરીકે પાંચ ભાગોમાં પ્રકાશિત થયા તે તેમનું એક આગવું પ્રદાન છે. પંડિતજી સાથે ગીતા મંદિરનો સંબંધ એક આત્મીયજનના રૂપે ચાલુ રહે છે, અને તેમણે આપેલી સેવાઓને અમારા પ્રોત્સાહન મળતાં રહ્યા છે. તેમના આ સપ્તતિ મહોત્સવ પ્રસંગે અમારા તરફથી ભગવતી ગીતા માતાના શુભાશિષ અર્પી તેમને સો વર્ષનું દીર્ઘાયુષ્ય પ્રાપ્ત થાય તેવી પ્રાર્થના સાથે—



# શ્રોત્રિય મહર્ષિ વિષ્ણુદેવ પંડિત

નર્મદાશંકર શાસ્ત્રી
દર્શનશાસ્ત્રી

ભગવાન શંકરાચાર્યની વાણી આપણને બોધ આપે છે કે, વેદોનું, અધ્યયન, અને વેદવિહિત, કર્મોનું અનુષ્ઠાન, કરતુ જીવન-વ્યતીત કરવું, ભગવતી શ્રુતિનો પણ આદેશ છે કે कृवानेवेर कर्माणिजिजीविषेत् शतं समा । આ શ્રુતિમાં પણ માનવજનીવન, સત્કાર્મ વેદ પ્રતિપાદિત કર્મનું જ વિધાન છે, આવાં પુરુપકાર્યો નિષ્કામ, ભાવે જ કરવાં તેવો ગીતાજીનો ડિંડિમઘોષ છે, હવે આ પુરુપ પુણ્યાત્મા છે. તેનું પણ, પરીક્ષણ વ્યાસજી બતાવે છે. કે पुण्य प्राणीनृधारयति, पुण्यं प्राणद्मुच्यते, । पुण्य लक्षणकर्माण स्ववेहामिव देहिनः । પુણ્યકર્મોના ફલ સ્વરૂપ ઉત્તમ નીરોગી શરીરમાં જીવાત્મા જ્યાં સુધી જીવે, ત્યાં સુધી રહે છે, પણ સદાચારને માર્ગે ચાલવાનું ક્યારે બને છે કે બધાં મનુષ્યનાં પાપો નષ્ટ થયાં હોય, ત્યારે તેને પુણ્યાચરણ કે ધર્મચરણની ઈચ્છા થાય છે, यदा य क्षीययें पापं, तदा संजायते बुद्धिर्धर्म कर्तुं युधिष्ठिर, તથા જ ધર્મ, વાસ્તવિક કલ્યાણ કરે છે, તે ધર્મ તો આજે ગુહામાં છુપાઈ ગયો છે. બાકી મનુભગવાન કરે છે કે ધૈર્ય, ક્ષમા, દમ, અસ્તેય શૌચ, ઈન્દ્રિયનિગ્રહ જ્ઞાન, ને વિજ્ઞાન સત્ય અક્રોધ धृतिः क्षमा दमोऽस्तेवं शौचमिन्द्रियनिग्रहः धीविद्यो सत्यमक्रोधी दशक धर्मलक्षणम् આ દિવ્ય અને ભવ્યધર્મથી જ્યારે પરદુઃખ થાય છે. ત્યારે જ તે વિજયવિહીન, અને પરમુખાવલંબી બને છે, બ્રહ્મા લોકપિતામહ કહે છે કે, ब्राह्मणेभ्यः परं नास्ति, બ્રાહ્મણોથી ત્રિલોકીમાં કોઈ શ્રેષ્ઠ તત્ત્વ નથી. આપણા પૂર્વજો મહર્ષિ વેદવ્યાસ, વશિષ્ઠ વગેરે તપોનિધિ હોઈને વિશ્વનું કલ્યાણ કરી ગયા, તે હાલ સ્વરચિત શાસ્ત્રો દ્વારા કરી રહ્યા છે. ને, વળી આપણી પાસે વેદો છે. કે જેના વીર્યે સંસારમાં આપણે ઉન્નતમુખ છીએ. તે વેદોનું પહેલું સૂત્ર છે, सत्यं वद, धर्मं चर धर्माप्रमदितव्यम् સત્યને શાસ્ત્રોમાં ચૌદ પ્રકારનું ને વેદોમાં આઠ પ્રકારનું કહ્યું છે, આવા સત્યથી પરિપૂત બુદ્ધિ, મન, ઈન્દ્રિયો ને દેહ આ આં બધું તીર્થરૂપ બને છે, ને બીજાને તીર્થ બતાવે છે. 'સકલતીરથ તેના તનમાંરે' (નરસિંહ મહેતા) અગણી વેદ ભગવાન આજ્ઞા આપે છે કે मातृदेवो भव पितृदेवो भव આ સૂત્રનું પાલન આજે કેટલું થઈ રહ્યું છે? પિતૃ-આજ્ઞા પાલનથી તો રામ રામ કહેવાયા ને તેથી જ ભજીએ છીયે ! હવે ધર્મથી પ્રમાદ ન કરવો એટલે ઉપરોક્ત દશ વિધ ધર્મ બતાવ્યો તેનું પાલન કરવું તેનું નામ ધર્મથી પ્રમાદ ન કર્યો કહેવાય,

હવે સ્વનામધન્ય પંડિત વિષ્ણુદેવને તો હું મહર્ષિ-માનું છું. કારણકે જ્યારે મોટા મોટા વિદ્વાનો પણ આજે વૈદિકકર્મપરાયણ ઓછા મળે છે, તે સામાન્ય જનતાને તો જાણે વેદોની કંઈ પડી જ નથી. તેવઃ ઘોર કલિકાલમાં વેદોનું દર્શન પ્રાકૃતભાષા બદ્ધ કરીને આમ જનતા સમક્ષ મૂકવું. તે એક મહાન ભગીરથ કાર્ય કહેવાય, આવા નરરત્ન પંડિતવર્ય-મહર્ષિને આપણે તો શું પણ દેવો તેમના ઉપર અનુગ્રહ કરશે. દેવાઃ तस्यानुगृण्हते, અને દેવતાય પણ તેમનું સમાદર કરશેઃ આથી આપણે આશા કરીયે કે તેમનું બ્રહ્મવર્ચસ બ્રહ્મતેજ, તેની ઉત્તરોત્તર અભિવૃદ્ધિ જે શાસ્ત્રોમાં બતાવી છે કે—દાન, અધ્યયન, શ્રદ્ધા, વ્રત, નિયમ, સત્ય, આહારશુદ્ધિ, શૌચ, અને દમ. આટલાથી આ નિયમોનું પાલન કરવાથી. બ્રહ્મતેજ બ્રહ્મ-વર્ચસની વૃદ્ધિ ને પાપોની વિનષ્ટિ થાય છે,

दानमध्ययनं श्रद्धा व्रतानि नियमास्थी
सत्यमाहारशुद्धिश्च शौचमिन्द्रयनिग्रहः
एतैश्च वर्धते तेजः पापञ्चोव्यगधूयते ।

સર્વ પ્રાણી ઉપરોક્ત, જીવન, બનાવી, પરમ, વદને પ્રાપ્ત કરે સાથે સાથે આપ સજ્જનોને પ્રિય લાગે તે,

શ્રી. પંડિતરાજ વિષ્ણુદેવને તેમની અબ્દતિપૂર્તિ વખતે શ્રોત્રિય મહર્ષિ—વિષ્ણુદેવ પંડિત આ બે વિશેષણો વાળી પદવીનું પ્રદાન કરે, આટલું વિનીત ભાવે આપ વિબુધોના પદપંકજમાં આટલું વાઙ્મય સુમન સમર્પણ કરી નમસ્કરોડમિ ૐ શાંતિ.

# સાક્ષર પિતાના વેદજ્ઞપુત્ર

–વિષ્ણુપ્રસાદ વજેશંકર જોશી

ચ્યવન અને ભૃગુ મહર્ષિઓના આશ્રમો જ્યાં ભવ્ય ભારતીય સંસ્કૃતિના જીવંત ઈતિહાસની સાક્ષીરૂપે ઊભા છે, અને જેની વેદકાલીન સાહિત્યમાં યશસ્વી ગાથા ગુંથાયેલી છે, તે વેત્રવતીના કાંઠે વસેલી પુણ્યશ્લોક હલધરવાસની ભૂમિએ અનેક પનોતા પુત્રોની ભેટ ધરી છે. આમાંના એક આદરણીય સ્વ. શ્રી સાંકળેશ્વર શર્મા હતા. કવિ મણિકાન્તના સમયમાં જે આપ્ત મંડળ હલધરવાસની ધરતી પર ફૂલ્યું ફાલ્યું હતું, તેમાં સ્વ-શર્માજીનું યોગદાન ખૂબ મોટું હતું. તેઓ જ્ઞાન, શ્રદ્ધા અને પુરુષાર્થના પ્રતીક સમા હતા. તેમની વિદ્વતાને આંબે તેવાં જૂજ રત્નો હલધરવાસની ધરતીયે પેદા કર્યા છે અને તેથી જ એક વિદ્યાપુરુષ તરીકેની તેમની સુવાસ આજ દિન સુધી મ્હેંકતી રહી છે. ધર્મ પ્રત્યેની તેમનામાં અતૂટ શ્રદ્ધા હતી, અને એથી જ સામાન્ય લોકજીવનમાં ધર્મનું સાચું સ્વરૂપ મૂર્તિમંત થાય તેવા તેમના પ્રયત્નો પ્રશંસનીય હતા. નાના બાળકોના સંસ્કાર ઘડતરમાં તેમનો ઘણો મોટો ફાળો હતો. એ જમાનાની પ્રેમ ધર્મ એ-વી-સ્કૂલના નામે ઓળખાતી અંગ્રેજી શાળામાં અચૂક હાજરી આપતા અને ગીતા જ્ઞાનની ગંગાને હંમેશાં વહાવતા. ગીતાનું સાચું તત્ત્વજ્ઞાન વિદ્યાર્થીઓને કંઠસ્થ કરાવતા. આમ તેઓ વિદ્યાવ્યાસંગી સાક્ષર હતા.

મોસાળ પક્ષે લોહીની સગાઈથી અમે સંકળાયેલા હતા, અને એથી જ નિકટથી તેમનો સાચો પરિચય અને દર્શનનો લ્હાવો મને મળ્યો છે. સાચે જ તેઓ કવિ મણિકાન્તના સમકાલીન હલધરવાસની ધરતીનું અણમોલ રત્ન હતું. આજે જ્યારે તેમને થતી ગ્રંથ સમર્પણ વિધિનો સમારોહ તેમના પુત્રના સપ્તતિ પૂર્તિ સમારંભની સાથે યોજાઈ રહ્યા છે ત્યારે સૌજન્યની એ સંસ્કારમૂર્તિને આપણે સૌ સાચી શ્રદ્ધાંજલિ આપી રહ્યા છીએ, તેનો એક વિશિષ્ટ આનંદ હું અનુભવું છું વેરીમાં પણ વહાલ ઉપજાવે તેવી તેમની રીતભાત આપણા સૌ માટે ચિર-સ્મરણીય બની રહેશે.

તેમના પુત્ર ચિ. વિષ્ણુદેવભાઈ સંસ્કૃતના અભ્યાસ માટે કાશી ગયા ત્યાંથી પાછા ફરી કાર્યક્ષેત્ર અમદાવાદ મલી ગયું અને ત્યાં ઠરી ઠામ રહી ગયા, પણ વતનની માયામમતાએ તે બંધાયેલા રહ્યા છે. ગુજરાતભરમાં તેમના ભાગવત સપ્તાહ પારાયણ લોકપ્રિય બન્યા. તેનો લાભ વતનને પણ મલ્યો છે; તેમની પ્રાસાદિક મધુર શૈલીએ પીરસાએલ ભાગવતવાણી વતનના પ્રેમીજનો યાદ કરે છે. આ વર્ષે મણિકાંત જન્મ શતાબ્દિ મહોત્સવ સમિતિના પ્રમુખ પદે તેમની પસંદગી થઈ અને તે કાર્ય તેમણે સફળતાથી પૂર્ણ કર્યું છે. વેદ પ્રેમીજનો તેમણે આપેલ વેદ ભાષાભાષ્ય ગ્રંથોની પ્રસાદીનો આસ્વાદ લઈ રહ્યા છે. તેમનો છઠ્ઠો ગ્રન્થ તેમના પિતાશ્રીને અને કવિ કાકા મણિકાંતને અર્પણ થઈ રહ્યો છે, તે સાથે તેમનો સપ્તતિ વર્ષ પૂર્તિનો સમારંભ ઉજવાઈ રહ્યો છે તેને અમે અમારું ગૌરવ લેખીએ ભાગવાન વેદનારાયણ તેમને દીર્ઘાયુ અર્પે અને તેમની વેદ સેવાને પૂર્ણતા પ્રાપ્ત થાય, તેવી પ્રાર્થના સાથે.



# સ્મરણ પટ ઉકલે છે

—ભરત આર. પંડ્યા
B. Com., LL.M., A C.A.

ગુરુદેવને નમું નમું હું નમન વિષ્ણુદેવને
એકલયાત્રી એકલવાસી જાણે વસુ એકાકી
ગંગા પેટે જન્મ્યા સાતે ગંગા ઉરે ડુબાડયા
અષ્ટમ વસુ જન્મ્યા જીવ્યા ભીષ્મ દેવવ્રત નામે
ત્યજી દીધા ગંગાએ જેમ કુરુકુલના બ્રહ્મચારી
જીવન ભર જીવ્યા એકલ શરશય્યા પર પોઢયા.

પિતાજીને મનમાં વસવસો પુમડું આ શું કરશે ?
બા ફોઈ ઉરમાં ભાવ અનેરો, વિષ્ણુ મારો ભણશે.
માતાના આંતરડે ચાંદુ જીવનભરી પીડા
અમીદષ્ટિએ આશિષ આપે જીવો જીવન સાચું,

બાલપણે એક મિત્ર હતો તે મરતાં મોટર ઘાતે
કુવા કાંઠડે આંસુ સારી અંજલિ એકલ આપે
ભણવામાં પણ એકલ દોકલ પાઠન કંઠે ચઢતાં
મોટા ગુરુને નાના ગુરુ બે હૈયે કરુણા ધરતા

મિત્ર સલાહે કાશી પહોંચે, પત્થરગલીમાં વસતા
માધુકરી ને ક્ષેત્રે ભોજન, દિવેલ વાટે ભણતા.
ગંગા સ્નાને દૂરની વાટે ભણતા સંસ્કૃત ભાળે
પિશાચ મોચન વાસ કરીને સ્વયં પાક આદરતા

વ્યાકરણ ભણતાં આપી પરીક્ષા કાવ્યગ્રંથ ઉકેલે
કલકત્તાથી રંગૂન માર્ગે બેન બનેવી બોલાવે
અંગ્રેજી ભણવાને પ્રેરે પ્રવચન પરિચય વધતા.

જીવનયાત્રી સહચરી મળતાં, સંસારી અભ્યાસી,
ભર્યો ભર્યો સંસાર છતાંયે, અભ્યાસે એકાકી.

પઠન પાઠન સાથે ચાલે આજીવિકા પણ સાથે
લેખન ચાલે, લખાણ વધતાં સંપાદનના માર્ગે

ભાગવત સપ્તાહ પારાયણ લોક આકર્ષણ જાગે
ધર્મક્ષેત્રે સાધનક્ષેત્રે સંતોમાં સથવારે
ગંગેશ્વર સ્વામી સહકારે વેદપંથે પગ ધરતાં.
પરામર્શકો, સંપાદકો પણ એકલ લેખન સાધે.

એકલ આસન એક વિચારે વેદમંત્ર ઉકેલે
ભાષા—ભાષ્યે ચારેય વેદો બાર ગ્રંથની માળા
પુરી કરવા જીવન વ્રતને એકાકી બહુ મથતા
મધુર જયોતના અજવાળે જે વેદપ્રકાશ પથરાવે

માને સ્મરીને ગિરા ગુર્જરી હસ્તે ગ્રંથ સમર્પે
એના પંથે સાથ આપવા સહુને તે સત્કારે
ગુરુદેવના સાધનવ્રતમાં આમંત્રણ પાઠવતાં
તન, મન, ધનથી વેદ પ્રચારે સહુ ભાવિકજન આવો

ગુરુદેવની સપ્તતિ પૂર્તિ શત શરદ લંબાવો
હૃદય વિષયના ભાવને ભરતાં ભરતરામ ભારતે જાગો.





# સ્મરણ પટ ઉકલે છે

—ભરત આર. પંડયા
B. Com., LL.M., A C.A.

ગુરુદેવને નમું નમું હું નમન વિષ્ણુદેવને
એકલયાત્રી એકલવાસી જાણે વસુ એકાકી
ગંગા પેટે જન્મ્યા સાતે ગંગા ઉરે ડુબાડયા
અષ્ટમ વસુ જન્મ્યા જીવ્યા ભીષ્મ દેવવ્રત નામે
ત્યજી દીધા ગંગાએ જેમ કુરુકુલના બ્રહ્મચારી
જીવન ભર જીવ્યા એકલ શરશય્યા પર પોઢયા.

પિતાજીને મનમાં વસવસો પુમડું આ શું કરશે ?
બા કોઈ ઉરમાં ભાવ અનેરો, વિષ્ણુ મારો ભણશે.
માતાના આંતરડે ચાંદુ જીવનભરી પીડા
અમીદષ્ટિએ આશિષ આપે જીવો જીવન સાચું,

બાલપણે એક મિત્ર હતો તે મરતાં મોટર ઘાતે
કુવા કાંઠડે આંસુ સારી અંજલિ એકલ આપે
ભણવામાં પણ એકલ દોકલ પાઠન કંઠે ચઢતાં
મોટા ગુરુને નાના ગુરૂ બે હૈયે કરુણા ધરતા

મિત્ર સલાહે કાશી પહોંચે, પત્થરગલીમાં વસતા
માધુકરી ને ક્ષેત્રે ભોજન, દિવેલ વાટે ભણતા.
ગંગા સ્નાને દૂરની વાટે ભણતા સંસ્કૃત ભાળે
પિયાગ્ર મૌન વાસ કરીને સ્વયં પાક આદરતા

વ્યાકરણ ભણતાં આપી પરીક્ષા કાવ્યગ્રંથ ઉકેલે
કલકત્તાથી રંગૂન માર્ગે બેન બનેવી બોલાવે
અંગ્રેજી ભણવાને પ્રેરે પ્રવચન પરિચય વધતા.

# આધ્યાત્મિક જ્ઞાનનો વારસદાર

—શ્રી ગિરજાશંકર જોષી

શ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિતનો વેદશાસ્ત્રનો અભ્યાસ અને લેખન સનાતન ધર્મને સારી રીતે સમજાવવા માટે ઉપયોગી થયો છે. વેદશાસ્ત્ર, ઈતિહાસ અને પુરાણોના મહર્ષિઓના અવતારને પ્રેરણારૂપ બનાવ્યા છે. પરંતુ સરળ ભાષામાં લોકભોગ્ય બનાવવા માટે જે પ્રયાસ થવો જોઈએ તે શ્રી વિષ્ણુદેવ આચાર્યે શુદ્ધ ભાવથી પ્રયત્ન કરીને લોકભોગ્ય બનાવવામાં ઘણો ફાળો આપ્યો છે તે માનવ સંસ્કૃતિને ખાસ સફળ બનાવવામાં ઉપયોગી નિવડે છે. આ કાર્ય ઘણી જ યોગ્યતા માંગી લે છે. અને તે શ્રી વિષ્ણુદેવ આચાર્યના શુદ્ધ પ્રયત્નોથી મનુષ્ય જીવનને સાર્થક બનાવવામાં અત્યંત ઉપયોગી નિવડ્યું છે. આવા પ્રયત્નો તો પંડિતો દ્વારા જ મળી શકે છે. તેમને માટે જે કંઈ શબ્દો લખાય કે બોલાય તે તેમની યોગ્યતા માટે પૂરતા નથી. પરમાત્મા પાસે અમે પ્રાર્થના કરીએ કે વિષ્ણુદેવ આચાર્ય જેવું ઋષિ જીવન ભારતના આધ્યાત્મિક પ્રયત્નોમાં સફળતા આપે અને ઉપયોગી નીવડે. આવા ઉત્તમ કાર્યો કરવા માટે પરમાત્મા તેમને લાંબુ આયુષ્ય, આરોગ્ય સાથે આપે અને તેમના આવા ઉત્તમ પ્રયત્નોથી માનવજીવન સાર્થક બને તેવી પ્રાર્થના.

# ઔદીચ્ય જ્ઞાતિનું ગૌરવ

—શ્રી જયંતીલાલ નાથાલાલ વ્યાસ

શ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિત સંસ્કૃત ભાષાના મેધાવી પંડિત છે. તેઓશ્રી એ ચારે વેદોનો ઉંડાણથી તલસ્પર્શી અભ્યાસ કરીને સુંદર અને સરળ ભાષાંતર કર્યું છે. સામાન્ય ભણેલ માણસો પણ સરળતાથી સમજી શકે તેમ છે.

વેદોનું આટલી સુંદર અને સરળ રીતે ભાષાંતર કરનાર ગુજરાતના આ પહેલાં જ મહા મનીષિ છે. વિશેષમા તેઓશ્રીએ લખેલ શિવકથા વાંચતા એની સરળ ને સુગમ રચના ગમે તેના હૃદયને સ્પર્શી જાય તેવી છે.

તેઓશ્રી સાદા, સરલ, નિરભિમાની ને અલગારી પ્રેમી વ્યક્તિ છે. આથી ઔદીચ્ય ટોળક જ્ઞાતિનું ગૌરવ વધ્યું છે.

# વેદની ફોરમ

—શ્રી. ઉમાશંકર જોષી

વેદનું સ્થાન માનવજાતિના જૂનામાં જૂના વાઙ્‌મય નમૂનાઓમાં છે. ભારતમાં યુગોથી વિકસેલાં ધર્મ અને સંસ્કૃતિના પાયામાં એ છે. પેઢાનપેઢી મૌખિક પરંપરાથી એની સારી પેઠે જાળવણી થઈ છે, તેમ છતાં એના અર્થો અને અર્થઘટનોમાં એકવાક્યતા મળતી નથી. આજની દૃષ્ટિને એમાંના કેટલાક અંશો ધાર્મિક મહત્ત્વના ન પણ લાગે, કેટલાક માનવજાતિએ બાલ્યાવસ્થામાં કરેલી પ્રાકૃતિક તત્ત્વોની સ્તુતિ જેવા લાગે, કેટલાક સાંસારિક માગણી કરતી પ્રાર્થનાઓ જેવા લાગે, તેમ છતાં કેટલાક અંશો એવા જરૂર છે જે એમાંની નરી કવિતાથી હૃદયમનને વશ કરે છે તો કેટલાક અંશો એવા પણ છે જે એમાંના આધ્યાત્મિક સંદર્ભથી ચેતનાને પ્રફુલ્લિત કરી દે. વેદના જે ઉત્તમ અંશો છે એ હંમેશાં તાજગીભર્યા લાગે છે અને સમગ્ર માનવકુળની મોંઘી સંપત છે. વેદમાં કવિત્વથી અને અધ્યાત્મથી ધબકતો શબ્દ સાંપડે છે.

આવા અંશોનું ચયન કરી, તેના શબ્દાર્થ પાશ્ચાત્ય મહાવિદ્વાનોએ કરેલા પરિશ્રમોનો લાભ લઈ સુરેખપણે રજૂ કરી, ભાષાન્તર સાથે આપવામાં આવે એ જરૂરી છે. આ સ્તુત્ય કાર્ય આપણા નવા વિદ્વાનોની રાહ જુએ છે. દરમ્યાન મારા મિત્ર શ્રી વિષ્ણુદેવ પંડિત, જેઓની વૈદિક સાહિત્યમાં અકુતોભય ગતિ છે, તેમના હાથે વેદપરિચયની પુસ્તિકાઓની શ્રેણી તૈયાર થતી આવે છે એથી વેદમાં રસ લેનારાએ માટે એક મદદરૂપ કેડી અંકાતી આવે છે. વિષ્ણુદેવમાં કલ્પશક્તિ પણ છે. શાસ્ત્રભાર અંએરી નાખી, વૈદિક સાહિત્યમાંથી રોચક અને દ્યોતક કોઈ ને કોઈ કથાતંતુ પકડી લઈ તેઓ નમૂનાઓ રજૂ કરે છે અને વાચકના માનસને શબ્દના ભાર નીચે દબાવા દેવાને બદલે વાતાવરણ જમાવીને વેદની ફોરમથી ભરી દે છે.

વેદમાં દેવોની સ્તુતિઓ છે. સોમ એ પ્રેરણા–કહો કે દિવ્ય ઉન્માદનો દેવ છે. કોઇ છોડનો એ રસ હોય એમ લાગે છે. એના પ્રભાવ નીચે માણસ પોતાના ગજા કરતાં પણ કાંઇક વધુ સિદ્ધિ મેળવી બેસે છે, એનું ચિત્ત સમુદાર બને છે, દૃષ્ટિ વધુ સર્વગ્રાહી–ઊંડેરી બને છે. પ્રણ પીણાના ઉપલક અર્થને બદલે દિવ્ય ઉન્માદક પ્રેરણાનો અર્થસંકેત એમાં ઉમેરાતો જાય છે. બધી વનસ્પતિ જીવે છે, પ્રફુલ્લિત રહે છે રસાત્મક સોમથી. રાત્રિનો ચંદ્ર તે 'સોમ' છે. સમુદારચિત્ત, સર્વપ્રિય વ્યક્તિઓ 'સૌમ્ય' લેખાય છે. સૌમ્યતાની ખીલવણીની પ્રક્રિયા એ 'સૌમ્ય અધ્વર'–સોમયજ્ઞ.

'आ इदम् अगन्म देवयजनम्—આ આવી પહોંચ્યા આ પૃથ્વી પર, જે દેવયજન ગણાય છે.' આ પૃથ્વી પરનું જીવન એ યજ્ઞજીવન છે. સૌમ્યતાની ખિલવણીમાં પોતાની ઉપર જ મુસ્તાક

# વેદની ફોરમ

—શ્રી. ઉમાશંકર જોષી

વેદનું સ્થાન માનવજાતિના જૂનામાં જૂના વાઙ્‌મય નમૂનાઓમાં છે. ભારતમાં યુગોથી વિકસેલાં ધર્મ અને સંસ્કૃતિના પાયામાં એ છે. પેઢાનપેઢી મૌખિક પરંપરાથી એની સારી પેઠે જાળવણી થઈ છે, તેમ છતાં એના અર્થો અને અર્થઘટનોમાં એકવાક્યતા મળતી નથી. આજની દૃષ્ટિને એમાંના કેટલાક અંશો ધાર્મિક મહત્ત્વના ન પણ લાગે, કેટલાક માનવજાતિએ બાલ્યાવસ્થામાં કરેલી પ્રાકૃતિક તત્ત્વોની સ્તુતિ જેવા લાગે, કેટલાક સાંસારિક માગણી કરતી પ્રાર્થનાઓ જેવા લાગે, તેમ છતાં કેટલાક અંશો એવા જરૂર છે જે એમાંની નરી કવિતાથી હૃદયમનને વશ કરે છે તો કેટલાક અંશો એવા પણ છે જે એમાંના આધ્યાત્મિક સંદર્ભથી ચેતનાને પ્રફુલ્લિત કરી દે. વેદના જે ઉત્તમ અંશો છે એ હંમેશાં તાજગીભર્યા લાગે છે અને સમગ્ર માનવકુળની મોંઘી સંપત છે. વેદમાં કવિત્વથી અને અધ્યાત્મથી ધબકતો શબ્દ સાંપડે છે.

આવા અંશોનું ચયન કરી, તેના શબ્દાર્થ પાશ્ચાત્ય મહાવિદ્વાનોએ કરેલા પરિશ્રમોનો લાભ લઈ સુરેખપણે રજૂ કરી, ભાષાન્તર સાથે આપવામાં આવે એ જરૂરી છે. આ સ્તુત્ય કાર્ય આપણા નવા વિદ્વાનોની રાહ જુએ છે. દરમ્યાન મારા મિત્ર શ્રી વિષ્ણુદેવ પંડિત, જેઓની વૈદિક સાહિત્યમાં અકુતોભય ગતિ છે, તેમના હાથે વેદપરિચયની પુસ્તિકાઓની શ્રેણી તૈયાર થતી આવે છે એથી વેદમાં રસ લેનારાએ માટે એક મદદરૂપ કેડી અંકાતી આવે છે. વિષ્ણુદેવમાં કલ્પશક્તિ પણ છે. શાસ્ત્રભાર ખંખેરી નાખી, વૈદિક સાહિત્યમાંથી રોચક અને દ્યોતક કોઈ ને કોઈ કથાતંતુ પકડી લઈ તેઓ નમૂનાઓ રજૂ કરે છે અને વાચકના માનસને શબ્દના ભાર નીચે દબાવા દેવાને બદલે વાતાવરણ જમાવીને વેદની ફોરમથી ભરી દે છે.

વેદમાં દેવોની સ્તુતિઓ છે. સોમ એ પ્રેરણા—કહો કે દિવ્ય ઉન્માદનો દેવ છે. કોઇ છોડનો એ રસ હોય એમ લાગે છે. એના પ્રભાવ નીચે માણસ પોતાના ગજા કરતાં પણ કાંઈક વધુ સિદ્ધિ મેળવી બેસે છે, એનું ચિત્ત સમુદાર બને છે, દૃષ્ટિ વધુ સર્વગ્રાહી—ઊંડેરી બને છે. પ્રણ પીણાના ઉપલક અર્થને બદલે દિવ્ય ઉન્માદક પ્રેરણાનો અર્થસંકેત એમાં ઉમેરાતો જાય છે. બધી વનસ્પતિ જીવે છે, પ્રફુલ્લિત રહે છે રસાત્મક સોમથી. રાત્રિનો ચંદ્ર તે 'સોમ' છે. સમુદારચિત્ત, સર્વપ્રિય વ્યક્તિઓ 'સૌમ્ય' લેખાય છે. સૌમ્યતાની ખીલવણીની પ્રક્રિયા એ 'સૌમ્ય અધ્વર'—સોમયજ્ઞ.

'आ इदम् अगन्म देवयजनम्—આ આવી પહોંચ્યા આ પૃથ્વી પર, જે દેવયજન ગણાય છે. આ પૃથ્વી પરનું જીવન એ યજ્ઞજીવન છે સૌમ્યતાની ખિલવણીમાં પોતાની ઉપર જ મુસ્તાક

રહેવાનું નથી, બીજાઓની સંસ્કાર-શ્રીનું પણ અવલંબન લેવાનું છે. વેદ કહે છે—अन्योन्यस्य श्रिया अतिष्ठमानाः (શ. બ્રા. ૩,૪,૨,૧)

પરસ્પરની શ્રીનો ટેકો ન લેનારા, એકમેકની સૌમ્ય વ્યક્તિતાની પ્રતિષ્ઠા ન કરનારા રેળાઈ જાય છે, રોળાઈ જાય છે.

સુયોગ્ય કાવ્યછંદ સોમને પકડી લાવી શકે છે એટલું જ નહીં, એથી એ સુપુષ્ટ-બલિષ્ઠ પણ બને છે. કથા છે કે કદ્રૂએ બહેન સુપર્ણીને સૌન્દર્યની હોડમાં હરાવી. એણે કહ્યું-જા, ત્રીજા દ્યુલોકમાં સોમ છે તેને લઈ આવ. પછી તું છુટ્ટી. સુપર્ણીએ પોતાનાં બાળકોને એ કામ સોંપ્યું. પહેલાં જગતી (છંદ) ગઈ. તે ફાવી નહીં, બલકે એના ચૌદ અક્ષરમાંથી બે ત્યાં રહી ગયા. પછી ત્રિષ્ટુભ્ ગઈ. તે પણ ન ફાવી. તેના તેરમાંથી બે અક્ષર ત્યાં રહી ગયા. તેઓ સાથે અનુક્રમે પશુઓ અને દીક્ષા, દક્ષિણા અને તપ, લઈ આવી, એ લાભ એમને થયો. છેલ્લે ગાયત્રી ગઈ. સોમને લઈ આવી, અને સાથે જગતી-ત્રિષ્ટુભે ત્યાં ગુમાવેલા ચાર અક્ષરોને પણ લઈ આવી. પરિણામે ગાયત્રી ચાર અક્ષરની હતી તે આઠ અક્ષરની બની,

સોમની આવાહનની પ્રક્રિયામાં આ ત્રણ છંદમાં થયેલી કાયાપલટની કોઈક ખરેખરી ઘટના આ કથા પાછળ હોય કે ન હોય, એક વાત જરૂર સૂચવાય છે. છંદોને-કવિતાને સોમ જ્યાં હોય ત્યાંથી ઉપાડી લાવવાનો પુરુષાર્થ કર્યા વગર છૂટકો નથી.

જમાને જમાને સોમનાં-ઉન્માદક દ્રવ્યનાં સ્વરૂપ ભિન્ન ભિન્ન પણ હોય. જમાને જમાને સોમનો-દિવ્ય ઉન્માદક પ્રેરણાનો સંકેત જુદો જુદો પણ હોય. પણ 'સૌમ્ય અધ્વર'ના-સૌમ્યતાની ખીલવણીની પ્રક્રિયાના અધ્વર્યુ તો દરેકે બનવાનું રહેશે જ. વદતોવ્યાઘાત જેવું લાગે એવું છે, તેમ છતાં જોવાનું છે કે સૌમ્યતા એ દિવ્ય ઉન્માદનું વરદાન છે.

●



# યજુર્વેદના રહસ્ય

—મ. મ. પ્રો. કે. કા. શાસ્ત્રી

'આચાર્ય શ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિતે વૈદિક સાહિત્યને માતૃભાષા દ્વારા પ્રજા સમક્ષ મૂકવાને જે ભગીરથ પ્રયત્ન શરુ કર્યો છે, તે દાદ માગી લે એવો છે. આ પૂર્વે સંહિતાઓની રહસ્ય વાર્તાઓ સરળ ગુજરાતી ભાષામાં અનેક ખંડોમાં રજૂ કરી આપી ને ગુજરાતી પ્રજાને માટે વેદોનો વાર્તા વિભાગ રમતો ભમતો કરી આપ્યો છે. એ સુવિતિ વાત છે. આશૃંખલામાં એમણે યજુર્વેદસંહિતાનું મર્મ નિરૂપતા શતપથ બ્રાહ્મણનો અનુવાદ–સવિશદ અનુવાદ રજૂ કરવાનો આરંભ કર્યો અને આ પૂર્વે ૮૦૦–૮૦૦ પાનાંના બે ગ્રંથ તો આપી દીધા. તેમાં પ્રથમ ગ્રંથનો આરંભ 'યજુર્વેદનો સાહિત્ય વિકાસ' 'વેદવાઙ્મયની આલોચના' 'યજ્ઞની પદ્ધતિ' 'ત્રણ પ્રકૃતિ–યાગ' 'વિષય સંકલન અને શુકલ યજુર્વેદ અને શતપથ બ્રાહ્મણ'એ પાંચ શીર્ષકોની નીચે કરી બીજા ગ્રંથના આરંભે 'વેદ વાઙ્મયની પ્રતિષ્ઠા' 'યજુર્વેદ વિષય સારિકા' અને અગ્નિચયન સારરૂપે એ ત્રણે અધિકરણ આપ્યાં છે, આ આઠેય અધિકરણ વાંચતાં સમગ્ર યજુર્વેદીય વૈદિક સાહિત્ય આપણી સમક્ષ તદ્દન ભારતીય રીતે ખડું થઈ જાય છે.

એ હકીકત છે કે યુરોપીય વિદ્વાનોએ પ્રબળ પુરુષાર્થ કરીને સમગ્ર વૈદિક સાહિત્યનું મંથન કરી પોતાની રીતે સમગ્ર સાહિત્યનો પરિચય સુલભ કરી આપ્યો છે. એ નો પ્રયત્ન ઘણો જ ઉત્તમ કોટિનો હતો. પણ એમનો માત્ર પરિચય મેળવવા પૂરતો હતો. વેદોના રહસ્ય સાથે એમને કશી લેવા દેવા નહોતી. સાથે એમને મળેલી પરંપરામાં રોમન–ગ્રીક ભૌતિક વિચારધારા અને ખ્રિસ્તી ધર્મ પ્રત્યેનો પૂર્વગ્રહ નિયામક હતાં, એટલે ભારતીઓને એ કેટલેક દરજ્જે ભ્રામક નીવડ્યાં. આપણે ત્યાં યુનિવર્સિટીઓના ઉચ્ચ અભ્યાસક્રમમાં અંગ્રેજોએ વૈદિક સાહિત્યનો અભ્યાસ જરૂર મૂક્યો, પણ એમાં યુરોપીય વિદ્વાનોના તદ્વિષયક ગ્રંથોની જ પ્રધાનતા હતી; તેથી કરીને ભારતીય વિદ્વાનો તૈયાર થયા, સારા તૈયાર થયા, પણ એ યુરોપીય વિચારધારાના ધાવણ પીને આ ભારતીય વિદ્વાનોનો યુનિવર્સિટીઓમાં તૈયાર થઈ જે વૈદિક વિચારધારાને રજૂ કરવાનો પ્રયત્ન કર્યો. છતાં એમાં ભારતીયતાની દૃષ્ટિ આવી નહિ. જે સાધનોનો આ યુરાપીય પ્રાચ્યવિદ્યા વિશારદો અને એમને પગલેચાલી તૈયાર થયેલા ભારતીય વિદ્વાનોએ ઉપયોગ થયો, તેનાં તેજ સાધનો રહ્યાં, પરંતુ ભારતીય પરિપાટી એ આપણે ત્યાં ખાસ વિચાર થયો નહિ. સંસ્કૃત પરિપાટીએ તૈયાર થયેલા આપણા પંડિતોની પાસે નવા પ્રકારની સમીક્ષક દૃષ્ટિનો પ્રાયઃ અભાવ હોવા કારણે વિશિષ્ટ પ્રયન થયા નહિ. અર્વાચીન યુગ ખાસ કરી ભારત સ્વતંત્ર થયે અને વિદ્વાને પણ સ્વતંત્ર રીતે વિચારતા થયા, તેવા સમ પ્રાચીન તેમજ યુનિવર્સિટીની શિક્ષા પામે વિદ્વાનો પણ વિચારતા થયા. આચાર્ય વિ

દેવ પંડિત એમ. એ આ કોટિના ગણ્યા ગાંઠયા વિદ્વાનોમાં એક છે. ભારતીય પરિપાટીનું પ્રામાણિક રીતે પાલન કરતા અને વૈદિક સાહિત્ય મૂળનો તેમજ એના ઉપર ભારતવર્ષમાં સંસ્કૃતમાં રચાએલ ભાષ્યો વિવરણ વિવૃત્તિઓ ટીકા-ટિપ્પણો અને સ્વતંત્ર ગ્રંથોનો અભ્યાસ કરીને પોતાના રજૂ કરતા વિદ્વાનોમાં એક રીતે કહીએ તો આગવું સ્થાન સાચવી રહ્યા છે. આવા વિદ્વાનોની કસોટી કરી આગળ લાવનારા ઉચ્ચ કોટિના વિરક્ત પ્રજ્ઞાચક્ષુ વિદ્વાન મહામંડલેશ્વર શ્રીગંગેશ્વરાનંદજી સાંપડયા. ચારેસંહિતાઓના પ્રકાશનમાં પં. વિષ્ણુદેવજીએ મોટી સેવા આપી. એને પરિણામે વૈદિક મૂળ સાહિત્યનો અભ્યાસ કરવાનો અસામાન્ય યોગ પં. શ્રી વિષ્ણુદેવજીને મળ્યો શતપથ બ્રાહ્મણનો એમનો પ્રબળ અભ્યાસ આ ગ્રંથના પ્રથમ અને દ્વિતીય વિભાગો અને આની સાથે પ્રસિદ્ધ થતા આ તૃતીય વિભાગને જોવા જાણવાથી મળે છે. આ ત્રીજા વિભાગના આરંભમાં પણ વેદવાઙ્મયમાં અધ્યાત્મ દર્શન 'યજુર્વેદ વિષય સારિકા 'રાષ્ટ્ર-ભાવનાની પ્રતિમા અશ્વમેધ અગ્નિરહસ્ય શતપથ બ્રાહ્મણ ઉત્તરભાગ અને યજુર્વેદ વિષય નિરૂપણ એ પાંચ અધિકરણ અને એનાં પરિશિષ્ટ જોવા મળે છે. અહીં છેલ્લું પૃ–૨૧૩ થી ૨૩૨માં નિરૂપાયેલ પરિશિષ્ટ મને ખૂબ જ મહત્ત્વનું લાગ્યું છે. એનાથી સમગ્ર શુકલ યજુર્વેદનો સંક્ષેપમાં પરિચય સરળ બને છે.

દરેક વેદનો પોતાનાં બ્રાહ્મણો આરણ્યકો અને ઉપનિષદો છે. ઉપનિષદો તો છેક છેલ્લા યુગ સુધી રચાયાં છે. પણ બ્રાહ્મણ ગ્રંથો અને આરણ્યકો સંહિતાકાલ પછી તરતમાં જ રચાયેલાં કહી શકાય. ઉપનિષદનો જુનાં સોલ સત્તર પ્રાપ્ય છે, કે જેમાં કોઈ સંપ્રદાયિકતા નથી કે નથી કોઈ દાર્શનિક વિશિષ્ટતા ! શ્વેતાશ્વતર ઉપનિષદ જેવામાં થોડી છાંટ જરૂર સાંપ્રદાયિકતા અને દાર્શનિકતાની છે. પણ એ ખૂબ જ પ્રારંભિક છે. સાંખ્ય અને યોગ બેઉ શબ્દ એમાં વપરાયેલા છે, પણ ગીતાની જેમ જ એ દાર્શનિકતાના વાચક નથી. સાંખ્યનો અર્થ ત્યાં માત્ર જ્ઞાન છે. અને 'યોગ' નો અર્થ ક્રિયા પ્રક્રિયા છે. શતપથ તે યજુર્વેદનું બ્રાહ્મણ છે. બ્રાહ્મણ ગ્રંથોના ભાગ તરીકે આરણ્યકો અને એના ચિંતન ભાગ તરીકે ઉપનિષદો હોઇ એ જૂના ઉપનિષદો એ જ'વેદાંત છે' ઉપનિષદોમાં જીવ જગત અને બ્રહ્મ' (પરમતત્ત્વ)ની વિચારણા હોવાને કારણ ભારતીય પરિભાષામાં 'વેદાંત શબ્દ એ તત્ત્વજ્ઞાન' (philosophy) પર્યાય બની રહ્યા છે. ધ્યાનમાં રાખવા જેવું છે કે, ભારતીય પરિભાષામાં તત્ત્વજ્ઞાન' જીવ જગત બ્રહ્મ એ ત્રણની વિચારણા અને એ ત્રણના પરિચયમાં મર્યાદિત છે જ્યારે પશ્ચિમી પરિભાષામાં કોઈ પણ લૌકિક વિષયના-પણ ઉંડાણમાં આવતી વિચારણા પણ તત્ત્વ જ્ઞાન ગણાય છે.

આમવેદોમાં તત્ત્વજ્ઞાન કહીએ ત્યારે એ જીવ જગત અને બ્રહ્મ (પરમ તત્ત્વ)ની વિચારણા એ ત્રણના પરિચયના બોધ કરે છે આને પર્યાયથી 'અધ્યાત્મ જ્ઞાન' પણ આપણો ત્યાં કહેવામાં આવે છે. આ ત્રીજા વિભાગ ગ્રંથમાં આરંભના અધિકરણમાં 'વેદવાઙ્મયમાં અધ્યાત્મ દર્શન' એ આ દૃષ્ટિએ લખાયેલ છે. પં. શ્રી વિષ્ણુદેવજીએ આમાં યજુર્વેદને કેન્દ્રમાં રાખી બૃહદારણ્યક ઉપનિષદ્‌ના વિચારોને વિષદ રીતે વ્યક્ત કરવાનો પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે. આપણે જાણીએ છીએ કે, બૃહદારણ્યકમાં પ્રધાન તત્ત્વજ્ઞાની મહર્ષિ યાજ્ઞવલ્ક્ય છે. શુકલ યજુર્વેદના જ્ઞાતા

પણ યાજ્ઞવલ્કય છે. શુકલ યજુર્વેદને 'વાજસનેયી સંહિતા' કહેવામાં આવે છે. 'વાજસનિ' નામ મહર્ષિ યાજ્ઞવલ્કયના પિતાનું હતું, સાંપ્રદાયિક માન્યતા પ્રમાણે શુકલ યજુર્વેદના ગ્રંથયિતા મહર્ષિ યાજ્ઞવલ્કય છે અને કર્મકાંડથી ભરપૂર શુકલ યજુર્વેદની સંહિતા પછી વિકસેલા શતપથ બ્રાહ્મણનું પણ કર્તૃત્વ યાજ્ઞવલ્કયનું કહેવામાં આવે છે. મઝા એ છે કે, કૃષ્ણ યજુર્વેદ અને શુકલ યજુર્વેદ, એટલે કે તૈત્તિરીય સંહિતા અને 'વાજસનેયી સંહિતા'ના પહેલા અઢાર અધ્યાયોનો તેના તેજ છે. એનો સવિવેક ખ્યાલ કરીએ યજુર્વેદ સંહિતાનું કદ અઢાર અધ્યાયોનું હોવા પછીના અધ્યાયો બેઉમાં પાછળથી દાખલ થયા તો આ દષ્ટિએ વિચારતાં શુકલ યજુર્વેદના છેલ્લા ૪૦ મા આધ્યાત્મિક ઈશાવાસ્ય ઉપનિષદ્ છે. એની યથા સ્થાનીયતા સ્વાભાવિક થઈ રહે. ૧૯ થી ૪૦ સુધીના શુકલ યજુર્વેદના ૨૨ અધ્યાયોનું ભાષ્ય શતપથના ૯૨ થી ૧૦૦ માં જોવા મળે છે. એ પણ આ હકીકતને પુષ્ટિ આપે છે. શતપથ બ્રાહ્મણનો છેલ્લો કાંડ બૃહદારણ્યક ઉપનિષદ્ રૂપે છે, આ ઉપનિષદ્‌નું પ્રાચીન નામ ત્યાં વાજસનેયી બ્રાહ્મણોપનિષદ્ છે, એ પણ તેથી જ બરોબર બંધ બેસે છે.

આપણી ભારતીય વિચારપરંપરા શ્રદ્ધામૂલક હોઈ આપણે 'વેદકાલ' કે 'વૈદિક સાહિત્યકાલ' ને સમયની દષ્ટિએ વિચારતા નથી તેમ જ સંહિતાઓ આખી કે એનાં વિવિધ મંડળો આદિના કોઈ ભિન્ન ભિન્ન કર્તાઓ હોય, એની વિચારણામાં પડયા નથી અને વેદોને સ્વયંભૂ માની ઈશ્વર પ્રણીત માનીએ છીએ, આમ છતાં સમગ્ર વૈદિક સાહિત્યની સમીક્ષામાં ઊંડા ઉતરીએ તો એમાં સમયના જુદા જુદા તબક્કા પકડી શકાય. ઋગ્વેદ (સામવેદ સંહિતા) અને અથર્વવેદની ભાષા ભૂમિકાનો વિચાર કરીએ અને શુકલ–કૃષ્ણ યજુર્વેદની ભાષા ભૂમિકાનો વિચાર કરીએ, તો એ બેઉની તુલના આપણને બેથીએ વધુ ભૂમિકાનો ખ્યાલ આપે. એ પછી યજુર્વેદના ગદ્યના અને બ્રાહ્મણ આરણ્યકો ભાષા ભૂમિકાની તુલના કરીએ તો એમાં કાલના તબક્કાના સરલતાથી પકડી શકાય. આ રીતે શુકલ યજુર્વેદમાં ૧ થી ૧૮ અધ્યાય, પછી ૧૯ થી ૪૦ અધ્યાય અને શતપથ બ્રાહ્મણ ભાષાભૂમિકા ઉપરાંત વિષય વિચારણા આપણને કાલના તબક્કા તરફ ખેંચી જાય. આ રીતે જેમાં યજુર્વેદના યાજ્ઞવલ્કયને બૃહદારણ્યકમાં એક મુખ્યપાત્ર તરીકે બતાવેલા હોઈ, ત્રણેના કર્તા યાજ્ઞવલ્કય છે. એમ કહેવાને બદલે 'યાજ્ઞવલ્કય ઋષિવંશ'ના મંત્રદ્રષ્ટાઓમાંના ક્રમે થયેલા તેને યાજ્ઞવલ્કય સ્વીકારીએ તો એ સંગત થઈ રહે. આમ જોઈએ તો પછી 'યાજ્ઞવલ્કય સ્મૃતિ'ના કર્તા યાજ્ઞવલ્કયનું પણ સમાધાન મળી રહે. કહેવાની જરૂર નથી કે 'મનુસ્મૃતિ'ના સંક્ષેપ તરીકે યા નિષ્કર્ષ તરીકે અસ્તિત્વમાં આવેલી 'યાજ્ઞવલ્કય સ્મૃતિ' ઈ.સ.ની શરૂઆત સદીઓમાં કયાંક અસ્તિત્વમાં આવી એમ કહેવાથી આપણે કાંઈ પાપના ભાગી બનતા નથી.

એક વાત બહુ સ્પષ્ટ છે કે મેકસમૂલર જેવા પૌરસ્ત્ય વિદ્યાના વિદ્વાનોએ સંહિતાકાલની મર્યાદા ઈ. પૂ. બારમી સદી સુધી માંડી સંતોષ મેળવ્યો હતો, એ હવે ટકી શકે એમ નથી. લોકમાન્ય તિલક ઈ. પૂ. ૮૦૦૦ વર્ષ સુધી લઈ ગયેલા, પોલેંડના પૌરસ્ત્યવિદ્યાવિદ ડૉ. યાકોબિ એને ઈ. પૂ. ૬૦૦૦ વર્ષ સુધી લઈ ગયા, એ અજાણ્યું નથી. ગંભીરપણે કોઈએ વિચાર કર્યો નથી. કે

વૈદિકી ભાષાનાં મૂળ કેટલે સુધી ઊંડા સમયમાં જાય છે. હું મારી એક વસ્તુ બતાવું કે, આજથી ત્રીસથી પચીસ હજાર વર્ષોના ગાળામાં–હિમયુગના અંત ભાગમાં ઉત્તરે બેરિંગની સમુદ્રધુંની હજી સમુદ્રના પાણી નીચે નહોતી અને સમુદ્ર આજની એની સપાટી કરતાં ૩૦૦ ફુટ નીચે હતો, ત્યારે સાઈબીરિયામાથી નીચેથી કાંઠે કાંઠે ચાલ્યા આવેલ મોંગોલ (પીળી ચામડીના સૂર્યવંશી કહી શકાય તેવા સૂર્યપૂજક) વસાહતીઓ સમુદ્રધુનીના જમીન–સપાટી પર થઈ અલાસ્કામાં આવતા થયા અને હજારો વર્ષના વ્યાસમાં દક્ષિણ અમેરિકાની હોર્ન ભૂશિર સુધી પથરાઈ ગયા. તેઓમાંના 'નવાજો' (ઈન્ડિયન્સ) કેલિફોર્નિયાની સરહદે વિસ્તર્યા. તેઓની આજની ભાષા સુધી પાણી માટે तो (સં. तोय) અને માણસ માટે हास्तिन् (સં. हस्तिन्=હ.હ થવાળો; પ્રાચીન કાલમાં યોગ રૂઢ) શબ્દ જોવા મળે છે, આ કોઈ અકસ્માત નથી, પણ પરંપરાગત હકીકત છે. એટલે મોંગોલ વસાહતીઓ વૈદિકી ભાષાના એક સ્વરૂપને સાથે સાથે લઈ ગયેલા. તેમાંના આ બેશબ્દ છે. આ જો સત્ય હોય તો સુશ્લિષ્ટ રૂપ મૂલ વૈદિકી ભાષા એ લોકો બોલતા હતા. તો વૈદિકી અસલ ભાષા કેટલી જૂની હશે ! આવી રૂપ રચનાથી ખચિંત ધાતુ મૂલક ભાષાનો વિકાસ પણ સેંકડો નહિ, હજારો વર્ષોનો હશે. એની સાથે સરખાવતાં ઋગ્વેદના જૂના ભાગ ઈ. પૂ. પૂ. ૮૦૦૦ વર્ષોથી પણ વધુ જૂના સમયમાં સહજ રીતે ચાલ્યા જાય.

મારે સૂચન કરવાનું તો એ જ છે કે, પાશ્ચાત્ય વિદ્વાનોના મનમાં તણાઈ ન જતાં આપણે તટસ્થ રીતે આપણી ભાષાના અને તે તે સમયે અસ્તિત્વમાં આવેલા ગ્રંથોના સમયનું મૂલ્યાંકન કરીએ. આપણે ત્યાં ભૂસ્તરીય ઉત્પન્નનો ઉપર છેલ્લાં થયાં છે; જો પૃથ્વીના પોપડાના સ્તરોમાંના અશ્મીભૂત અવશેષોની તપાસ કરવામાં આવે તો ઘણું મળે એમ છે. શિવાલિક ટેકરીઆ, જ્યાં સ્થળોમાંથી નીકળેલા એવા અવશેષો દ્વારા માનવ–વસાહતો અહીં લાખો વર્ષ ઉપર હોવાનું સાબિત થયું પણ છે. 'કોકેસોઈડ' અને 'મોંગોલોઈડ' (અનુક્રમે આપણા મૌલવંશ કિંવા ચંદ્રવંશ અને 'ઈક્ષ્વાકુવંશ' દિવા સૂર્યવંશ) નું સંમિશ્રણ ભારતવર્ષના ભૂભાગમાં થયા પછી વૈદિક સાહિત્યનો વિકાસ થયો, જે ઈ. પૂ. દસમી સદી સુધી આવી ઘસાતાં ઘસાતાં સાહિત્યિક સંસ્કૃત ભાષામાં મર્યાદિત થઈ ગયો. 'સંસ્કૃત' એવી ભાષાની સંજ્ઞા મહર્ષિ પાણિનિનાં વ્યાકરણ સૂત્રોમાં ક્યાંય મળતી નથી. એ ઈ. પૂ. ૨૦ સદીના મહર્ષિ પતંજલિના વ્યાકરણ મહાભારતમાં મળે છે. એના સમકાલ થોડે મોડે પછી વાલ્મીકીય રામાયણના કિષ્કિ કાંડમાં જોવા મળે છે.

આપણે આપણા પ્રાચીન સાધનોનો વિચા કરતી વખતે ઐતિહાસિક કાલગણનાની પ ઉપેક્ષા કરવી ન જોઈએ, વસ્તુનો સમય ચો કરવાને માટે ઐતિહાસિક કાલગણની ઓછી જ નથી. બૃહદારણ્યકનો સમય એ પછી 'પારિક્ષિતે. ના ઉલ્લેખને કારણે કૌરવ–પાંડવોના સમ આસપાસ આવે તો એ રીતે બંધબેસે કે શતપથ બ્રાહ્મણનો પણ સમય આપો આપ લાવ આપે છે.

આચાર્યશ્રી વિષ્ણુદેવ પંડિત આવી કા ગણનાની છણાવટમાં પડયા નથી, પડવાનું એ પ્રયોજન પણ નથી, એમને તો યજુર્વેદની શતપથ બ્રાહ્મણ 'યજુ–વેંદ'નાં રહસ્ય દેવાં ખુલ કરે છે. બતાવવાનું છે, અને એમાં એમને સિ મળી છે, એમ કહેવામાં મને સંકોચ થતો ।

અનેકશઃ ધન્યવાદ સાથે સંતોષ લઉં છું

# સ્વાધ્યાય યજ્ઞનું સુફળ

—ડૉ. રમણલાલ જોશી

આચાર્યશ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિતે લગભગ બે તપથી વેદો સેવ્યા છે. તેમણે વેદોનું સારસર્વસ્વ ગુજરાતીમાં સુલભ કરી સંસ્કારી પ્રજાની જે ચાહના મેળવી છે; એ જ તેમની મોટામાં મોટી પદવી છે. લગભગ વીસેક વર્ષથી તે વેદોની પાછળ છે. કરસનદાસ માણેકે કહેલું કે 'પંડિતજીને સ્વપ્નો પણ વેદના ઋષિઓનાં આવતાં હોય, તો નવાઈ નહિ!' સૌ પહેલાં તેમણે યજુર્વેદ, ઋગ્વેદ, સામવેદ અને અથર્વ-વેદની વેદપરિચય શ્રેણીની પુસ્તિકાઓ આપી. વેદોના સમૃદ્ધ વારસા પ્રત્યે અભિમુખ કર્યા પછી વેદો વિષે સળંગસૂત્ર નિરૂપણ કરતા ગ્રંથોની યોજના દ્વારા સાંગોપાંગ વેદ–સાહિત્યને ગુજરાતી ભાષામાં સુલભ કરવાનો સંનિષ્ઠ પુરુષાર્થ આરંભ્યો છે. જૂની ખારિપાટીના સંસ્કૃત અધ્યયનની નક્કર ભૂમિકા પર તેમણે મુંબઈ યુનિવર્સિટીની બી. એ., એમ. એ.ની પદવીઓ દ્વારા પાશ્ચાત્ય સંશોધન પદ્ધતિની તાલીમ પણ મેળવી છે. આ સમગ્ર ગ્રંથ અને પુસ્તિકા–શ્રેણીમાં શાસ્ત્રીયતા અને લોકગમ્યતાનો વિરલ સમન્વય શક્ય બન્યો છે; તે આ કારણે! એથી જ કાકાસાહેબ જેવા એઓએ સાંપ્રત સમયમાં પ્રજાને ઉચ્ચ ચારિત્ર્ય-ગુણોને અભિમુખ કરતા લોકશિક્ષણના આ ઉપક્રમને ઉમળકાભેર આવકાર્યો હતો. આ વિરલ સમન્વય દૃષ્ટિના અને સ્વાધ્યાય–યજ્ઞના એક સુલભ ફળરૂપે વેદ ભાષાભાષ્ય ગ્રંથમાળા શરૂ કરી છે, જે યોજના રસપ્રદ છે.

ચારે વેદોનાં મૌલિક રીતે વેદ ભાષાભાષ્યોનાં આલેખન કરવાની બાર ગ્રંથોની યોજનામાં પ્રગટ થયેલ પ્રથમ ગ્રંથ 'યજુર્વેદ શતપથ ભાષાભાષ્ય'માં યજુર્વેદનો સાહિત્ય–પરિચય, યજ્ઞની પદ્ધતિ, શુક્લ યજુર્વેદ અને શતપથ બ્રાહ્મણ, દર્શપૂર્ણ-માસેષ્ટિ; પિંડપિતૃયજ્ઞ, ચાતુર્માસ્ય યાગ, સોમ-યાગની વાગતપૂર્ણ સમજૂતી; પ્રક્રિયા અને ફલશ્રુતિ આપવામાં આવી છે. આ ગ્રંથ યજુર્વેદ શતપથ ભાષાભાષ્યની ભૂમિકા આપે છે. ભૂમિકા પણ પૂરી થઈ નથી, એ બીજા ભાગમાં આગળ ચાલે છે. મુખ્યત્વે યજ્ઞનું રહસ્ય પ્રકટ કરતું પંડિતજીનું નિરૂપણ વાંચી 'શ્રી અરવિંદનું સમગ્ર જીવન એ યોગ છે,' એ મંત્રરૂપ વાક્યનું સ્મરણ થયું. સાથે સાથે ગુજરાતના સાક્ષરશિરોમની ગોવર્ધન-રામે 'સરસ્વતીચંદ્ર'માં નિરૂપેલ યજ્ઞમીમાંસા પણ યાદ આવી ગઈ. સરસ્વતીચંદ્ર, પહેલા ભાગમાં જ, 'All for others, nothing for myself'—"જનપશુ જગના કલ્યાણયજ્ઞમાં હોમું અંગ સહુ મારાં" એમ કહે છે; તે જ વાત આગળ જતાં ચોથા ભાગના પચીસમા પ્રકરણમાં પંચમહાયજ્ઞની મીમાંસા દ્વારા સવિશેષ સ્ફુટ થઈ છે. સમગ્ર પ્રજાનું ઉત્થાન પણ યજ્ઞમાર્ગે જ શક્ય બને; એવી એમની પ્રતીતિ છે. પ્રાચીન યજ્ઞભાવનાને તેમણે આધુનિક સ્વરૂપ આપ્યું; પણ એનો પાયો વેદ–અંતર્ગત યજ્ઞમીમાંસામાં રહેલો છે. પ્રસ્તુત પુસ્તકના લેખકે જરા જુદી રીતે પ્રાચીન યજ્ઞપદ્ધતિનું નિરૂપણ આપીને

સાંપ્રત સમયમાં એની લોકો-પકારકતા સયુક્તિક રીતે નિર્દેશે છે. શ્રૌતસૂત્રોમાં આપેલી સોમયાગની પ્રક્રિયામાં યોજાયેલી પરિભાષાનો ઉપયોગ કરીને જ. ગોવર્ધનરામ કહેતા લાગે છે કે "એ શ્રેષ્ઠ યજ્ઞમાં એ પરમ પુરુષ જાતે જ યજ્ઞનું પશુ થાય છે, વસન્ત એનું આજ્ય થાય છે, ગ્રીષ્મ ઇંધન થાય છે અને શરદ હવિ થાય છે. ચાર વેદ એ યજ્ઞમાંથી ઉત્પન્ન થાય છે. એમાં યજમાન અને હોતા દેવો અને ઋષિજનો થાય છે. એ પુરુષ સાથે અદ્વૈત પામવાને આપણો વિધિ એ યજ્ઞમાં ભળવાથી સધાય છે. વ્યષ્ટિ અને સમષ્ટિની પ્રવૃત્તિઓનો અભેદ થાય; એટલી આમાં ફલ-જિઘત્સાને જ શુદ્ધ નૈષ્કર્મ્ય અને બ્રહ્માર્પણ કહે છે. જીવ અને ઈશ્વરનો, ઈશ અને અનીશનો, અદ્વૈતયોગ આથી જ સધાય છે. બ્રહ્મ, ઈશ અને જીવ અથવા પરમ અલક્ષ્ય, પરમ લક્ષ્ય પુરુષ અને જીવસ્ફુલિંગ એ ત્રણેનો નિયોગ સાધવાનું આ પ્રથમ પગલું છે. કર્મમાત્રનો યોનિ લક્ષ્ય બ્રહ્મ છે અને લક્ષ્ય બ્રહ્મનો યોનિ અલક્ષ્ય અક્ષર બ્રહ્મ છે. સ્વયોનિલાભથી કર્મ લક્ષ્યબ્રહ્મમાં અને લક્ષ્ય અલક્ષ્યમાં શાંત થાય છે. તે આ જ ત્રિયોગથી થાય છે. ભૂતમાત્રને આત્મવત્ ગણી આત્મસાત્ કરવાનો માર્ગ આપણા પંચમહાયજ્ઞથી જ સધાય છે, તેમાં આવી નિષ્કામતા, આવા શિષ્ટતમ હેતુ, અને સર્વભૂતના કલ્યાણરૂપ આવું ફળ છે."

પ્રથમ ગ્રંથમાં યજ્ઞની પદ્ધતિ, વિધિ, સોમયાગની પ્રક્રિયા, દર્શપૂર્ણમાસેષ્ટિ વગેરે વિષયોના સ્પષ્ટીકરણમાં પ્રસંગોપાત્ત મૂળ શ્લોકો ટાંકતા જઈ ભાવાર્થ સહિત તાત્પર્યદર્શન કરાવવાનો પંડિતજીએ જે પ્રયત્ન કર્યો છે. એમાં એમની કલ્પકતાને પણ ધાર નીકળી છે. ખાસ કરીને યજ્ઞનો મહિમા, સોમરસ અને ગૃહસ્થધર્મના ભાષ્યમાં કાલાનુરૂપ અભિગમનો વિનિયોગ ધ્યાન ખેંચે છે. સદૃષ્ટાંત નિરૂપણમાં એમની સર્જકતાને અવકાશ સાંપડ્યો છે. સઘળી વિગતો આ સાથે નવીન અર્થઘટનો પણ અત્રતત્ર સમાવિષ્ટ થયાં છે. ગંભીર વિષયને અનુરૂપ પરિભાષા તેમને યોજવી પડી છે, તેમ છતાં માધુર્ય અને પ્રસાદ પણ એટલાં જ સમાદર પામ્યાં હોઈ ગ્રંથની રોચકતા જળવાઈ છે.

યજુર્વેદ શતપથ ભાષાભાષ્યના આ બીજા વિભાગમાં વેદનો મહિમા દર્શાવતાં 'વેદ વેદ ગાતાં દેવ બનાય,' એવું ટૂંકું વાક્ય શૈલીની સચોટતાને કારણે આવ્યું છે. આ આખા પ્રકરણાંશમાં સરળ વાક્યોની વિપુલતા છે. એ જ રીતે બ્રાહ્મણગ્રંથોનો પરિચય અને યજુર્વેદના વિષયોનો સાર સરલ પદ્ધતિએ સુગમ બનાવ્યો છે. પ્રસંગોપાત્ત ઉદ્બોધનશૈલીનો વિનિયોગ થયો છે. શતપથ બ્રાહ્મણની વિગતવાર સ્પષ્ટતામાં નિઃશેષ નિરૂપણપદ્ધતિ જોવા મળે છે. વાજપેય અને રાજસૂય યજ્ઞો અને અન્ય વિષયોની પણ સારી માવજત થઈ છે. શતપથ બ્રાહ્મણની કંડિકાઓના ઉલ્લેખ સાથે જ શુકલ યજુર્વેદની મંત્ર કંડિકાઓ ઋષિ, દેવ, છંદ અને વિધિ પ્રક્રિયા સહિત આપી છે. અનેક ચિત્રો અને રેખાકનોથી વિષયને વિશદ બનાવ્યો છે ગ્રંથની સમૃદ્ધિમાં પણ એથી વધારો થયો છે. વિષયની ક્રમબદ્ધ માંડણી, તર્કપુરઃસર રજૂઆત, યથાવકાશ દૃષ્ટાન્તોનો વિનિયોગ અને ધર્મગ્રંથોના વિવિધ સંદર્ભોથી નિરૂપણમાં પ્રવેશતો તુલનાત્મક અભિગમ ગ્રંથમાં સર્વત્ર વ્યાપ્ત છે. લેખકની બહુશ્રુતતા પણ પાને પાને અવગત થશે. વિદ્વત્તા બોજારૂપ નીવડતી નથી, એ સુચિહ્ન છે.

વેદોનાં ચિંતન મનનથી, એનાં પરિશીલનથી પરિપકવ પ્રજ્ઞાનો પ્રસાદ વેદ ભાષાભાષ્ય ગ્રંથ-

( અનુ. ૧૦ મે પાને )

# પં. વિષ્ણુદેવજીના વિશિષ્ટ ગ્રંથો

ડૉ. ચિમનભાઈ ત્રિવેદી

## (૧) ફૂલાશંકર મહારાજ અભિનંદનગ્રંથ

શ્રી ફૂલશંકર મહારાજે ગુજરાતને ગામડે ગામડે ફરી આચાર અને વિચાર દ્વારા જન-કલ્યાણ કર્યું છે અને ભજન–પ્રવચન તથા કથાવાર્તા વડે નિજી સેવા પણ અર્પી છે: તેમને અપાયેલી અહોભાવભરી અંજલિ તે 'શ્રી ફૂલાશંકર મહારાજ સ્મૃતિગ્રંથ'. સંપાદક છે આચાર્ય શ્રી વિષ્ણુદેવ પંડિત.

ગ્રંથના સંપાદકે પુસ્તકને ત્રણ વિભાગમાં વહેંચી નાખ્યું છે: 'જીવન–સદ્ભાવના' માં એમણે મહારાજશ્રીના સંપર્કમાં આવેલી વિવિધ વ્યક્તિઓની કલમે આલેખાયેલાં વ્યક્તિચિત્રો મૂક્યાં છે. એમાં 'અસિધારાવ્રત', 'પ્રતિભાશાળી પ્રેમચરિત' 'તારણતારણ સંત' જેવા લેખો નોંધપાત્ર છે. એમના સાદા અને સરળ જીવનને ઉપસાવવામાં અને સવિશેષ તો એમણે સંસ્કૃતિસુધારમાં આપેલ પ્રદાનને મૂલવવામાં માત્ર બેત્રણ લેખો જ સફળ થયા છે અને બાકીના ચમત્કારનાં વર્ણનો, અતિશયોક્તિઓ તથા અત્યધિક સંતપ્રશસ્તિમાં સરી ગયા છે. મહારાજશ્રીનાં વ્યાખ્યાન અને પ્રવચનોને બીજા વિભાગમાં સંકલિત કરવામાં આવ્યાં છે. સુવિચાર, સન્માર્ગ, સોનેરી સૂત્રો તથા જાણવા જેવું એ શીર્ષક હેઠળના ગદ્યખંડોમાં મહારાજજીની સાદી અને તળપદી છતાં હૈયાસોંસરવી નીકળતી વાણીનો રણકો સાંભળવા મળે છે. લોકોપયોગી દૃષ્ટાંતો લઈ જીવનદર્શનનો એકાદો સિદ્ધાન્ત લોકભાષામાં સમજાવવાની એમની વ્યાખ્યાનશૈલી 'સંપ ત્યાં શાંતિ,' 'વાણી અને વર્તન' તથા 'પંચ ત્યાં પરમેશ્વર' ઇત્યાદિ પ્રવચનોમાંથી આગળ તરી આવે છે. ક્યાંક સંવાદ તો ક્યાંક પ્રસંગ, ક્યાંક કટાક્ષ તો ક્યાંક ભાવુકતા–એ લાક્ષણિકતાઓ ઉલ્લેખનીય છે. ત્રીજો વિભાગ ચરિત્રનાયકનાં બોધકાવ્ય અને કવિતભજનો પીરસી જાય છે. ભક્તિભાવભર્યા અને પ્રસાદમયી રજૂઆત કરતાં પદો અહીં છે. ક્યાંક ગરબીના ઢાળામાં તો ક્યાંક સાખીના બંધમાં એમણે કાવ્યને ઉપદેશનું વાહન બનાવ્યું છે અને રોજબરોજની વાણીમાં જીવનનાં મૂલ્યો ચર્ચ્યાં છે. એમણે લખેલા પત્રોમાં વાચકના હૃદય સાથે સીધી જ વાત કરતાં લખાણો જીવનનો રાહ ચીંધે છે. એમનું જીવન અને પ્રવચન–એ ત્રણેનો પરિચય કરાવવામાં સંપાદક અવશ્ય સફળ થયા છે, પરંતુ ઢગલાબંધ પ્રશસ્તિલેખોની આડે મહારાજશ્રીનું સ્વચ્છ સુરેખ શબ્દચિત્ર ઊપસી આવતું નથી. એ માટે સંપાદકે ઉપોદ્ઘાતમાં અભ્યાસપૂર્ણ અભિગમ દાખવ્યો છે, તોય આવા સ્મૃતિ–ગ્રંથોમાં પ્રશંસાનો એમનો અતિરેક મોં ભાંગી નાખે એવો તો છે જ. અધિકારી વિદ્વાનની કલમે સંપાદન થયું હોવાથી પુસ્તક શ્રદ્ધેય અને સચ્ચાઈભર્યું અવશ્ય બન્યું છે.

## (૨) ભારત તીર્થદર્શન

શ્રી વિષ્ણુદેવ પંડિત આ પુસ્તકમાં શ્રુતિ, સ્મૃતિ, પુરાણપ્રસિદ્ધ તીર્થયાત્રાનાં સ્થાનોના નકશાઓ અને ચિત્રો સાથે તેમનો વર્ણનાત્મક પરિચય કરાવ્યો છે. આ એની બીજી આવૃત્તિ છે. આ પ્રવાસવર્ણન મધુર વાર્તાકથન, ધાર્મિક ચિંતન અને સંવાદાત્મક શૈલીથી આકર્ષક બન્યું છે. આ માહિતીસમૃદ્ધ ગ્રંથ એમાં આપેલા યાત્રાસ્થાનોનાં નકશાઓ અને ચિત્રોથી જેમ વાચકો–યાત્રીઓને ઉપયોગી થશે, તેમ યાત્રા-સ્થાનો અંગેની શાસ્ત્ર–પુરાણાદિની કથાઓ ભૌગોલિક વર્ણનો, સુભાષિતો અને સ્પષ્ટ સરલ ટિપ્પણોથી પણ. અઢાર પ્રકરણોમાં વહેંચાયેલો આ ગ્રંથ તીર્થયાત્રાની ભાવના અને માહાત્મ્ય દર્શાવી ભારતનાં વિવિધ તીર્થસ્થાનોનો પરિચય આપે છે અને તીર્થ વિશેની માહિતીપ્રચુર સામગ્રી પણ રજૂ કરે છે. અંતે વિવિધ તીર્થસ્થાનોની ધર્મશાળાઓની પણ યાદી આપી છે. એ પણ યાત્રીઓને ઉપયોગી નીવડશે. લેખકની આ વિશેની બહુશ્રુતતાનો આ પુસ્તક સારો પરિચય કરાવે છે. વેપારી ઢબની પોતાની વ્યક્તિગત જાહેરાતોવાળા ફોટાઓ પ્રકાશકે ન છાપ્યા હોત તો સારું થાત.

○

---

સ્વાધ્યાય યજ્ઞનું સુફલ (અનુ. પાન ૮ થી ચાલુ)

માળામાં દૃષ્ટિગોચર થાય છે. આ ગ્રંથમાળા અત્યારના જમાનામાં કેટલી બધી ઉપયોગી છે! સાંપ્રત સમયમાં વેદની પ્રસ્તુતતા કેટલી; એવા પ્રશ્નને આ વેદ–સાહિત્ય નિરવકાશ બનાવે છે. શ્રી વિષ્ણુદેવ 'પંડિત' તો છે જ; પણ સાહિ-ત્યવિદ્યાના રસજ્ઞ પણ છે. એને કારણે આ શાસ્ત્રીય ગ્રંથમાં થોડી સાહિત્યિક સુષમા પણ પ્રવેશેલી છે. તેમના એક ગ્રંથ 'ઋગ્વેદ પરિચય'માં તેમણે મધુચ્છંદા ઋષિનો પરિચય આપતાં લખ્યું છે; કે "આ ઋષિનું નામ હતું; મધુ-ચ્છંદા. જેવાં નામ તેવા ગુણ; જીવનમાં જે કાંઈ મધુ હોય, મધુર અને સુંદર હોય, તેને જાણી લેવું અને માણી લેવું, એવો છંદ એ મુનિને હૈયે જાગેલો. જો કે મધુચ્છંદાને મધુ જાણવા માટે ઘણાં તપ કરવાં પડેલાં." શ્રી વિષ્ણુદેવ પંડિતને પણ વેદોમાં જે કાંઈ છે; તે જાણી લેવું, માણી લેવું એટલું જ નહિ, પણ વિશાળ વાચકવર્ગ સાથે સંવિભાગ કરવો; એવો છંદ લાગ્યો છે અને એને માટે તેમણે જે સ્વાધ્યાય –તપ કર્યું; એના સુપરિણામ રૂપ આ ગ્રંથનું સ્વાગત કરતાં આનંદ થાય છે.



# માનસ ચેતનાનો આવિર્ભાવ

—મા. ન્યાયમૂર્તિ શ્રી નારાયણભાઈ ભટ્ટ

'વેદ પરિચય'ની પુસ્તિકા શ્રેણી પ્રસિદ્ધ થઇ અને ગુજરાતની ધર્મપ્રેમી ગુણાનુરાગી જનતાને વેદદર્શન થયું. સનાતન ધર્મના સ્રોતનું ઉદ્‌ભવસ્થાન વેદો છે, એવું પોતાને હિંદુ ગણનાર દરેક વ્યક્તિ સદ્‌ભાવ અને શ્રદ્ધાપૂર્વક માને છે. પરંતુ–

એ વેદપાઠ ગ્રહણ કરી લીધો પણ તેના અર્થ કે ભાવને જાણ્યા નહિ, કેવળ નગદ–શબ્દથી જ બોલવામાં આવે; તે નિરર્થક ગણાય. જેમકે અગ્નિ ઓલવાયો હોય ને ભસ્મ રહી ગઈ હોય, તેમાં સૂકું લાકડું પ્રજ્જ્વલિત થતું નથી.

એવી નિરુક્તની વાણી પ્રમાણે કેવળ માન્યતાથી કાંઈ લાભ થતો નથી. વેદોના અર્થ સમજ્યા સિવાય, વેદોનું હાર્દ મેળવ્યા સિવાય કેવળ અહોભાવથી વેદોને અંજલિ આપતી વ્યક્તિ પોતાની અને સમાજની કાંઈ સેવા કરી શકતી નથી. ઊલટું, પોતે અંધશ્રદ્ધાળુનું બિરુદ પ્રાપ્ત કરી વેદોનાં અને હિંદુ ધર્મનાં અપમાન થવામાં કારણભૂત બને છે.

સંસ્કૃતના વિદ્યાર્થી તરીકે અમને અંગ્રેજ વિદ્વાનોના મત જ જાણવા મળેલા. સુશ્રુત અને અને સંનિષ્ઠ કહી શકાય તેવા પાશ્ચાત્ય વિદ્વાનો પણ ભારતના આ અણમોલ ખજાનાની પૂરી કદર કરી શકેલા નહિ અને તેમનાં આંકેલાં મૂલ્યાંકનો જ ભારતના વિદ્યાર્થીઓ સમક્ષ પીરસવામાં આવતાં.

સૃષ્ટિનાં ભૌતિક બળોથી પ્રભાવિત થઇ, ભય અને ભાવથી પ્રેરાઈ, આદિ માનવથી બોલાઈ ગયેલા સાહજિક શબ્દો જ વેદો છે.' એ પ્રકારનું તાત્પર્ય તેમના કથનથી નીકળતું, પરંતુ 'ભારતની પુરાણી પ્રણાલિકા મુજબ વેદો સર્વ પ્રકારનાં જ્ઞાનની ગંગાનું આદિસ્થાન હિમાલય છે.' તે વાસ્તવિક તથ્ય પ્રતિપાદિત કરવાનો યશ સંતો અને મહાત્માઓને ફાળે જાય છે. આચાર્ય શ્રી વિષ્ણુદેવ પંડિતજીએ આ કાર્ય સેવાભાવથી સફળ રીતે સિદ્ધ કરી સંતો અને મહાત્માઓમાં પોતાનું કાયમી સ્થાન મેળવી લીધું છે, એમ કહેવામાં કોઈ જાતની અતિશયોક્તિ થતી નથી.

સાહિત્યનાં સર્જન કરનાર વ્યક્તિ સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીરથી પર રહેલ માનસ ચેતનાની સ્થિતિએ પહોંચેલ હોય છે. આર્ષદ્રષ્ટા-ઋષિઓને વેદોનાં ગહન નૈતિક અને આધ્યાત્મિક સત્યો સહજ રીતે આવિર્ભૂત થયાં હતાં. તે જ બતાવે છે કે તેઓ અતિમાનસ ચેતનાની કક્ષાએ પહોંચ્યા હતા. તેમની કક્ષા સાચે જ આત્મિક, દૈવિક અને બ્રહ્મવેત્તાની ગણી શકાય.

ગૃહસ્થ જીવનને સુંદર અને મધુર બનાવનાર ઋષિ મધુચ્છંદા જીવનને પ્રયોગશાળા બનાવે છે, એ કથાનક ખૂબ જ હૃદયસ્પર્શી લાગ્યું. એ વખતે જે યજ્ઞ યાગાદિ થતા એમાં પરસ્પરના સાથ અને સહકાર સાધતા, ઝાઝા હાથ રળિયામણા, એ ભાવના મૂર્તિમંત બનતી

આ ચિત્ર આજેય કેટલું બધું ઉપકારક છે : વિશ્વામિત્રની પ્રેરણાથી ભરતજનો જે મહાયાગ શરૂ કરે છે, ત્યારે યૂપને રાષ્ટ્રધ્વજ જાણીને ફરકાવવામાં આવે, એ પ્રસંગે આખું આર્યાવર્ત એકઠું થાય, એ વર્ણન ભાવવિભોર કરી દે એવું બન્યું છે. એ સમયે ગુરુઓ શિક્ષણ જ નહિ પોતાનો આત્મા શિષ્યોમાં રેડતા, એ સૌ એક જ પરિવારનાં સંતાન થઈને જીવતા, અને આ પરંપરા સચવાઈ રહેતી, પછી એ અત્રિ હોય, વસિષ્ઠ હોય કે ભરદ્વાજ હોય! નારીનાં વિવિધ રૂપોને પણ પંડિતજી વેદોમાંથી કંડારે છે, માનવજીવનમાં નારીની પ્રેરણા અને પ્રતિભાએ શું કામ કર્યું છે : (સૂર્યા, ઘોષા, મુદ્‌ગલાની, શરમા). વખત આવ્યે હળે પણ જોડાય અને સંકટ વખતે રાષ્ટ્રને હાકલ પણ કરે, સાથે જ નારી એ નારાયણી છે-ઠેઠ વેદોમાં પણ! વેદોમાં કાવ્યત્વ છે. પ્રકૃતિનાં ભવ્ય વર્ણનો છે, ઉત્તમ સૂક્તો છે, એવું કહેવાયું છે. પણ એને જીવાતા જીવન સાથે કેટલો બધો સંપર્ક હતો, સમાજની ઝીણી ઝીણી વિધિઓમાં પણ ક્યાં રહસ્યો છુપાયેલાં છે, એ વખતનાં નરનારી ઋષિ મુનિઓ જ નહિ—નિરાળા ગુણો ધરાવતાં હતાં; એ વાત કદાચ, પંડિતજીએ જ સદષ્ટાંત અને વિગતવાર પહેલીવાર કહી છે. વેદ આખરે સાહિત્ય છે. સાચું સાહિત્ય એ તો સહિત-હિતકારી જ હોવું જોઈએ. આવા સાહિત્યમાંમી સાહજિક રીતે જ બોધ-નીતિ નિષ્પન્ન થાય છે. આચાર્ય શ્રી વિષ્ણુદેવ પંડિતજીએ ઋગ્વેદમાંથી ઉદ્ધૃત કરેલાં કથાનકો અહીં રજૂ કર્યાં છે. તે આ ઊર્ધ્વહેતુને સહજ રીતે સિદ્ધ કરે છે. સાદાં, સરળ અને છતાંય મધુરતમ વાક્યોમાં નીતિ-બોધ રજૂ કરવાની ભાવિક શક્તિ જેટલી ઋગ્વેદમાં છે, તેટલી ભાગ્યે જ બીજે જોવા મળે. પ્રતિદિન ઉપયોગમાં લેવાતી નોંધપોથીનાં પાને પાને સૂક્ત-સુવચન સાદાં સૂત્રની જેમ આંકી લેવાની ક્ષમતા આ આર્ષ વાણીમાં રહેલી છે.



# ચમત્કારો વિનાની કૃષ્ણકથા

—રઘુવીર ચૌધરી

શ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિત વૈદિક અને પૌરાણિક સાહિત્યના અભ્યાસી છે અને ગુજરાતમાં એનું લોકભોગ્ય રૂપાન્તર કરવા માટે જાણીતા છે.

૧૯૫૯માં 'સતસંદેશ'ના વિશેષાંકરૂપે આપવા લખાયેલી કૃષ્ણકથાનું સંસ્કરણ કરીને એમણે તાજેતરમાં 'કૃષ્ણ કથામૃત' નામે એનું પ્રકાશન કર્યું છે.

શ્રીકૃષ્ણના અસલ માનવીય સ્વરૂપને આલેખવાનો પ્રયત્ન કરનાર લેખકો માટે મને માન છે. કેમ કે એમ કરવા જતાં સમાજના અંધશ્રદ્ધાળુ વર્ગની વિરુદ્ધ જવાનું સાહસ ખેડવાનું આજે છે. ચમત્કારો વિનાની કૃષ્ણકથામાં કોને રસ પડે? પંડિત વિષ્ણુદેવે કૃષ્ણના માનવીય ગુણો ઉપસાવવા પ્રયત્ન કર્યો છે એમ એમણે પ્રસ્તાવનામાં લખ્યું છે :

'કૃષ્ણમાં જે માનવના ગુણો છે તે અનુસરવા જેવા છે. બાલપણમાં ગોપગોપીઓની સાથે, કુમાર–કિશોર અવસ્થામાં મથુરાનાં પ્રજાજનોની સાથે તેમ જ વડપણમાં દ્વારિકાનાં નાગરિકજનો અને રાણીઓની સાથે કૃષ્ણ માનવી જીવન જીવ્યા છે, તેને આલેખવા માટેની આ કૃષ્ણકથા છે. તેમાં જે દૈવી ગુણો અને પ્રભુતા, ઐશ્વર્ય ગુણો છે; જેના આલેખન ભાગવતમાં, હરિવંશમાં અને ભક્તિપ્રચુર કાવ્યકથાઓમાં વિવિધ રીતે રજૂ થયાં છે; તે પ્રકારની દિવ્યતા અને પ્રભુતાનો સ્વીકાર કરી લીધા પછી પણ, તેમણે જે પ્રકારે એક માનવી જીવનને મહત્ત્વ આપી, જીવી બતાવ્યું છે; જેનું દર્શન ગીતામાં જોવાને મળે છે. જે ગીતા એક પ્રકારે કૃષ્ણ પોતે જ જે રીતે જીવ્યા, તેનાં આલેખન કર્યાં છે. કૃષ્ણે ગીતા ગાઈ અને પોતાની જીવનની છબી આલેખી; તેનું દર્શન આ કૃષ્ણકથામાં જોવાને મળે છે; તેને જ ફરીથી રજૂ કરવાનો આનંદ છે.'

વધુમાં શ્રી વિષ્ણુદેવભાઈએ મૂળ કથામાંથી બાદ કરેલા પ્રસંગોની વાત કરી છે. જેમ કે વસુદેવ બાલકૃષ્ણને ગોકુલ લઈ જાય ત્યારે શેષનારાયણની છત્રછાયા આલેખી નથી. પુસ્તકમાં પૃષ્ઠ ૬૮-૬૯ પર આ પ્રસંગનું વર્ણન આવે છે. પ્રસ્તાવનામાં કરેલા સંકલ્પનું પાલન થાય એ રીતે એમણે આ પ્રસંગ ટૂંકમાં આલેખ્યો છે :

'એક નાના ટોપલામાં બાળકને સુવાડી દીધું; અને વાસુદેવ ચાલી નીકળ્યા મથુરાની નિર્જન શેરીઓ વટાવતા, એ યમુનાને કિનારે આવી પહોંચ્યા, ઝરમર, ઝરમર મેહૂલો વરસી રહ્યો હતો. યમુના બે કાંઠે ભરપૂર હતી અને વસુદેવે તેમાં ઝંપલાવ્યું. જાણે યમુના તેમને માર્ગ આપી રહી હતી!'

આ વર્ણનમાં અતિશયોક્તિ નથી. મૂળ કથામાં અને જનશ્રુતિમાં એવો ઉલ્લેખ છે કે યમુનાએ માર્ગ આપ્યો હતો. અહીં 'જાણે કે' ઉમેરીને વિષ્ણુદેવભાઈ વસ્તુને માનસિક સ્વરૂપ આપે છે તેથી બધા વાચકોને એ સ્વીકાર્ય લાગશે.

આ પ્રકારનાં પુસ્તકોમાં જે રેખાંકનો અને ચિત્રો હોય છે એ જોવા માટે હું લલચાતો નથી. પણ ઉપર્યુક્ત ફકરાની સામેના પૃષ્ઠ પર જ ચિત્ર હતું અને એ ખૂબ જ મોટું હતું તેથી ધ્યાન ગયું. જોયું તો વસુદેવે જનોઈ પહેરી છે, ગળામાં માળા છે એના મણકા રુદ્રાક્ષના હોય એથી પણ મોટા છે. સાથે ટોપલો છે એ સુપડા જેવો છે. એમાં રહેલું બાળક કાળા વાંકડિયા ગાંઢા વાળ ધરાવે છે અને એ મોં ઊંચું રાખીને સૂતું છે, જાગતું હોય એ રીતે અને એના ઉપર સાત મુખવાળાં નાગની ફણાનું છત્ર છે.

જો ચિત્ર પણ વિષ્ણુદેવભાઈએ પોતે જ દોર્યું હોત તો એમણે શેષનાગની ફણાની છત્ર-છાયા બનાવી ન હોત. પછી ભલે ને સામાન્ય વાચકોએ ચિત્રને ઓળખી શક્યા જ ન હોત!

ચિત્રકારો પાસે પણ ચિત્ર અને શિલ્પની એક પ્રાચીન પરંપરા છે. અમુક પુરાકલ્પનોનો નિર્વાહ કરવા એમની કળા ટેવાયેલી હોય છે. એ પુસ્તક વાંચીને ચિત્ર બનાવવા બેસે તો પણ એમની પીંછી પોતાની પરંપરાને અનુસરે. કેમ કે જો શેષનાગની ફણાની છત્રછાયા બનાવવાની ન હોય તો એ ખાલી જગામાં શું ગોઠવે? પૌરાણિક કથાઓના નવવિધાનના પ્રશ્નો વિકટ છે.

લેખકે ચમત્કારોને અધ્યાહાર રાખવાનો સંકલ્પ કર્યો પણ પછી એમણે સમાધાન કરવું પડ્યું. શ્રી કનૈયાલાલ મુનશી જેવા પ્રતિભાશાળી નવલકથાકારે પણ 'કૃષ્ણાવતાર'માં આ સમાધાન કરવું પડ્યું છે. બહુ થોડા ચમત્કારોના બૌદ્ધિક ખુલાસા એ આપી શક્યા છે. પણ પાત્રાલેખનમાં એમણે સારી એવી સફળતા મેળવી છે. બીજા ભાગમાં શૈબ્યાનું પાત્ર આલેખીને એક બીજી મંજરી આપવાની સફળતા મેળવી છે.

કંસ સેનાપતિ બનીને જરાસંધ સામે લડવા જઈને કેવી રીતે એનો જમાઈ બની પાછો આવે છે, એણે નીમેલા મંત્રીઓ બધા અસુરો છે. એમાં બકાસુર મુખ્ય છે. તેની સાથે કેશી ધેનુક, અરિત, શંખચૂડ, તૃણાવર્ત અને આઘાસુર છે. આ મંત્રીઓ જ એમનાં રાક્ષસી લક્ષણો સાથે વ્રજમાં જાય છે અને કંસના આદેશનું પાલન કરવા પ્રયત્ન કરે છે. એ પાલન માન-વીય શક્તિની મર્યાદામાં રહીને થાય છે ખરું? જોઈએ.

પૂતના વિશે વિષ્ણુદેવભાઈ જણાવે છે કે બકાસુરની બહેન હતી. ભાઈએ બહેનને આજ્ઞા આપી અને એ સોળ વર્ષની સુંદરીનું રૂપ ધારણ કરીને વ્રજભૂમિમાં પહોંચી ગઇ. જે બાળક નવાં જન્મેલ હતાં એમને ઝેર પાઈને મારી નાખ્યાં. એ રોહિણી અને યશોદા પાસે પહોંચી જાય અને બાળકને ખોળામાં લે છે. હવે આગળની ઘટના લેખકના શબ્દોમાં જોઈએ.

'નંદનો આ લાલ વ્રજભૂમિનાં બાળકો જેવો સાધારણ ન હતો. તેણે તો પૂતનાનાં પાએલ ઝેર ચૂસી લીધાં અને પછી તેના પ્રાણ ચૂસવા માંડ્યા. તેના શરીરની નાડીઓ ખેંચાવા લાગી. તેના વાનનું સૌન્દર્ય ઝાંખું પડી ગયું અને તેણે અસલી રાક્ષસરૂપ લીધું. તેની મહાકાયા પછડાઈને પૃથ્વી પર પડી, ત્યારે પણ આ બાળક તો તેની છાતી પર ખેલતો હતો.' (પૃ. ૭૫, કૃષ્ણ કથામૃત)

સ્પષ્ટ છે કે અહીં લૌકિક સાથે લેખકે અલૌકિક તત્ત્વોનો આધાર લીધો છે. મુનશીજીએ આ ઘટનાને બહુ વિસ્તારથી આલેખી છે અને માનવીય ભૂમિકાએ વાચકને વિશ્વાસમાં લેવા પ્રયત્ન કર્યો છે.

ગયા વર્ષે એક હિન્દી નાટક વાંચેલું. 'કથા એક કંસ કી.' લેખકે કંસની ક્રૂરતાને એના બાળપણના ઘડતર સાથે જોડી છે. એને બધા કાયર માને, કહે એમાંથી જાગેલી પ્રતિક્રિયારૂપે એ હિંસક બનતો જાય. એ નાટકમાં પૂતના એ કંસની પ્રેમિકા છે. એનો પ્રેમ એક નિષ્ઠ છે. તેથી એ કંસના હિતમાં બાળહત્યાનાં પાપ કરે છે. પણ કૃષ્ણને ખોળામાં લે છે ત્યાં જ એની પાપવૃત્તિ પલટાઈ જાય છે. બાળકોને મારવા એ સ્તન પર ઝેર લગાડતી. કૃષ્ણના રૂપથી ધન્ય થયેલી એ ઝેરની પડીકી પોતાના મોંમાં મૂકી દે છે અને સ્વેચ્છામૃત્યુ સ્વીકારી લે છે. એના આ મૃત્યુમાં કૃષ્ણ નિમિત્ત પણ વિધેયાત્મક રીતે બને છે. પૂતનામાં શુભ તત્ત્વ જાગે છે, બાળકના સૌંદર્ય પ્રત્યે એ સંવેદનશીલ બને છે. આ અર્થઘટન વધુ સર્જનાત્મક છે.

વિષ્ણુદેવભાઈ ચમત્કારોને બહુ ટાળી શક્યા નથી અને છતાં એમણે કૃષ્ણને માનવીય સંબંધોમાં સાચા મનુષ્ય તરીકે જોવા પ્રયત્ન કર્યો છે. એમનું આ પુસ્તક સૂચવે છે કે કૃષ્ણને કેવળ મનુષ્ય તરીકે આલેખવાનું કામ કેટલું અઘરું છે. જે લેખક અવતારવાદી ન હોય, સાંપ્રદાયિક ન હોય અને માત્ર આધ્યાત્મિક હોય એ મનુષ્ય કૃષ્ણને લોકનાયક તરીકે આલેખીને એમના વ્યક્તિત્વમાં વિકસી રહેલા દિવ્ય અંશ ચીંધી શકે. લોકનાયક કૃષ્ણ યોગેશ્વર બને છે એ એમના પોતાના પુરુષાર્થનું જ પરિણામ છે. પ્રાચીન સાહિત્યનો સ્વાધ્યાય વધતો જાય છે તેમ તેમ મારી આ માન્યતા પુષ્ટ થાય છે. સ્વસ્થતાપૂર્વક કર્મ કરી શકાય, સતત સક્રિય રહીને લોક હિત સાધી શકાય એ માટે જ શ્રીકૃષ્ણે ગીતાનો ઉપદેશ કર્યો છે અને ગીતા એ એમના પોતાના જીવનનો જ ઉપસંહાર છે.



# શબ્દતીર્થના ઘટે

—રાધેશ્યામ શર્મા

વેદાન્તમનીષિ શ્રી વિષ્ણુદેવ પંડિતની કલમ તમારાં કલ્પના ચક્ષુથી તીર્થાટનનો પુણ્યલાભ પ્રાપ્ત કર્યા વિના તમે રહી શકવાના નથી. અમૂલ્ય જ નહિ, એક અપૂર્વ તક તમારા માટે તો છે.

આ પુસ્તકનું મૂલ્ય, મુખ્ય બે કારણસર છે: એક તો, જેને યાત્રાસ્થાનોમાં જ જવાનો ઉત્સાહ છે તેમને માટે આ પ્રમાણભૂત વિરલ નકશાઓ સહિત એકમાત્ર ગાઈડ છે. અને બીજું, જેમને ભારતવર્ષના સાંસ્કૃતિક પ્રવાહનાં મૂળ અને વિકાસમાં યત્કિંચિત્ રસ છે. તેમને આ પુસ્તક પ્રેરણાદાયક રહેશે. એક સાહિત્યરસિક તરીકે મને આ પ્રસાદની એક બે વિલક્ષણતાઓ લાગી; તે તો એ કે લેખક બહુશ્રુત હોવા છતાં ઉપમાદિ અલંકારોનો ઉપયોગ બહુધા રાખે છે. ગ્રંથના આરંભમાં ભારતમાતાની ભાવમૂર્તિનું સુંદર રૂપક શેઠશ્રી ખંભાતવાળાના મુખે નોંધપાત્ર છે.

ધર્મશાસ્ત્રો અને પુરાણોમાંથી ઈતિહાસ, કિંવદન્તી, પ્રસિદ્ધ નિબંધ સાહિત્ય તેમ જ ભક્તિ સાહિત્યમાંથી વિવેકપૂર્ણ શ્લોકો સ્તોત્રો, પદો, કથાંશો, ઉતારીને તેની આજુબાજુ સાદી સીધી ભાષામાં ને ઠાવકી શૈલીમાં વિષયનું પ્રતિપાદન થયું છે. સામાન્યજનને શબ્દતીર્થના ઘાટે ઉતારવા તેમણે ગ્રંથનાયક શેઠ સાથે પ્રયોજેલી સંવાદશૈલી આ પ્રકારના ગુજરાતી સાહિત્યમાં કદાચ સર્વપ્રથમ છે. અને તેથી પંડિતજી અભિનંદનના અધિકારી છે.

સદ્‌ગુરુ કરતાં શિષ્ય સવાયા કેવી રીતે હોય છે, તેનો એક રસિક પ્રસંગ જાણવા જેવો છે. મારા પિતા પૂ. સીતારામ શર્માને તેમણે કાંઈક લાંબી યાત્રામાં સાથે આવવાનું પૂછ્યું હશે ત્યારે મારા પિતાએ કહેલું કે, 'મારે તો આમાં અડસઠેય તીર્થો આવી ગયાં.' ત્યારે મુ. માણેકલાલભાઈને થયું કે, હું પૂ. બાપુજીના પુત્ર જેવો જ છું. બાપનું કામ પુત્રે સહર્ષ ઉપાડી લેવું જોઈએ.' અને તેમણે યાત્રાઓ કર્યે જ રાખી. ગુરુએ જે ન કર્યું. તે શિષ્યે સવાઈ રીતે કર્યું અને તેનું જ સુફલ આ પુસ્તક છે.

❋



# વેદવાણીના ભગીરથ

—ડૉ. હસુ યાજ્ઞિક

ભાષા વિચારના માધ્યમ માટે વિચાર અને લાગણીનું અર્થાત્ 'ભાવ'નું માધ્યમ બને છે ત્યારે તે સાહિત્યિક ગદ્ય કે કવિતાની કોટિએ પહોંચી અ-ક્ષર બને છે. આ કાવ્યની પાછળ જ્યારે કોઈ એક યુગનું આર્ષદર્શન આવિષ્કૃત થાય અને કોઈ એક પ્રજાની પેઢી દર પેઢીની પરંપરાના પઠનનું તપ ઉમેરાય ત્યારે તે મંત્ર કોટિએ પહોંચે છે. આથી આપણા મંત્રો અને વેદસાહિત્યનાં સૂકતો એ આપણા ધર્મનાં અને સાહિત્યનાં ચિરંજીવ ઉત્તંગ શૃંગો છે. સમયના પરિવર્તનની સાથે જ ભાષા બદલાય છે અને સામાજિક પરિવેશમાં પરિવર્તન આવે છે ત્યારે તે સ્થિત્યંતરો અનુસાર કથાઓ અને આખ્યાયિકાઓ ભાષા અને નિરૂપણના ભેદે પરિવર્તન પામે છે. આવાં પરિવર્તનો થતાં કથા કે આખ્યાયિકાનું મૂળ હાર્દ ભાષાના પરિવર્તન છતાં બદલાતું નથી કેમકે તેમાં કથન અને 'કથયિતવ્ય 'पार्वती परमेश्वरौ इव ।' અવિયુક્ત હોતાં નથી. આથી ભાષાંતરે કે સ્વરૂપગત રૂપાંતરે આપણે તેનાં મૂળ કથયિતવ્ય, હાર્દ કે પ્રાણને ટકાવી રાખી શકીએ છીએ. દૃષ્ટાંત તરીકે ઋગ્વેદનાં દશમ મંડળમાં આવતાં યમ-યમી અને પુરૂરવા-ઉર્વશીનાં કથાનકો. આ અને આવાં અન્ય કથાનકોની પરંપરા-કથન કે નિરૂપણ ભેદે વેદોત્તર બ્રાહ્મણગ્રંથાદિ સાહિત્યમાં આવ્યાં છે અને પ્રશિષ્ટ કાળનાં નાટક જેવાં સ્વરૂપોમાં પણ વિકસતાં રહ્યાં છે. એ પૈકી કેટલાંક કથાનકો તો આધુનિક સાહિત્યમાં પણ અર્ધદર્શનોનાં પ્રતીક તરીકે પણ ઉપયોગમાં લેવાયાં છે. યયાતિનાં, કથાનક પર મરાઠી ભાષામાં વિ. સ. ખાંડેકરે આધુનિક સ્વરૂપની નવલકથા રચી છે. તે જ લેખકે ક્રૌંચ વધના વિભાવને વર્તમાન પરિસ્થિતિના સંદર્ભમાં વિચાર્યો છે. ગુજરાતની સહિત ભારતની લગભગ બધી જ ભાષાઓમાં આ રીતે વેદમાં આવતાં અને તે પછીના વેદોત્તર સાહિત્યનાં કથાનકો તેનાં મૂળ રૂપમાં કે તેનાં વિભાવનાના પ્રતીકાત્મક ઉપયોગ દ્વારા ભાષા ફેરે અને સાહિત્ય સ્વરૂપ ભેદે ઉપયોગમાં લીધાં છે. સત્યકામ જાબાલેની કથા તો નખશિખ સુંદર, કલાત્મક, આધુનિક ટૂંકી વાર્તા. વર્તમાન પરિસ્થિતિના સંદર્ભમાં તેનો કલાત્મક વિનિયોગ 'સત્યકામ' નામના ચલચિત્રમાં પણ થયેલો છે.

આમ વેદના અને વેદોત્તર સાહિત્યનાં કથાનકોને આપણે ભાષાંતરે અને સ્વરૂપાંતરે આજ સુધી વિવિધ પ્રકારે જીવંત રાખ્યાં છે, પરંતુ વેદના જે મૂળ મંત્રરૂપ સૂકતો છે તેને આમ રૂપાંતરે કે ભાષાફેરે ઉતારી શકીએ તેમ નથી. વાર્તા સ્વરૂપના કોઈપણ પ્રકારને એક ભાષામાંથી બીજી ભાષામાં લઈ જવાનું શકય છે તેટલું કવિતાનું ભાષાંતર સહેલું નથી. સૂક્ત કે મંત્રકવિતા તો કાવ્ય કરતાં પણ વિશેષ પરિશુદ્ધ એવું સ્વરૂપ છે. એના ભાવ, ભાષા, અર્થ પરસ્પરમાં અનુસ્યૂત છે, અવિયુક્ત છે, ભામહ જે અર્થમાં शब्दार्थौ सहितौ काव्यम् કહે છે તે અર્થમાં જ આ મંત્રકવિતા પાર્વતી અને

પરમેશ્વરની જેમ અવિયુક્ત છે. આથી આ પ્રકારમાં ભાષાથી ભાવને કે ભાવથી ભાષાને જુદાં કરી ન શકાય.

આથી પ્રશ્ન એ રહે કે વેદથી શરૂ થયેલા આપણા કથાનકો અને આખ્યાયિકાઓના પ્રાણને આપણે સંસ્કૃત નહીં સમજતા વર્ગ સુધી લાવી શકયા, પરંતુ તેના અદ્દભુત મંત્રોનું શું ? ભારતીય સંસ્કૃતિનો પ્રાણ અને યુગો જૂનો અનુભવનો અર્ક આપણા વેદના સૂક્તોમાં છે. એમાં પ્રકૃતિ છે, તેની રુદ્ર અને રમ્ય લીલાઓ છે, દિવ્યતા અને ભવ્યતા છે આમ છતાં તે કેવળ પ્રકૃતિની કવિતા જ નથી. એથી પણ કશુંક વિશેષ એમાં રહેલું છે, ઇશ્વરની અકળ લીલાનું તેમાં નિરૂપણ છે, જીવ, જીવન અને જગતનું સર્વાશ્લેષી જ્ઞાન છે, પરંતુ તે માત્ર બોધવચનો નથી. કેવળ ઇશ્વરની અદ્દભુત લીલા કે નથી કેવળ જ્ઞાન અને ઉપદેશ. આ બધું તેમાં છે તે ઉપરાંત પણ વિશેષ 'કશુંક' આ મંત્રોમાં રહેલું તે 'કશુંક' ઇશ્વરની જેમ જ અકળ અને અવ્યાખ્યેય છે. એની પ્રતીતિ માણસ કરી શકે છે, વ્યાખ્યા, વર્ણન કે કથન નહીં. આ પરિસ્થિતિમાં આચાર્ય શ્રી વિષ્ણુદેવ પંડિતે ચારેય વેદોનાં ભાષ્યોને મૌલિક પ્રકારનાં આલેખન દ્વારા ગુજરાતી ભાષામાં પ્રગટ કર્યાં છે. વેદનું નામ પડતાં જ કયારેક કોઈ અપરિચિતને પોતે જેને સમજી ન શકે કે પચાવી ન શકે એવા વિષયનો બોધ થતો હોય છે. હકીકતે વેદ નથી જ્ઞાનનો ઉઠાવી ન શકાય તેવો બોજ કે નથી કોઈ અકળ અઘરો વિષય, વેદ છે આપણી સંસ્કૃતિનો શ્વાસોચ્છ્વાસ, પરમ આનંદ અને સૌંદર્યનું મૂળ રૂપ. આથી તેના માત્ર કથાનકો જ નહીં, પરંતુ મૂળ મંત્રોનાં સૂક્તો પણ કાવ્યનું રસદર્શન કરાવીને કાવ્યને આસ્વાદ્ય બનાવી શકાય છે તેમ વેદ અને તેનાં સૂક્તોને વિવરણ આદિથી સર્વગમ્ય બનાવી શકાય છે. આ દિશામાં આચાર્ય શ્રી વિષ્ણુદેવ પંડિતનું કાર્ય ગુજરાતી ભાષા અને પ્રજા માટે બહુ મૂલ્ય બની રહે છે.

પંડિતજીને પ્રત્યક્ષ મળવાનો અલ્પ પણ યોગ જેમને મળે તેમને તેમના વેદ જ્ઞાનનો વેદને સરળ, સમ્યક્ અને સૌંદર્યના અનુભવની કક્ષાનો સર્વગમ્ય બનાવવાની શક્તિનો પરિચય મળી રહે છે. કોઈપણ વિષયની વાત કરો કે પ્રત્યુત્તરમાં પંડિતજીની લય મધુર વાણીમાં કોઈ વેદ સૂક્ત સરે છે અને તે અનુષંગે તેઓ તે મંત્રના અર્થ અને રહસ્ય બન્નેને પ્રગટ કરે છે, શ્રવણ મધુર, લયયુક્ત સૂક્તમાં કેટકેટલા અર્થો, ભાવો અને રહસ્યો છુપાયેલાં છે તેનું જ્ઞાન થાય છે. શબ્દની પાસે તો અભિધા, લક્ષણા અને વ્યંજના એ ત્રણ શક્તિ છે, તેના અર્થને અલંકાર સમૃદ્ધ વિવિધ અર્થ અને તાત્પર્ય છે, પરંતુ સૂક્તનો જ્યાં સંબંધ છે ત્યાં અભિધા, લક્ષણા અને વ્યંજના તથા તાત્પર્ય એ ચાર ઉપરાંત પણ કોઈ જુદી જ પાંચમી શક્તિ પણ પ્રતીત કરીએ છીએ. માત્ર શબ્દાર્થ જ નહીં, તે ઉપરાંત પણ વિશેષ કશુંક આ વેદવાણીમાં રહેલું છે. વેદવાણીના આ તત્ત્વોને પંડિતજીએ ગુજરાતીમાં પ્રગટ કરવાનું કાર્ય હાથ ધર્યું છે.

પંડિતજી વેદ સાહિત્યને કુલ બાર ગ્રંથોમાં ગુજરાતીમાં ઉતારવાના ભગીરથ પ્રયાસમાં છેલ્લા ચારેક વર્ષથી પ્રવૃત્ત છે. યજુર્વેદ, અથર્વવેદ, ઋગ્વેદ અને સમાવેદ એ ચારે વેદોના ભાષા–ભાષ્યના ત્રણ ત્રણ એમ કુલ બાર ગ્રંથની શ્રેણીમાં તેઓ વેદવાણીને ગુજરાતીમાં ઊતારે છે. યજુર્વેદ શતપથ ભાષ્યનો પ્રથમ ગ્રંથ આઠસો પૃષ્ઠમાં

( અનુ. ૨૦ મે પાને )

# મહામૂલી સંસ્કારવેલ

—ભોગીલાલ ગાંધી

"ત્યાં રાજા નથી અને રાજ્ય પણ નથી. ત્યાં કોઈ અપરાધી નથી, જેને દંડ દેવો પડે, પછી દંડ દેનાર કે શાસન કરનાર શાનો હોય?" આ એક વાક્ય જ રાજ્યશાસનની એક મૂળભૂત સમસ્યા 'રાજય–શાસન'ના ઉદ્‌ભવ ઉપર સ્પષ્ટ છે; જે સમાજમાં બધાં પ્રજાજનો હોય અને બધાં પોતપોતાના કર્તવ્ય–ધર્મ પાળતાં હોય, પરસ્પરનાં હિત સાધતાં હોય, બલ્કે જ્યાં વર્ગ–વર્ણમાં હિતોની અથડામણ જ ન હોય; ત્યાં દમન (coercion)ના સાધન સમા રાજ્ય-શાસનની આવશ્યકતા જ ન હોય, જે સમાજમાં ઊંચ-નીચનો ભાવ ન હોય, મન એક સરખાં, સંસ્કાર એક સરખા, કર્તવ્ય–કર્મોના વિભાગ સમજણપૂર્વક સાથ-સહકાર દ્વારા સેવા કાર્ય માટે હોય, ત્યાં પ્રાજ્ય (પ્રજા-રાજ્ય) જ સ્વાભાવિક ગણાય.

પરંતુ, રાજ્યવિહીન આદિ સમાજમાં પલટો આવ્યો. એક વિરાટ (વિશ્વ) માંથી વિશિષ્ટ રાષ્ટ્રો પેદા થયાં. સામ્રાજ્ય, ભૌજ્ય, સ્વારાજ્ય, વૈરાજ્ય, પારમેષ્ઠ્ય, રાજ્ય, મહારાજ્ય, આધિપત્ય વગેરે વિવિધ પ્રકારનાં શાસનોમાંથી સુવ્યસ્થિત એક-રાષ્ટ્ર (રાષ્ટ્ર)નો વિકાસ થયો.

આ સંઘ-સમાજ (રાષ્ટ્ર) માટે ત્રણ લક્ષણો પાયાનાં ગણાવાયેલ છેઃ સુમતિ, હૃદયશક્તિ અને ધ્યેયની સમાનતા. આવાં રાષ્ટ્રમાં વસતાં સર્વ પ્રજાજનોનાં હિત એક રીતે સચવાતાં, આથી જ તે લાંબા કાળ સુધી જીવંત રહીને સૌને પ્રેરણા અને શક્તિ આપતાં રહ્યાં એમ ઐતરેય બ્રાહ્મણ સૂચવે છે. (૮–૧૫)

રાષ્ટ્રની સાથે રાષ્ટ્રપતિ (પ્રજાપતિ-અધિપતિ)નું સ્થાન મહત્ત્વનું બન્યું. પરંતુ "મૂળભૂત આધારિત" તો પ્રજાજનોએ ધારણ કરેલા હતા; એની સાક્ષી યજુર્વેદ અને અથર્વવેદ પૂરે છે. અને આ પ્રજાપતિનું કર્તવ્ય સૌનાં કલ્યાણ અને સંરક્ષણ સાધે, સૌનાં મન રાજી રાખી પુષ્ટિપતિ બનીને પ્રજાને સુપુષ્ટ બનાવે એ જોવાનું હતું. આવા આ પ્રજાપતિએ મનસ્વી રીતે વર્તવાનું ન હતું. સમાજ પોતે જ વિરાટ પુરુષ હતો. તેના પ્રતિનિધિઓની સભા-સમિતિ સાથે વિચાર-વિમર્શ કરીને જ રાષ્ટ્રપતિએ કર્તવ્ય બજાવવાનું હતું. એટલું જ નહીં, પ્રજાજનોના સહકારથી પ્રાપ્ત સંપત્તિનાથ પ્રથમ અધિકારી પ્રજાજનો હતા, રાષ્ટ્રપતિનો અધિકાર મર્યાદિત હતો.

'જે કોઈ પ્રજાપાલક પ્રજાજનોની પરિસ્થતિ જાણે છે; તેને જ બધી પ્રજાઓ અનુકૂળ રહીને વર્તે છે.' આમ કહીને ચીમકી પણ આપવામાં આવી છે કે પ્રજાપતિ પ્રજાજનોનાં હિત-કાર્ય કરવામાં સાવધાન રહે...

આવી ઉજ્જવળ પરંપરામાં વિસંવાદ જાગે, પ્રજાપતિના હાથે જ દૂષિત કાર્ય થઇ બેસે, તો શું? ઐતરેય બ્રાહ્મણ સ્પષ્ટ કહે છે (૩:૩૩):

"દુષ્ટકર્મી પ્રજાપતિનો વધ નહીં, કરવો જોઈએ." પરંતુ આવો વધ કરવાનો અધિકાર કોનો? ગમે તે પ્રજાજનનો નહીં, ટોળાંનોય નહીં, જે સભા અને સમિતિ રૂપી બે પુત્રીઓનો વિશ્વાસ ધરાવતો હોય, તે નવો 'દેવરૂપ પ્રજાપતિ' જ અધિકારી હોઈ શકે; જે રુદ્ર હોય કે ઇન્દ્ર હોય.

વૈદિક યુગમાં એક બીજું મહત્ત્વનું ચાવીરૂપ સ્થાન ધરાવનાર કોઈ હોય, તો તે 'પુરોહિત' છે. પ્રજાનાં બ્રહ્મ (બુદ્ધિનાં બલ અને વીર્ય)ને ધાર અપાવનાર, પ્રજાજનોનાં રાષ્ટ્રત્વનો તેજ આપનાર, વૈરીજનોને વેરવિખેર કરી એકતા સાધનાર કોઈ હોય તો તે પુરોહિત છે. (અથર્વવેદ ૩–૧૯). ટૂંકમાં, રાષ્ટ્રની અંદરની એકતા જાળવવામાં તે યુગના બુદ્ધિશાળી પુરુષ–પુરોહિતને શિરે ઘણું જવાબદારીનું કર્તવ્ય રહેલું છે.

રાષ્ટ્રનો ઉદ્‌ભવ, તેનાં લક્ષણો, રાજ્યશાસનનો ઉદ્‌ભવ તથા વિકાસ, શાસક અને શાસિત (સરકાર અને નાગરિક)ના અધિકારો, પરસ્પરનાં કર્તવ્યો તથા એ કર્તવ્યનું ઉલ્લંઘન થાય તેવી કટોકટીના પ્રસંગો અંગે આપણા આજના યુગમાં જે ચિંતન થઈ રહ્યું છે, તેની સરખામણીએ ત્રણ–સાડાત્રણ હજાર વર્ષ પૂર્વેના વૈદિક મુનિઓએ કરેલા ચિંતનમાં માર્ગદર્શક બની શકે એવું કૌવત પડેલું છે. બલ્કે, આજેય તેમાં 'અદ્યતન' ગણાવાની ક્ષમતા રહેલી છે, આ પુસ્તિકાનું મહત્ત્વ આ દૃષ્ટિએ ઘણું બધું છે.

વેદાચાર્ય સ્વ. શ્રી સાતવળેકરજીએ વૈદિક ચિંતનના ક્ષેત્રે ભગીરથ પુરુષાર્થ ખેડયો હતો. હવે, ગુજરાતની પ્રજા સમક્ષ તે સંભાર રસપ્રદ શૈલીમાં રજૂ કરીને લોક સંસ્કાર–સંવર્ધનનું ભગીરથ કાર્ય પંડિત વિષ્ણુદેવજીએ ઉપાડયું છે. વિષ્ણુદેવજીની વિશેષતા એ છે કે વૈદિક ચિંતનનાં સૂક્ષ્મ બીજ તેમના હૃદયમાં ઘણાં ઊંડાં રોપાયાં છે અને વર્ષો થયાં ભક્તિભાવે તેમણે તેનું અસ્ખલિત સિંચન કર્યું છે. તેમાંથી પાંગરીને પ્રફુલ્લેલી આ ગ્રંથ શ્રેણીરૂપી વેલ આપણી પ્રજાના સંસ્કાર સંવર્ધનમાં મહામૂલી બની રહેશે એવી મારી શ્રદ્ધા છે.

○ ○

---

વેદવાણીના ભગીરથ (અનુ. પાન ૧૮ થી ચાલુ)

માર્ચ ૮૩ માં પ્રગટ કર્યો અને ત્યાં સુધીમાં તો આ શ્રેણીના પાંચ ગ્રંથો આજ સુધી પ્રગટ થઈ ચૂકયા છે. બે વર્ષના ગાળામાં આટલા પૃષ્ઠોના માત્ર લેખન શ્રમનો જ વિચાર કરીએ તો પણ આશ્ચર્ય થાય છે, કેટલાક કલાકો સુધી સતત પંડિતજી ખળખળ વહેતાં ઝરણાંની ગતિથી લખતા હશે તેની કલ્પના પણ મુશ્કેલ છે. સામાન્ય રીતે આ પ્રકારનાં કાર્યો નિશ્ચિત સમયની મર્યાદામાં કયારેય પૂરાં થઈ શકતાં નથી, પરંતુ પંડિતજીએ સતત કાર્યરત રહી વર્ષવાર બબ્બે ગ્રંથો રચ્યા છે. સપ્તતિએ પહોંચેલા પંડિતજી જે સતત શ્રમ કરે છે તે વિશિષ્ટ પ્રકારનું એક સાંસ્કૃતિક કર્મનું સારસ્વત તપ છે. વેદવાણીની ગંગાને ગુજરાતીમાં લાવનાર આચાર્ય વિષ્ણુદેવ 'વેદવાણીના ભગીરથ છે. તેમને ઈશ્વર લાંબુ નિરામય આયુષ્ય અર્પે એવી શુભેચ્છા કરીએ, જેથી ગુર્જરી ગિરાની સેવા આ પ્રકારે તેઓશ્રી દ્વારા થતી રહે.

# આધ્યાત્મિક સ્વરૂપની ઝાંખી

—પ્રો. જેઠાલાલ ગો. શાહ

આ પુસ્તકના લેખક ભાઈશ્રી. વિષ્ણુદેવે શ્રીવલ્લભાચાર્યજીના સિદ્ધાન્તોને અનુસરીને સ્વતંત્ર રીતે આ પુસ્તક લખ્યું છે. તેમણે કાશીની સંસ્કૃતની ઉચ્ચ પરીક્ષાઓ પાસ કરેલી હોવાથી, ધર્મશાસ્ત્રોનું સારું વાચન કરેલું છે તેમજ મુંબઈ યુનિવર્સિટીની એમ. એ. ની પરીક્ષા ઉત્તીર્ણ કરીને વિશેષ યોગ્યતા પ્રાપ્ત કરી છે. આ પુસ્તક જગદ્‌ગુરુ શુદ્ધાદ્વૈતમતપ્રતિપાદક તથા પુષ્ટિમાર્ગના સ્થાપક આચાર્યશ્રી શ્રીવલ્લભાધીશના સિદ્ધાન્તો વિશેનું હોવાથી તેને યોગ્ય ન્યાય આપવાને માટે અભ્યાસની દૃષ્ટિએ જરૂરી સાંપ્રદાયિક ગ્રન્થોને વાંચી લીધા અને દરેકમાંથી ઉપયોગી નોંધ કરી અને તેનો ઉપયોગ આ પુસ્તકમાં તેમણે કર્યો, એટલે આ પુસ્તકની સાંપ્રદાયિક શૈલી માટે કંઈ ખાસ કહેવાનું રહેતું નથી. લેખકે પૂરતા પરિશ્રમથી આ પુસ્તક તૈયાર કર્યું છે, તે માટે તેમને અભિનંદન આપવું જોઈએ. આજે કે ભવિષ્યમાં તેઓ તેમના વૈષ્ણવી સાહિત્યના રસને વિશેષ પોષણ આપશે.

પુસ્તક ઉપરથી સૌ કોઈને સમજાશે કે, પુસ્તકને તેમણે ત્રણ વિભાગોમાં વહેંચી નાખ્યું છે. પ્રથમ વિભાગમાં શ્રીવલ્લભાચાર્યજીના જીવનમાંથી જુદા જુદા પ્રસંગો પસંદ કરીને લીધા છે. લેખકનો મુખ્ય ઉદ્દેશ આ પુસ્તકના 'નાયક' શ્રીવલ્લભાચાર્યજી તથા તેમના સિદ્ધાન્તો વિશે જેમ બને તેમ ટૂંકમાં અને સાદી ભાષામાં જેટલી માહિતી આપી શકાય, તેટલી આપવાનો છે. આથી કેટલેક સ્થળે પ્રસંગોને તેમણે ટૂંકાવી દીધા છે. જીવનચરિત્ર વિભાગનાં આઠ પ્રકરણોમાં શ્રીવલ્લભાધીશના જીવનની સળંગ કથા તેમણે આલેખી છે. તે પ્રયત્ન વિહંગાવલોકન જેવો છે; છતાં તેમાં તેમણે સફળતા પ્રાપ્ત કરી છે, એમ કહેવાય.

પ્રકરણ નવમાં શ્રીગોપીનાથજી, શ્રીવિઠ્ઠલેશજી, તથા ત્યાર પછીના સંપ્રદાયના વિદ્વાન ગોસ્વામી બાળકો જેમકે શ્રીપુરુષોત્તમજી, શ્રીગિરિધરજી, શ્રીયોગી ગોપેશ્વરજી; શ્રીહરિરાયજીની કૃતિઓનો પરિચય કરાવ્યો છે. પ્રકરણ દશમામાં શ્રીવલ્લભાચાર્યજીના અન્તરંગ ભક્તકવિઓ સૂરદાસ, પરમાનંદદાસ, કુંભનદાસ તથા કૃષ્ણદાસનો અલ્પ પરિચય કરાવ્યો છે. અને પ્રકરણ અગિઆરમામાં ભારતવર્ષમાં આવેલી શ્રીઆચાર્યજીની ૮૪ બેઠકોનાં નામની યાદી આપી છે. વિભાગ બીજાનું મથાળું 'શુદ્ધાદ્વૈત વેદાન્ત' રાખ્યું છે. તેમાં શ્રીઆચાર્યશ્રીના તત્ત્વજ્ઞાનના વિષયને રજૂ કર્યો છે. શ્રીવલ્લભાધીશનું તત્ત્વજ્ઞાન શુદ્ધાદ્વૈત કહેવાય છે; તે શા માટે શુદ્ધાદ્વૈત કહેવાય છે? તેમાં જીવનું સ્વરૂપ શું? તેમાં જગત વિશેની શી માન્યતા છે.? તેમાં બ્રહ્મના સ્વરૂપ વિશે શું કહેવામાં આવ્યું છે. તથા મોક્ષ વિશે કેવી રીતે વિચારવામાં આવ્યું છે;—તેમજ તેમાં પ્રમાણશાસ્ત્રો કયાં? બધા પ્રશ્નોને ટૂંકમાં છણ્યા છે તે સાથે ભારતવર્ષના અન્ય આચાર્યોના તત્ત્વજ્ઞાન

"દુષ્ટકર્મી પ્રજાપતિનો વધ નહીં, કરવો જાઈએ." પરંતુ આવો વધ કરવાનો અધિકાર કોનો ? ગમે તે પ્રજાજનનો નહીં, ટોળાંનોય નહીં, જે સભા અને સમિતિ રૂપી બે પુત્રીઓનો વિશ્વાસ ધરાવતો હોય, તે નવો 'દેવરૂપ પ્રજાપતિ' જ અધિકારી હોઈ શકે; જે રુદ્ર હોય કે ઇન્દ્ર હોય.

વૈદિક યુગમાં એક બીજું મહત્ત્વનું ચાવીરૂપ સ્થાન ધરાવનાર કોઈ હોય, તો તે 'પુરોહિત' છે. પ્રજાનાં બ્રહ્મ (બુદ્ધિનાં બલ અને વીર્ય)ને ધાર અપાવનાર, પ્રજાજનોનાં રાષ્ટ્રત્વનો તેજ આપનાર, વૈરીજનોને વેરવિખેર કરી એકતા સાધનાર કોઈ હોય તો તે પુરોહિત છે. (અથર્વવેદ ૩–૧૯). ટૂકંમાં, રાષ્ટ્રની અંદરની એકતા જાળવવામાં તે યુગના બુદ્ધિશાળી પુરુષ–પુરોહિતને શિરે ઘણું જવાબદારીનું કર્તવ્ય રહેલું છે.

રાષ્ટ્રનો ઉદ્ભવ, તેનાં લક્ષણો, રાજ્યશાસનનો ઉદ્ભવ તથા વિકાસ, શાસક અને શાસિત (સરકાર અને નાગરિક)ના અધિકારો, પરસ્પરનાં કર્તવ્યો તથા એ કર્તવ્યનું ઉલ્લંઘન થાય તેવી કટોકટીના પ્રસંગો અંગે આપણા આજના યુગમાં જે ચિંતન થઈ રહ્યું છે, તેની સરખામણીએ ત્રણ–સાડાત્રણ હજાર વર્ષ પૂર્વેના વૈદિક મુનિઓએ કરેલા ચિંતનમાં માર્ગદર્શક બની શકે એવું કૌવત પડેલું છે. બલ્કે, આજેય તેમાં 'અદ્યતન' ગણાવાની ક્ષમતા રહેલી છે, આ પુસ્તિકાનું મહત્ત્વ આ દૃષ્ટિએ ઘણું બધું છે.

વેદાચાર્ય સ્વ. શ્રી સાતવળેકરજીએ વૈદિક ચિંતનના ક્ષેત્રે ભગીરથ પુરુષાર્થ ખેડયો હતો. હવે, ગુજરાતની પ્રજા સમક્ષ તે સંભાર રસપ્રદ શૈલીમાં રજૂ કરીને લોક સંસ્કાર–સંવર્ધનનું ભગીરથ કાર્ય પંડિત વિષ્ણુદેવજીએ ઉપાડયું છે. વિષ્ણુદેવજીની વિશેષતા એ છે કે વૈદિક ચિંતનનાં સૂક્ષ્મ બીજ તેમના હૃદયમાં ઘણાં ઊંડાં રોપાયાં છે અને વર્ષો થયાં ભક્તિભાવે તેમણે તેનું અસ્ખલિત સિંચન કર્યું છે. તેમાંથી પાંગરીને પ્રફુલ્લેલી આ ગ્રંથ શ્રેણીરૂપી વેલ આપણી પ્રજાના સંસ્કાર સંવર્ધનમાં મહામૂલી બની રહેશે એવી મારી શ્રદ્ધા છે.

○ ○

---

વેદવાણીના ભગીરથ ( અનુ. પાન ૧૮ થી ચાલુ )

માર્ચ ૮૩ માં પ્રગટ કર્યો અને ત્યાં સુધીમાં તો આ શ્રેણીના પાંચ ગ્રંથો આજ સુધી પ્રગટ થઈ ચૂકયા છે. બે વર્ષના ગાળામાં આટલા પૃષ્ઠોના માત્ર લેખન શ્રમનો જ વિચાર કરીએ તો પણ આશ્ચર્ય થાય છે, કેટલાક કલાકો સુધી સતત પંડિતજી ખળખળ વહેતાં ઝરણાંની ગતિથી લખતા હશે તેની કલ્પના પણ મુશ્કેલ છે. સામાન્ય રીતે આ પ્રકારનાં કાર્યો નિશ્ચિત સમયની મર્યાદામાં ક્યારેય પૂરાં થઈ શકતાં નથી, પરંતુ પંડિતજીએ સતત કાર્યરત રહી વર્ષવાર બબ્બે ગ્રંથો રચ્યા છે. સપ્તતિએ પહોંચેલા પંડિતજી જે સતત શ્રમ કરે છે તે વિશિષ્ટ પ્રકારનું એક સાંસ્કૃતિક કર્મનું સારસ્વત તપ છે. વેદવાણીની ગંગાને ગુજરાતીમાં લાવનાર આચાર્ય વિષ્ણુદેવ વેદવાણીના ભગીરથ છે. તેમને ઈશ્વર લાંબુ નિરામય આયુષ્ય અર્પે એવી શુભેચ્છા કરીએ, જેથી ગુર્જરી ગિરાની સેવા આ પ્રકારે તેઓશ્રી દ્વારા થતી રહે.

# આધ્યાત્મિક સ્વરૂપની ઝાંખી

—પ્રો. જેઠાલાલ ગો. શાહ

આ પુસ્તકના લેખક ભાઈશ્રી. વિષ્ણુદેવે શ્રીવલ્લભાચાર્યજીના સિદ્ધાન્તોને અનુસરીને સ્વતંત્ર રીતે આ પુસ્તક લખ્યું છે. તેમણે કાશીની સંસ્કૃતની ઉચ્ચ પરીક્ષાઓ પાસ કરેલી હોવાથી, ધર્મશાસ્ત્રોનું સારું વાચન કરેલું છે તેમજ મુંબઈ યુનિવર્સિટીની એમ. એ. ની પરીક્ષા ઉત્તીર્ણ કરીને વિશેષ યોગ્યતા પ્રાપ્ત કરી છે. આ પુસ્તક જગદ્ગુરુ શુદ્ધાદ્વૈતમતપ્રતિપાદક તથા પુષ્ટિમાર્ગના સ્થાપક આચાર્યશ્રી શ્રીવલ્લભાધીશના સિદ્ધાન્તો વિશેનું હોવાથી તેને યોગ્ય ન્યાય આપવાને માટે અભ્યાસની દૃષ્ટિએ જરૂરી સાંપ્રદાયિક ગ્રન્થોને વાંચી લીધા અને દરેકમાંથી ઉપયોગી નોંધ કરી અને તેનો ઉપયોગ આ પુસ્તકમાં તેમણે કર્યો, એટલે આ પુસ્તકની સાંપ્રદાયિક શૈલી માટે કંઈ ખાસ કહેવાનું રહેતું નથી. લેખકે પૂરતા પરિશ્રમથી આ પુસ્તક તૈયાર કર્યું છે, તે માટે તેમને અભિનંદન આપવું જોઈએ. આજે કે ભવિષ્યમાં તેઓ તેમના વૈષ્ણવી સાહિત્યના રસને વિશેષ પોષણ આપશે.

પુસ્તક ઉપરથી સૌ કોઈને સમજાશે કે, પુસ્તકને તેમણે ત્રણ વિભાગોમાં વહેંચી નાખ્યું છે. પ્રથમ વિભાગમાં શ્રીવલ્લભાચાર્યજીના જીવનમાંથી જુદા જુદા પ્રસંગો પસંદ કરીને લીધા છે. લેખકનો મુખ્ય ઉદ્દેશ આ પુસ્તકના 'નાયક' શ્રીવલ્લભાચાર્યજી તથા તેમના સિદ્ધાન્તો વિશે જેમ બને તેમ ટૂંકમાં અને સાદી ભાષામાં જેટલી માહિતી આપી શકાય, તેટલી આપવાનો છે. આથી કેટલેક સ્થળે પ્રસંગોને તેમણે ટૂંકાવી દીધા છે. જીવનચરિત્ર વિભાગનાં આઠ પ્રકરણોમાં શ્રીવલ્લભાધીશના જીવનની સળંગ કથા તેમણે આલેખી છે. તે પ્રયત્ન વિહંગાવલોકન જેવો છે; છતાં તેમાં તેમણે સફળતા પ્રાપ્ત કરી છે, એમ કહેવાય.

પ્રકરણ નવમાં શ્રીગોપીનાથજી, શ્રીવિઠ્ઠલેશજી, તથા ત્યાર પછીના સંપ્રદાયના વિદ્વાન ગોસ્વામી બાળકો જેમકે શ્રીપુરુષોત્તમજી, શ્રીગિરિધરજી, શ્રીયોગી ગોપેશ્વરજી; શ્રીહરિરાયજીની કૃતિઓનો પરિચય કરાવ્યો છે. પ્રકરણ દશમામાં શ્રીવલ્લભાચાર્યજીના અન્તરંગ ભક્તકવિઓ સૂરદાસ, પરમાનંદદાસ, કુંભનદાસ તથા કૃષ્ણદાસનો અલ્પ પરિચય કરાવ્યો છે. અને પ્રકરણ અગિઆરમામાં ભારતવર્ષમાં આવેલી શ્રીઆચાર્યજીની ૮૪ બેઠકોનાં નામની યાદી આપી છે. વિભાગ બીજાનું મથાળું 'શુદ્ધાદ્વૈત વેદાન્ત' રાખ્યું છે. તેમાં શ્રીઆચાર્યશ્રીના તત્ત્વજ્ઞાનના વિષયને રજૂ કર્યો છે. શ્રીવલ્લભાધીશનું તત્ત્વજ્ઞાન શુદ્ધાદ્વૈત કહેવાય છે; તે શા માટે શુદ્ધાદ્વૈત કહેવાય છે ? તેમાં જીવનું સ્વરૂપ શું ? તેમાં જગત વિશેની શી માન્યતા છે. ? તેમાં બ્રહ્મના સ્વરૂપ વિશે શું કહેવામાં આવ્યું છે. તથા મોક્ષ વિશે કેવી રીતે વિચારવામાં આવ્યું છે;—તેમજ તેમાં પ્રમાણશાસ્ત્રો કયાં ? બધા પ્રશ્નોને ટૂંકમાં છણ્યા છે; તે સાથે ભારતવર્ષના અન્ય આચાર્યોના તત્ત્વજ્ઞાનના

વિષયમાં રસ લેનારને તેમાં જરૂરી આનંદ પડશે. લેખકની શૈલી સરળ હોવાથી; તત્ત્વજ્ઞાનના વિષયને પણ તેઓ આકર્ષક બનાવી શકે છે.

વિભાગ ત્રીજામા શ્રીમદાચાર્યચરણના ભક્તિ વિશેના સિદ્ધાંતો આપ્યા છે. આ મોટા ભાગે ભાગવતમાંથી લીધા છે અને 'ષોડશગ્રંથ' તથા 'તત્ત્વદીપનિબંધ'નાં અવતરણોથી તેનું સમર્થન કર્યું છે, શ્રીમદાચાર્યચરણે પ્રતિપાદિત કરેલા એક-એક સિદ્ધાન્તને લઈને લેખકે અહીયાં તેને સરળ ભાષામાં સમજાવ્યો છે. લેખકનો ભાગવતનો અભ્યાસ ઘણો સારો છે. તે આ વિભાગ વાંચવાથી સમજાશે. ટૂંકમાં વિભાગ પહેલામાં શ્રીમદાચાર્યચરણના બાહ્ય સ્વરૂપનું વર્ણન કરેલું હોવાથી આચાર્યશ્રીનું સ્થૂલ સ્વરૂપ તેમાં દૃષ્ટિગોચર થાય છે. વિભાગ બીજો જ્ઞાનાત્મક અને વિભાગ ત્રીજો ભક્ત્યાત્મક હોવાથી, તે બન્નેય વિભાગોમાં શ્રીઆચાર્યશ્રીના આધ્યાત્મિક સ્વરૂપની ઝાંખી કરવામાં આવી છે. આચાર્યશ્રીનાં આ બે સ્વરૂપનાં નિરૂપણ પૂરતા લેખકે સફળતા મેળવી કહી શકાય. પણ પુષ્ટિસંપ્રદાયના અનુયાયીઓ 'શ્રીમદ્‌વલ્લભાચાર્યજી'ને કેવળ ધર્માચાર્ય તરીકે જ માનતા નથી. તેઓ તેમને સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્રની લીલારસના ભોકતા, સાક્ષાત પ્રભુના મુખારવિંદરૂપે માને છે. તેઓશ્રીનું એ આધિદૈવિક સ્વરૂપ ફક્ત અન્તરંગ ભકતોને જ પ્રાપ્ત છે. આમ હોવાથી પુસ્તકમાં તે આલેખી શકયા નહિ. તે લૌકિક વાણીનો વિષય બની શકે નહિ. તેથી તેનું આલેખન અહીં નથી. એ રીતે નથી. એ રીતે ચિત્ર અધૂરું તો ગણાય. પણ તે સહેતુક અધૂરું રાખેલું છે.

સમાજ તથા ધર્મમાં પ્રવર્તતી જૂની હાનિકારક જડો ઊખેડી નાખીને તેને સ્થાને નવી રોપવા માટે, નિસ્તેજ બનેલી ભારતવર્ષની ધર્મવાટિકાને સુંદર બનાવવા માટે તેમનું પ્રાગટ્ય હતું. તેઓશ્રીએ જીવનમાં મીઠાશ આણી, સંન્યાસને બદલે ગૃહસ્થાશ્રમમાં રહીને પણ પ્રભુની પ્રાપ્તિ કરી શકાય છે; એવો આદેશ આપ્યો. ઇન્દ્રિયોનું કૃત્રિમ દમન કરવાને બદલે પ્રભુની સેવામાં તેનો વિનિયોગ પ્રભુપ્રીત્યર્થ થવો જોઈએ, તેવો ઉપદેશ આપીને લોપ પામતા ગૃહસ્થાશ્રમો અને કલાઓને તેઓશ્રીએ સજીવન કર્યાં. તેમણે અનેકનાં જીવન સુધાર્યાં; ધર્મનાં દ્વાર સ્ત્રી તથા શુદ્રોને માટે બંધ હતાં, તે તેમણે ખુલ્લાં કર્યાં. શાસ્ત્રોએ અને જનસમાજે અવગણેલી સ્રીજાતિને ભક્તિમાર્ગમાં અગ્રસ્થાન આપીને બહુમાન આપ્યું, પતિતોનો ઉદ્ધાર કર્યો. અનેક દુઃખીઓ, સંસારના વિવિધ તાપથી પીડાયેલા, સમાજના ત્રાસથી ચગદાયેલા મનુષ્યોને અભયદાન દીધું. પ્રત્યેક વ્યષ્ટિ અને સમષ્ટિમાં આનંદઘન પ્રેમસ્વરૂપ પ્રભુ જ વિરાજે છે; અનેક એવી ઉપનિષદની વાણીનું રહસ્ય સંસારયાત્રીઓને શ્રી વલ્લભાચાર્યજીએ સમજાવ્યું છે.

આર્યાવર્તના તે પરમ જ્યોતિર્ધર, નિષ્કામ પ્રેમભક્તિરસ માર્ગના વિધાયક, પ્રેમભક્તિનું પુષ્ટિપીયૂષ ભક્તજનને પાનાર વૈશ્વાનરસ્વરૂપ શ્રીવલ્લભાચાર્યજીને હજારો વંદના કરીને 'આમુખ' પૂરો કરું છું.



# વિશાળ મૌલિક રચનાઓ

—પ્રો. જી. એન. વૈજાપુરકર

ભારતના જનજીવનનો પાયો યજ્ઞ છે. એ યજ્ઞના રૂપને રજૂ કરવા માટે ચારેય વેદોના એક ઉદ્દેશ જોવાને મળે છે : યજુર્વેદ તેના કર્મની રૂપરેખા રજૂ કરે છે. તેમાંના દેવોની સ્તુતિ (શંસન) ઋગ્વેદ અને સામવેદ દેવને રાજી કરવાનાં ગાનો-સ્તોત્રની રજુઆત કરે છે. તેમાં ક્યાંક ઘટવધ થાય કે કોઈ ક્ષતિ રહી જાય; તેને સાક્ષી તરીકે જોઈ, દૂર કરવાનું કામ અથર્વવેદનું છે. ભૌતિક વિજ્ઞાનની જેમજ યજ્ઞના અધ્યાત્મ વિજ્ઞાનમાં જરા સરખી ક્ષતિ થાય, તો પ્રયોગ સફળ ન થાય; એ ખાસ જોવાનું છે.

આમ ચારેય વેદો યજ્ઞ કાર્યમાં એકમેકના પૂરક બની રહે છે. તેમાંય સામવેદની ગાનવિદ્યા સરસ સુરેખ સ્વરનાં મંડાણ કરી, સામાન્ય જનનાં મનને પણ આકર્ષે છે, જણાવ્યું છે કે; सद्यः फलति गान्धारी । આને કારણે તો ભગવાને પોતાની વિભૂતિઓમાં સામવેદની ગણના કરી છે.

સમસ્ત વેદ-વાઙ્મયના ચિરઅભ્યાસીઓ અને સંશોધક ગુજરાત રત્ન શ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિતજીએ આપણી સંસ્કૃતિની ચેતનાને ફેલાવનાર વેદોનો પરિચય આપવાનું કાર્ય શરૂ કર્યું છે. તેમનો આ ઉપક્રમ જન સાધારણને સુગમ સરળ ભાષામાં મૂકાયો છે, તે એક મહાન અને સર્વથા નવીન પ્રયોગ છે. આમ વિશાળ વેદ-વાઙ્મયને જનતાની ભાષામાં રજૂ કરી; તેમાં છૂપાયેલાં બહુમૂલ્ય રત્નો, હીરા, માણેક વગેરે જનતા જનાર્દનને ભેટ આપવાનું મહાન કાર્ય વિદ્યા-વાચસ્પતિ સ્વ. શ્રીપાદ દામોદર સાતવળેકરજીએ કરેલું છે, તેને ભારતની સમસ્ત જનતા અને વૈદિક સમાજ કદી ભૂલે એમ નથી..

આજના સુકોમળ મતિવાળા જનને તો તે અમૃત રસના સરસ સારરૂપ દોહન પીરસવામાં આવે, તો તે સુવાચ્ય બને; તેનાં પાન કરી, હૃષ્ટપુષ્ટ બની, સાતવળેકરજીએ પ્રવાહિત કરેલી વેદ-વાઙ્મયની સરિતામાં જીવન નૈયાને પાર કરી શકાય એમ છે. આ એક ભગવાનનો સંકેત જ ગણવો જોઈએ, કે જેમનો જન્મ મહારાષ્ટ્રમાં થયો, તે વૈદિક મનીષિએ પોતાના આ પ્રયત્નને ગુજરાતની રસાળ વસુંધરા તરફ વાળી દીધો અને ત્યાં જ તેમણે જ્ઞાનસત્ર જીવનભર ચાલુ રાખ્યું; તેના ફલસ્વરૂપે જ આચાર્યશ્રી વિષ્ણુદેવ પંડિતજી આ સરસ સારગ્રાહી શૈલીમાં વેદપરિચય કરાવી રહ્યા છે.

સામ સંહિતા કહો કે આર્ચિક સંહિતા, તેમાં સામગાનોની બાંધણી માટે મૂળ યોનિ-ઋચાઓનાં સંકલન છે. એક એક ઋચા પર ગાન મંડાય, તે પ્રકારનાં ગાનો ગેયગાન અને આરણ્યક ગાનની સહિતાઓમાં સંકલિત છે. તે પછી ત્રણ ત્રણ ઋચાઓ પર ગાન મંડાય; તે ગાનો ઊહ અને ઊહ્ય ગાનની સંહિતાઓમાં સંકલિત છે.

શ્રી વિષ્ણુદેવ પંડિતજીએ આ બધાં પ્રકારનાં ગાનોના આધાર લઈ, વિસ્તારથી વિવેચન કરેલાં છે. સ્વરોની રચના, જીવનમાં સ્વરોનાં સ્થાન,

ગાનોનાં દર્શન, ગાંધાર ઋષભ વગેરે સ્વરોનાં સ્વરૂપ વગેરેની રજૂઆત કરી; એકાહ, અહીન અને સત્ર એ ત્રણ મુખ્ય સોમયાગો વિષે પ્રાચીન મહર્ષિઓએ જે વિચારણા કરી છે, તેને અહીં પંડિતજીએ સરસ મધુર શૈલીમાં મૂર્ત કરી છે.

મુસ્લિમ કાળની હિંદુસ્તાની ગાયકીને આજે સંગીતશાસ્ત્રના હિમ શિખરે રહેલી માનનારા વિદ્વાનોને પંડિતજીએ આ ગાંધારગાન તરફ આકૃષ્ટ કર્યા છે; એટલું જ નહિ, પરંતુ ભારત દેશની મૌલિક સંગીત પદ્ધતિની ભેટ આપીને, તેની સાત્ત્વિક ઉપયોગિતા સંપાદિત કરવા માટે આમંત્રણ પાઠવ્યું છે આશા છે કે, પંડિત વિષ્ણુદેવજીના આ સંકેત પર સંગીતશાસ્ત્રીઓ ધ્યાન આપશે; કારણ કે ગુજરાતની વસુંધરાએ ગાંધર્વ ઉપવેદની માતા સમી આ ગાન પરંપરાને આજે પણ પોતાના ચિરંતન સ્વરૂપમાં સુરક્ષિત રાખવાનું ઘણું મોટું ગૌરવ પ્રાપ્ત કર્યું છે; તેનો નિર્દેશ કરતાં વૈદિક સમ્રાટ સાતવળેકરજીએ જણાવ્યું છે કે, 'સામવેદની રક્ષા ગુજરાતે અધિક કરી છે. સામવેદના જેટલા સુંદર પાઠકર્તા ગુજરાતમાં છે, છેટલા તો કાશી છોડીને બીજે ક્યાંય મળતા નથી.'

આમ તો પંડિતજીનો ઉદ્દેશ વેદના સંહિતા ભાગનો પરિચય કરાવવાનો હોય, એમ આ પુસ્તિકાઓ જોતાં જણાય છે; એ સંહિતાઓના મંત્રોનાં વ્યાખ્યાન બ્રાહ્મણ ગ્રંથો, આરણ્યકો અને ઉપનિષદોમાં પણ સ્વારસ્ય સાથે મળી આવે છે, એ કારણે તેમણે અહીં વિવેચના પ્રસંગો છોડી દીધા નથી.

તેમાંય સામવેદના 'છાંદોગ્ય બ્રાહ્મણ'નો વિષય બીજા બ્રાહ્મણગ્રંથો કરતાં જુદો પડે છે. અહીં ગૃહ્યકર્મ સાથે સંગત મંત્રો જોવાને મળે છે, જે અત્યંત સંગત અને નિયમબદ્ધ છે. આ પ્રકારના મંત્રો વેદની મૂળ સંહિતાઓમાં ક્રમબદ્ધ જોવાને મળતા નથી. એ રીતે આ ગ્રંથ સામવેદની ગૃહ્ય સંહિતા ગણાય. એના વિષયોને ધ્યાનમાં લઈ, પંડિતજીએ મંત્ર સંહિતાનો પરિચય આપવાનું ગોઠવ્યું છે.

સરળ, સુબોધ અને ઉપન્યાસ–કથાનક શૈલીમાં શાસ્ત્રનાં ગૂઢ રહસ્યોને પ્રગટ કરવામાં શ્રી વિષ્ણુદેવ પંડિત ખરેખર એક સિદ્ધ હસ્ત લેખક ગણી શકાય. વિશેષે કરીને ગૃહસ્થજનો માટે આ પાંચમી પુસ્તિકા સંગ્રહણીય બની રહેશે. એમાં નિર્દિષ્ટ વિધાન પ્રમાણે ગૃહસ્થ પોતાના જીવનને દોરી જાય, તો તે દિવ્યજીવનના માર્ગે પ્રગતિ સાધી શકશે.

વૈદિક વાઙ્મયનો પરિચય કરાવતી પંડિતજીની આ વિશાળ મૌલિક રચનાએ ગુજરાતી સાહિત્યના ભંડારને સાચે જ સંપન્ન બનાવ્યો છે, એ માટે ગુર્જર સમાજ તો તેમનો વિશેષ આભારી રહેશે જ. હૃદયથી અમારી પણ આ ભાવના છે કે રાષ્ટ્રભાષા હિન્દીના પ્રેમીજનો પંડિતજીના આ વિશાલ અદ્યતનીય વૈદિકવાઙ્મયનું શીઘ્રાતિશીઘ્ર હિન્દીકરણ કરાવી, રાષ્ટ્રભાષાના ભંડારને પણ ભરપૂર કરવામાં પૂર્ણ ધ્યાન આપશે. જેથી ભારતીય પ્રાચીનકાલના આદર્શ ગૃહસ્થ જીવનનું ભવ્ય દર્શન દેશ અને વિદેશની જનતાને પ્રાપ્ત થાય, જેને પોતાના જીવનમાં ઉતારી તેને દિવ્ય-જીવન બનાવી લે, એવી ભાવના.

આ દૃષ્ટિએ તો વિશેષ રાષ્ટ્રિય અને આન્તર રાષ્ટ્રિય મહત્ત્વ ધરાવતા આ અભિક્રમ માટે તો શ્રી વિષ્ણુદેવ પંડિતનો ફરીથી આભાર દર્શાવી, લેખનીને વિરામ આપીએ છીએ.

# વેદ સેવાનું ભગીરથ કાર્ય

—ડૉ. ભગવતીપ્રસાદ પંડયા

—શ્રી પં. બાલકૃષ્ણ પંચોલી

ભારતનું વેદ સાહિત્ય એ તો ભારતીય સંસ્કૃતિનો પ્રાચીનતમ ભંડાર છે. ઋગ, યજુ, સામ અને અથર્વવેદ એ ચાર વેદોમાંથી અથ-ર્વવેદ એ ચાર વેદોમાંથી અથર્વવેદની વિશેષતા એ છે કે, તેમાં બતાવેલ કર્મોનું અનુષ્ઠાન આમુષ્મિક (પારલૌકિક) ફલને તો આપેજ છે. પણ સાથે સાથે આલૌકિક જીવનને પણ સુખ-મય બનાવે છે.

અથર્વવેદ માટે બ્રહ્મવેદ, અંગિરા વેદ કે, અથર્વાંગિરસ વેદ એવાં નામ પણ મળી આવે છે. અથર્વન તથા અંગિરસ ઋષિઓ દ્વારા આ વેદનું દર્શન થયેલું હોવાથી આનું અથર્વાં-ગિરસ નામ પણ પડેલું છે.

અથર્વ શબ્દની વ્યાખ્યા તથા વિવેચન નિરુક્ત (૧/૭/૨૩) તથા ગોપથ બ્રાહ્મણ (૧/૪)માં મળી આવે છે. વ્યાકરણની દૃષ્ટિએ અથર્વન્ પદના મૂળમાં થુર્વી ધાતુ હોવો જોઈએ. પાણિનીય ધાતુ પાઠમાં ભ્વાદિક પ્રથમ ગણના ધાતુપાઠમાં ઉર્વી, તુર્વી થુર્વી ધ્રુર્વી આદિ ધાતુઓ હિંસાર્થક બતાવ્યા છે. તેથી હિંસા કે કૌટિલ્યથી રહિત વ્યક્તિ વિશેષને 'અથર્વન' કહેવામાં આવે છે.

અથર્વવેદમાં ૨૦ કાંડ, ૭૩૧ સૂક્તો, ૫૯૮૭ મંત્રોનો સંગ્રહ છે. ભારતના પ્રાજ્ઞ માનવ સમાજમાં પ્રચલિત અનેક ધાર્મિક ક્રિયાઓ અથર્વવેદમાં મળી આવે છે. શત્રુઓ ઉપર વિજય માટે દીર્ઘ સમયથી થયેલા ક્લેશજનક રોગોના વિનાશ માટે, નવજાત બાળકો અને તેમની માતાઓને સંતાપ આપતાં ભૂતપ્રેતાદિ અનિષ્ટ તત્ત્વોનાં નિરસન માટે અનેક પ્રકારના આભિચારિક પ્રયોગો પણ અહીં આપવામાં આવ્યા છે. આ વેદમાં આવેલાં રોગ વિનાશક ભૈષજ્ય સૂક્તો, આયુષ્ય વર્ધક આયુષ્ય સૂક્તો, કૃષિ, અન્નનાં સંવર્ધન દ્વારા પુષ્ટિનું પ્રદાન કરનાર પૌષ્ટિક સૂક્તો, ચારિત્ર્યગત શિથિલતા કે વિધિહીન આચરણ, જ્ઞાત કે અજ્ઞાત અપરાધોથી તથા અપશુકનોથી થયેલા અનિષ્ટોને દૂર કરવા માટેનાં પ્રાયશ્ચિત્તીય સૂક્તો, પ્રેમ વિવાહના સંબંધમાં વશીકરણ સાથે સંબંધ ધરાવતાં સ્ત્રી સૂક્તો, દુશ્મનોને પરાજિત કરવા માટેનાં વિજય સૂક્તો, તદુપરાંત રથ, દુન્દુભિ આદિ સામરિક સાધનોનું નિરૂપણ કરતાં રાજકર્મ-સૂક્તો, ધરતી દેવીનું સ્તવન કરતાં પૃથ્વી સૂક્ત આદિથી અથર્વવેદ વિભૂષિત થયેલો છે.

જગતના પરમ તત્ત્વ પરમાત્મા પરબ્રહ્મનું, અને તેની સાથે સંબંધ ધરાવનાર દાર્શનિક તત્ત્વોનું પણ નિરૂપણ અથર્વવેદમાં બ્રહ્મણ્ય સૂક્તોમાં થયેલું છે. જગતના સમસ્ત પદાર્થોનું આશ્રય તથા અધિષ્ઠાન હોવાથી તે પરમતત્ત્વને સ્કમ્ભ (આધાર) એવું નામ અથર્વવેદ (૧૦/૭૮)માં આપવામાં આવેલું છે; તો દૃશ્ય પ્રપંચનો નિષેધ કરતાં જે તત્ત્વ બાકી રહે છે; તેને

'उच्छिष्ट' એવું નામ અથર્વવેદ (૧૧/૭)માં આપવામાં આવ્યું છે. આજ ઉચ્છિષ્ટ નેતિ બ્રહ્મસ્વરૂપે છે. જેથી સમસ્ત પદાર્થોની ઉત્પત્તિ થયેલી છે તેમ અથર્વ વેદ બતાવે છે (૧૧/૭/૨૪).

અથર્વવેદનાં નિગૂઢ તત્ત્વોને આચાર્ય શ્રી વિષ્ણુદેવજીએ આ ગ્રંથમાં વિશદ રીતે નિરૂપ્યાં છે. વેદ શાસ્ત્ર ભાસ્કર, વેદાન્તમનીષિ, વેદાન્તાચાર્ય, વ્યાકરણ તીર્થ, વ્યાખ્યાન દિવાકર, એમ. એ. આદિ પદવીઓથી વિભૂષિત આચાર્ય શ્રી વિષ્ણુદેવજીનો ગુજરાતને પરિચય આપવાનો હોય નહીં. શ્રી વિષ્ણુદેવજી પ્રકાંડ વિચારક અને સમર્થ ચિંતક છે. તેઓશ્રી વેદના તત્ત્વ ચિંતનમાં બહુજ લાંબા સમયથી ઓતપ્રોત થયેલા છે અને વેદોમાંથી નવીન અર્થનું નવનીત પ્રાપ્ત કરવા સતત પ્રયત્નશીલ છે. તેઓ શ્રીની વૈદુષ્યપૂર્ણ કલમથી લખાયેલા અથર્વવેદ સંહિતાવિધિ ભાષાભાષ્યનો આ દ્વિતીય વિભાગ આજે જ્યારે આપણુને સાંપડી રહ્યો છે; ત્યારે અપાર આનંદ થાય છે.

આજે હવે અથર્વવેદ ઉપર પણ આજ રીતના ત્રણ વિભાગો આપવાની તેમની યોજના પ્રમાણે આપણુને આ દ્વિતીય ભાગ પ્રાપ્ત થઈ રહ્યો છે. આ પૂર્વે આ વેદનો પ્રથમ ભાગ તો પ્રકાશિત થઈ ગયો છે. અથર્વવેદનાં અનુષ્ઠાનો અને વિધિવિધાનો ત્યારે જ જાણી શકાય; જ્યારે તે વેદના કૌશિક ગૃહ્ય સૂત્રનો આધાર લેવામાં આવે. આ કૌશિક સૂત્રોને 'સંહિતા વિધિ' એ નામે પણ ઓળખવામાં આવે છે. આ ગ્રંથ ઉપર હારિલ અને કેશવની સંક્ષિપ્ત વ્યાખ્યાઓ મળે છે. અહીં કેવલ ગૃહ્ય વિધિનાં જ સૂત્રો નથી, પણ તે ઉપરાંત અથર્વવેદ સાથે સંકળાયેલ જાદુઈ તથા અન્ય પ્રયોગો વિષે પણ આમાં સવિસ્તર ચર્ચા કરવામાં આવેલી છે.

આપણા વિદ્વાન લેખક શ્રી વિષ્ણુદેવજીએ એ કૌશિક સૂત્રોને અનુસરી અથર્વવેદ સંહિતામાં સંકલિત મંત્રોની પ્રક્રિયાનાં વિધિ વિધાન દર્શાવ્યાં છે. આ લેખનમાં શ્રી વિષ્ણુદેવજીની વેદ રહસ્યને સમજવાની ઊંડી સૂઝ અને નવનવોન્મેષ શાલિની પ્રતિભાનાં દર્શન થાય છે.

વૈદિક સાહિત્યમાં 'અનુક્રમણી' (અનુક્રમ) નામે જાણીતું સાહિત્ય અતીવ પ્રસિદ્ધ છે. જુદી જુદી સંહિતાઓમાં જે ક્રમ પ્રમાણે સૂક્તો આપેલાં હોય છે; તે ક્રમ પ્રમાણેનાં સૂક્તો, તેમના ઋષિ અને દેવતાની નોંધ તથા છન્દો આ અનુક્રમણીઓમાં આપેલ હોય છે. અથર્વવેદના ઋષિ, વગેરેના ક્રમના જ્ઞાન માટે 'બૃહત સર્વાનુક્રમણી' નામનો ગ્રંથ લખાયો છે. ઋગ્વેદીય સાહિત્યમાં જેમ 'સર્વાનુક્રમણીનું' સ્થાન અને મહત્ત્વ છે, તેવું જ સ્થાન અથર્વવેદીય સાહિત્યમાં બૃહત્સર્વાનુક્રમણીનું છે. શ્રી વિષ્ણુદેવજીએ ખૂબજ પરિશ્રમ પૂર્વક અધ્યયન કરી બૃહત્સર્વાનુક્રમણીને અનુસરી ઋષિ, દેવતા, છન્દો, વિનિયોગ આપ્યો છે, છે અત્યંત પ્રશસ્ય છે.

વેદ–સાહિત્ય ઉપર આ દેશના તથા વિદેશના વિદ્વાનોએ તૈયાર કરેલાં ઋગ્વેદનાં સંસ્કરણો આલોચનાત્મક તથા તુલનાત્મક અધ્યયનો ભાષા, વ્યાકરણ પદ તથા મંત્રોની અનુક્રમણીઓ પ્રકાશિત થયેલ છે. વળી તેમનાં ભાષાંતરો પણ જર્મની, અંગ્રેજી, હિન્દી, ગુજરાતી વગેરે ભાષાઓમાં થયેલાં છે, પણ એકલાં ભાષાંતર નામથી સંતોષ સેવી શકાય નહીં. કારણકે એમાંના કેટલાંક જો ઉત્તમ છે, તો કેટલાંક સામાન્ય કોટિનાં પણ છે. એ ભાષાંતરો પરસ્પર

સંબંધ વગરનાં કેવલ સુભાષિત સ્વરૂપનાં હોય એમ જણાય છે. જો આપણાં કાવ્યો પુરાણો, શાસ્ત્રો કોઈ ચોક્કસ વિષય ક્રમને અનુસરતાં હોય; તો સર્વની મૂળભૂત સંહિતાઓમાં એકલાં આવાં સુભાષિતો, સૂક્તો કે સુવચનોજ હોય તે કેવી રીતે બને? વેદોનાં સંકલન કોઈ નિશ્ચિત હેતુથીજ થયેલાં છે, અને તેથી તો આજે દશ હજાર વર્ષો પૂર્વેની એક મૌખિક પરંપરામાં વેદોની સંકલિત સંહિતાઓ જેવીને તેવી મળી આવે છે. તેના સંરક્ષક વેદપાઠીઓ પણ મળી આવે છે. તેમાંય હર્ષ અને ગૌરવનો વિષય એ છે કે, ગુજરાતમાં તો ચારેય વેદોની સંહિતાઓના મુખપાઠ કરનાર વેદપાઠી વિપ્રો મળી આવે છે. કેટલાંક વર્ષ પહેલાં કાંચીના જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્યજીની પ્રેરણાથી દક્ષિણના વેદપાઠીઓ ગુજરાતમાં આવ્યા હતા. એમાં કુંભકોણમના સુપ્રસિદ્ધ પંડિતરાજ અને સોમયાજી તાતાચાર્ય મુખ્ય આચાર્યપદે હતા. તે વખતે તેમનું સ્વાગત અને આયોજન આપણા આચાર્ય શ્રી વિષ્ણુદેવજીએ કર્યું હતું. તે સમયે શ્રીતાતાચાર્યજી એ ચારેય વેદોના વેદપાઠીઓ ગુજરાતમાજ જોવા મળે છે, તે બદલ આનંદ અને અહોભાવ વ્યક્ત કર્યા હતા. આ સમયે તેમના તરફથી શ્રી વિષ્ણુદેવજીનું બહુમાન પણ કરવામાં આવ્યું હતું.

ચારેય વેદોની સંહિતાઓનાં સંપાદન કરી, વૈદિક બ્રાહ્મણોના સાથ અને સહકારથી વેદ દર્શનાચાર્ય મહામંડલેશ્વર સ્વામિશ્રી ગંગેશ્વરાનન્દજી મહારાજશ્રીએ 'ભગવાન વેદ' ગ્રંથ પ્રગટ કર્યો છે. તેનાં સંપાદનકાર્યમાં શ્રી વિષ્ણુદેવજીનો સક્રિય સહયોગ રહ્યો હતો. સ્વામિશ્રી ગંગેશ્વરાનંદજીએ ગુજરાતની વેદપાઠીય પરમ્પરાને મુક્ત કંઠે વખાણી છે. હવે એ પરંપરાને અત્યારના યુગમાં સાચવી રાખવાની જવાબદારી આપણી ઉપર છે. દૈવી બલ કે સમય બલને લીધે આ કાર્યમાં થોડીક શિથિલતા જોવા મળે છે; તે સ્થિતિમાં મુખપાઠ પરંપરાને સુરક્ષિત રાખવાનું કાર્ય આપણે ઉપાડી લેવું જોઈએ; એવું નમ્ર-સૂચન છે.

અથર્વવેદ સંહિતાવિધિ ભાષાભાષ્યના આ દ્વિતીય વિભાગનું જે પ્રકાશન થયું છે, તેમાં ગોપથ બ્રાહ્મણનું મૂલ સંસ્કૃત અને સાથે ગુજરાતી ભાષાંતર રજૂ થયું છે, તેમજ આની ભૂમિકામાં અથર્વવેદ વિષે અતીવ ઉપયુક્ત સામગ્રી તથા મૂલ્યવાન માહિતી આપવામાં આવી છે, આ પ્રકારની માહિતી આપતા એ સાહિત્યનો સતત સ્વાધ્યાય, સુકઠિન પરિશ્રમ અને તીવ્ર તપશ્ચર્યા આવશ્યક હોય છે. સ્વાધ્યાયતપ પૂત શ્રી વિષ્ણુદેવજીએ આ તપશ્ચર્યા કરી છે, કે જેના પરિણામે એ સામગ્રી આપણને સરલ ભાષામાં મળી રહી છે. વેદ અને બ્રાહ્મણ સાહિત્યથી જ્યારે સામાન્ય જનસમાજ અપરિચિત છે, ત્યારે પંડિતજી શ્રી વિષ્ણુદેવજીએ તેમની વેદ રહસ્યનાં ઉદ્‌ઘાટન માટેની મૌલિક મેધા શક્તિથી સરલ તરલ ગુજરાતી ભાષામાં આ સામગ્રી આપી છે. તે માટે તેઓ શ્રી ખરેખર અભિનંદનીય છે.

અહીં એક નોંધપાત્ર બાબત એ છે કે પૈપ્પલાદ શાખાની અથર્વવેદ સંહિતા જે આજ સુધી ઉપલબ્ધ ન હતી, હવે ઉપલબ્ધ થઈ છે તેનું સંપાદન કલકત્તા સંસ્કૃત કૉલેજ તરફથ ૧૯૭૦માં થયું છે, આની ભૂમિકામાં સંપાદક પ્રો. શ્રી. દુર્ગામોહન ભટ્ટાચાર્ય જણા છે; તે મુજબ પિપ્પલાદ શાખાની સંહિતા પ્રાચીન છે, વળી ગુજરાતનું એ ગૌરવ છે પૈપ્પલાદ શાખાના વેદપાઠીઓ ગુજરાતમાં વ

શાભલાના અમારા પંચોલી કુટુંબોની વંશ પરમ્પરામાં ઉતરી આવેલ છે. આ પૈપ્પલાદ શાખાના પ્રવર્તક ભગવાન પિપ્પલાદ એક અધ્યાત્મવેત્તા મહર્ષિ છે. સુકેશા, ભારદ્વાજ આદિ છ મુનિઓ અધ્યાત્મને લગતી શંકાઓના નિરાકરણ માટે તેમની પાસે ગયા હતા, ત્યારે પિપ્પલાદે આપેલા ઉત્તરો પ્રશ્નોપનિષદમાં સુરક્ષિત છે. તે પ્રશ્નોપનિષદનું મૂળ અથર્વવેદ સંહિતામાં સૂક્ત રૂપે મળે છે. અમો આ પૈપ્પલાદ શાખાના બ્રાહ્મણો છીએ, તેનું અમને અભિમાન કે વિશિષ્ટ ગૌરવ છે. સામ્પ્રતિક દેશ તથા કાલના પ્રભાવને લીધે આના અધ્યયનમાં થોડીક શિથિલતા આવી ગઈ છે, તે દૂર કરવાની જવાબદારી પૈપ્પલાદ શાખાના બ્રાહ્મણો ઉપર છે. તેથી એનું સંરક્ષણ કરવા તેઓ તત્પર રહે એવી પ્રાર્થના છે.

અમને જણાવતાં આનંદ થાય છે કે આર્ય સનાતન સંસ્કૃતિના વારસ જેવી વેદ સંહિતાઓ અને તે અંગેના સાહિત્યના મનન તથા ચિંતનમાં તત્પર રહેનાર શ્રી વિષ્ણુદેવજી આ બધા કાર્ય માટે સતત પરિશ્રમ કરી રહ્યા છે. આ માટે તેમનો જેટલો આદર કરીએ તેટલો ઓછો છે.

અથર્વવેદનું બ્રાહ્મણ ગોપથ બ્રાહ્મણ છે. વળી તે શ્રૌતપદ્ધતિનો અત્યન્ત મનનીય મૌલિક ગ્રંથ છે. આ ગ્રંથ અથર્વવેદ પૂરતો જ સીમિત ન રહેતાં અન્ય વેદોના શ્રૌતયાગમાં પણ ઉપયોગી નીવડે છે, અને ઐતરેય બ્રાહ્મણ, શતપથ બ્રાહ્મણ, તાંડ્ય મહાબ્રાહ્મણને અનુસરતું આ ગોપથ બ્રાહ્મણ શ્રૌતયાગોનું વિધિ વિધાન બતાવનાર એક નીચોડ રૂપ ગ્રંથથી આપણને શ્રૌતયાગો વિષે પણ ખૂબ જાણવાનું મળે છે. શ્રૌતસાહિત્યમાં નિર્દિષ્ટ દરેક કર્મ મંત્ર સાથે વિનિયુક્ત હોય છે. મંત્રને બ્રહ્મ કહે છે; અને તેનું વ્યાખ્યાન પ્રવચન એટલે બ્રાહ્મણ એ રીતે જોતાં મંત્રનું જો કેવલ ભાષાંતર જ કરવામાં આવે, તો તે અર્થવાહક બનતું નથી, પણ એ માટે બ્રાહ્મણ ગ્રંથની સહાયતા લેવામાં આવે, ત્યારે જ બ્રહ્મ–મંત્રનું વિવેચન આવશ્યક બને. શ્રી વિષ્ણુદેવજીએ તેમની વેદ વિષયક કૃતિઓના લેખનમાં આ પદ્ધતિનો સ્વીકાર કર્યો છે; તે અત્યન્ત પ્રશસ્ય છે.

આચાર્ય શ્રી વિષ્ણુદેવજીએ વેદ સેવાનું આ ભગીરથ કાર્ય જ્યારે માથે ઉપાડી લીધું છે; ત્યારે તેમને દરેકના સાથ તથા સહકાર મળી રહે; એ ઇચ્છવા જોગ છે. એમના એ કાર્યનું ફલ તો આખરે ગુજરાતના દરેક પ્રજાજનને મળવાનું છે. આ કાર્ય તો ભગવાન નારાયણનું છે; તેમના જ નિઃશ્વસિત રૂપે વેદો પ્રાપ્ય છે.



# આધ્યાત્મિક અર્થઘટનનો સ્વીકાર

—પ્રો. જે. જે. પંડ્યા

ભાઈ વિષ્ણુદેવ પંડિતને હું વર્ષો થયા, એ પાઠશાળામાં સંસ્કૃતનો અભ્યાસ કરતા હતા, ત્યારથી ઓળખું છું. એ સદા કાર્યરત, અત્યંત પરિશ્રમશીલ અને અઠંગ વિદ્યાવ્યાસંગી છે. તે હું જાણતો હતો, પણ એ વેદસૃષ્ટિમાં આટલા ડૂબી ગયેલા હશે, વેદમય બની ગયેલા હશે એની તો કલ્પના પણ નહોતી : એમણે વેદની પરિચય પુસ્તિકાઓ બહાર પાડી, ત્યારે એમ થયેલું કે એમના કવિ–આત્માએ વેદના ઋષિઓ વિશે મળતી આછી પાતળી માહિતીને આધારે કલ્પનનાં ઉડ્ડયન કર્યાં હશે અને એથી કુતૂહલ મિશ્રિત આનંદની લાગણી અનુભવેલી, પણ વર્ષો સુધી વેદમૂર્તિ સ્વામીશ્રી ગંગેશ્વરાનંદજી સાથે એમણે વેદ વિચારણા કરી હશે અને પરિણામે એ પોતે વેદમય બની ગયા હશે, તેમને અહીં જોવા મળે છે એવી વેદસૃષ્ટિ, યજ્ઞસૃષ્ટિ આપણી સમક્ષ ખડી કરી દેશે એવી કલ્પના નહોતી.

વેદ વિશે પાશ્ચાત્ય વિદ્વાનોએ (અને તેમને અનુસરતા ભારતીય વિદ્વાનો એ) સારી સરખી વિચારણા કરેલી છે. પંડિત મેક્સમૂલરે પહેલવેલી ઋક્‌સંહિતા છ ભાગમાં છપાવી. એ ઉપરાંત અનેક પાશ્ચાત્ય વિદ્વાનોએ વેદ સાહિત્યનું ખૂબ ખેડાણ કર્યું. કીથ અને મેકડેનલે Vedic Index અને બ્લુમફિલ્ડે Vedic Concordence જેવા આકરગ્રંથો નું સર્જન કર્યું. મેક્સમૂલરે, ઓલ્ડનબર્ગ, ગ્રિફિથ વગેરેએ વેદના અનુવાદ આપ્યા. મેકડોનલે Vedic Gramar આપ્યું, એ અને એવા બીજા અનેક વેદાભ્યાસરત પાશ્ચાત્ય વિદ્વાનોના આપણે ઋણી છીએ. આપણે ત્યાં લગભગ એક સદી પહેલાં જુનાગઢના શ્રી મોતીલાલ ઘોડાએ વેદનો ગુજરાતી અનુવાદ આપેલો. શ્રી સાતવલેકરજીએ વેદભાષ્ય આપ્યાં. થોડા સમય પહેલા શ્રીરામ શર્માએ વેદનો હિન્દી અનુવાદ પેશ કર્યો. આ બધામાં આધિભૌતિક દૃષ્ટિએ વિચારણા કરેલી છે. એમાં વેદનો શબ્દાર્થ સમજવાનો પ્રયાસ છે, અને એ પરથી તે યુગના મનુષ્યો, સ્ત્રી–પુરુષો, તેમનું જીવન, આહાર વિહાર, વ્યવહાર, ધાર્મિક માન્યતાઓ તથા ધર્માનુષ્ઠાન, દેવતત્ત્વ વિશેના ખ્યાલો, આ લોકની અપેક્ષાઓ તથા પરલોકની આકાંક્ષાઓ વગેરે વિશે એ વિદ્વાનોએ તારણો તારવી આપણી આગળ રજૂ કર્યાં છે. વેદસંહિતામાં આધ્યાત્મિક દૃષ્ટિ પણ છે, એ વાત અહીં-તહીં છૂટા–છવાયા કોઈ સૂક્તોમાં કે ઉક્તિઓમાં મળે છે, એમ સ્વીકાર્યા છતાં સમગ્ર સંહિતાનો એક આધ્યાત્મિક અર્થ પણ છે એવું એમણે વિચાર્યું નથી. પંડિત વિષ્ણુદેવ 'આધ્યાત્મિક અર્થઘટન છે જ' એમ સ્વીકારે છે, પણ અહીં એમણે વેદના બ્રાહ્મણ ભાગનું ભાષાભાષ્ય આપવાનો ઉદ્દેશ રાખ્યો છે. વેદોના બ્રાહ્મણોમાં યજુર્વેદનું શતપથ બ્રાહ્મણ સૌથી મોટું છે. બ્રાહ્મણ ગ્રંથો સંહિતામંત્રો, સ્તોત્રો, વગેરેનો વિનિયોગ કયા કયા

યજ્ઞોમાં કેવી રીતે કરવો એ સમજાવે છે. આ રીતે પ્રત્યક્ષ યજ્ઞકાર્ય કેવી રીતે કરવું એ આ બ્રાહ્મણ ગ્રંથોમાંથી જાણવાનું મળે છે. પંડિત વિષ્ણુદેવે શતપથ બ્રાહ્મણની આ જાણકારી એવી તો વિગતવાર આ ત્રણ ગ્રંથોમાં આપી છે કે હવે પછી કરવાનું પ્રત્યક્ષ અનુષ્ઠાન : આ ગ્રંથો જોયા પછી મારી અને હું માનું છું કે આ ગ્રંથો જોનાર સર્વ વેદભક્ત પાઠકોની એક ઉત્કટ ઇચ્છા એ જ છે કે, શ્રી વિષ્ણુદેવ જેમ તેમ જલદી એક એકાહ કે અહીં યજ્ઞનું અનુષ્ઠાન યોજે! એમને માટે એ અશકય નથી. આ યુગમાં આવા પુરાણ યજ્ઞના અનુષ્ઠનનો શો અર્થ એમ કહેવું જોઈએ નહીં. કારણ કે સર્વ પ્રાર્થનાઓમાં (એક સર્વેશ્વરરુપે કે અનેક દેવો-રૂપે) દેવને ચરણે અર્પણની જ ભાવના હોય છે, અને યજ્ઞ પણ અર્પણ જ છે–

આ ત્રણ ગ્રંથોમાં પંડિત વિષ્ણુદેવે જે વેદ સાહિત્ય વિશે સમગ્રતયા માહિતી આપી છે, તે એટલી વિપુલ છે કે વેદના જિજ્ઞાસુને એનાથી પૂર્ણ સંતોષ થાય એમ છે. દરેક દેવની (સંહિ-તાની) જુદી જુદી શાખાઓ, તેના બ્રાહ્મણો, આરણ્યકોના ભાગરૂપના ઉપનિષદો એ બધી માહિતી આ એકજ જગ્યાએ મળી રહે છે. યજ્ઞોના પ્રકાર એકાહ, અહીન, અને સત્ર વિષયમાં રોજેરોજ કરવાના એકાહ અને અગ્નિહોત્રથી માંડી વર્ષોસુધી ચાલતા અશ્વમેધ કે રાજસૂય જેવા યજ્ઞોની અને તેમના અનુષ્ઠાનની વિગતવાર માહિતી એમણે અહીં આપી છે. વેદકાળમાં આચરવામાં આવતા ભાગ્યેજ કોઈ એવા યજ્ઞ હશે કે જેની માહિતી નહીં મળે. યજ્ઞમાં વપરાતાં પાત્રો સ્રુચ, ઉલૂખલ, મુસલ, ઉપલ, સ્ફ્ય, શમ્યા,ઈ. ની માહિતી એમણે તેના ચિત્રો સાથે આપી છે. મને લાગે છે કે યજ્ઞના અનુષ્ઠાન માટે હવે કંઈ વધુ કહેવા જેવું રહેતું નથી.

આ બધાનું સંકલન એમણે કાત્યાયન, બૌધાયન, અશ્વલાયન આપસ્તંબ વગેરે શ્રૌતસૂત્રો, સર્વાનુક્રમણી, ગૃહ્યસૂત્રો વગેરેને આધારે કર્યું છે આ બધી સામગ્રી આમતેમ વેરવિખેર પડી હોય, તેમ વ્યવસ્થિતરુપે એકઠી કરી યજ્ઞનું એક સંપૂર્ણ ચિત્ર રજૂ કરવાનુ કાર્ય એક ભગીરથ કાર્ય છે. માટે એમને કેટલા અભિનંદન આપવા તેજ સમજાતું નથી : વેદપ્રેમીઓ તેમના અત્યંત ઋણી છે એટલુંજ નિવેદન કરીને સંતોષ માનું છે

આ ગ્રંથો તૈયાર કરવામાં એમણે કેટલો શ્રમ લીધો છે, એ એમણે જે અનેક ગ્રંથોની ઉક્તિઓ અહીં ટાંકી છે. જુદાજુદા બ્રાહ્મણો, આરણ્યકો, ઉપનિષદો, અનુક્રમણીઓ, શ્રૌતસૂત્રો તેમજ તે પરનાં ભાષ્યોનો ઉલ્લેખ અને ઉપયો-ગ તો એમણે કર્યો જ છે, પણ તે ઉપરાંત મહાભાષ્ય, વાકય પ્રદીપકાર, ભર્તૃહરિ, ન્યાયશાસ્ત્ર, કામન્દક, મનુસ્મૃતિ, યાજ્ઞવલ્કયસ્મૃતિ વગેરે અનેક ગ્રંથોની ઉક્તિઓ એમણે ઠેરઠેર ટાંકી છે, એ એમની બહુશ્રુતતાની દ્યોતક છે. આવા પ્રૌઢ વિદ્વાનની કૃતિમાં એક અવગાહન કરતાં જરૂર આનંદ થાય છે.

આજે તો આ રૂઢ થયેલી માન્યતા પ્રમાણે અહિંસા ગર્હણીય જ નહીં, અશકય જ લેખાય. યજ્ઞ થવાના હોય તો પણ તે અહિંસકજ હોય એવી સર્વની અપેક્ષા રહે છે. એની સંપૂર્ણ વિધિ આપણને આ ગ્રંથોમાં મળી રહે છે, અને એ આપવા માટે પંડિતશ્રી વિષ્ણુદેવ આપણાં શતશઃ અભિવાદનને પાત્ર છે :

❊

# લોકોપયોગી ગ્રંથ

—પ્રા. આર. બી. આઠવલે

મારા લાંબા સમયના સ્નેહીશ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિતે, "ભગવાનશ્રી શંકરાચાર્ય" (જીવન, કવન અને સંપ્રદાય) નામનો ગ્રંથ થોડા વખત પહેલા લખ્યો હતો અને શ્રી નવભારતી કાર્યાલય (શ્રી શારદાપીઠ, દ્વારકા, સૌરાષ્ટ્ર) તરફથી તેનું મુદ્રણ થયું હતું. તેનું પ્રકાશન નવભારતી કાર્યાલય તરફથી જ થવાનું છે, તેનું પ્રકાશન થાય, તે પહેલાં તે ગ્રંથના પ્રારંભમાં હું એક નાની પ્રસ્તાવના લખું, એવો શ્રી પંડિતે મને સ્નેહભર્યો આગ્રહ કર્યો; અને મારે માટે સમયનો સંકોચ હોવા છતાં હું તે આગ્રહને વશ થયો; તેનું એક જ કારણ ભગવાન શંકરાચાર્ય પ્રત્યેની મારી નિતાન્ત પૂજ્યબુદ્ધિ અને તેમના અદ્વૈત તત્ત્વજ્ઞાન પ્રત્યેનું મારું પરમ આકર્ષણ છે.

ગૌતમબુદ્ધ તથા મહાવીર પછીના અઢી હજાર વર્ષો દરમ્યાન ભારતીય તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં શ્રી શંકરાચાર્ય જેવા મહાપુરુષ એક પણ પાક્યા નથી, એમ કહેવામાં મને લેશ પણ અત્યુક્તિ લાગતી નથી. મને શ્રી શંકરાચાર્યનું બધું જ અલૌકિક બધું જ લોકોત્તર લાગે છે.

તેમનું બત્રીશ વર્ષનું ટૂંકુ પણ કાર્યની દૃષ્ટિએ વિશાળજીવન, તેમની અસાધારણ પ્રજ્ઞા અને મેધા, તેમણે બાલપણમાં લીધેલો અદ્‌ભુત સંન્યાસ હિન્દુધર્મનું તેમણે કરેલું અપૂર્વ સંઘટન, તેમનું અત્યુચ્ચ અદ્વૈત તત્ત્વજ્ઞાન, તેમની અનર્ઘ ગ્રંથસંપત્તિ અને મહાકવિને છાજે એવી તેમની સહૃદય-હૃદયાલ્હાદક કાવ્યનિર્મિતિ-આ બધું જ લોકોત્તર જોઈને, "सत्य ब्रह्मत्तयोनिनिर्धेभंगतः किं किं न लोकोत्तरम्" (મહાવીર ચરિત ૨-૩૬) સત્ય અને બ્રહ્મના તપોનિધિ સ્વરૂપ ભગવાનનું શું શું લોકોત્તર-અલૌકિક નથી?

એમ મહાકવિ ભવભૂતિના શબ્દોમાં કહેવાનું મન થાય છે. પશ્ચિમના તત્ત્વજિજ્ઞાસુ વિદ્વાનોના મનમાં પણ શ્રી શંકરાચાર્યના વ્યક્તિત્વ અને તત્ત્વજ્ઞાન વિષે પરમ આદર હોય, તો ભારતીઓના મનમાં પણ તે હોય; તે તો સ્વાભાવિક જ ગણાય. પછી તે ભારતીઓ ગમે તે સંપ્રદાયના હોય અને ગમે તે તત્ત્વજ્ઞાનને અનુસરતા હોય.

પણ આ રીતે ભારતીઓના મનમાં શ્રી શંકરાચાર્યને માટે ઘણો જ આદર હોય, તો પણ તેમના અદ્‌ભુત જીવનની બાબતમાં તેમજ તેમના અદ્વૈત તત્ત્વજ્ઞાનના સ્વરૂપની બાબતમાં, વર્તમાન ભારતીઓ બહુ જ થોડું જાણે છે, એ ખેદકારક હકીકત છે. પણ ભારતના લોકોના શ્રી શંકરાચાર્ય વિષેના આવા ગાઢ અજ્ઞાનની બાબતમાં લોકો જાતે બહુ જવાબદાર નથી, એમ મને લાગે છે. આ બાબતમાં ખરી જવાબદારી તો ભારતના સાક્ષરવર્ગની છે. ખાસ કરીને ભારતના, આધુનિક ભારતના, સાક્ષર લોકોએ પોતપોતાની માતૃભાષામાં શ્રી શંકરાચાર્યના જીવન વિશે તથા તેમના તત્ત્વજ્ઞાન વિશે સામાન્ય સામાન્ય લોકો સમજી શકે એવી ભાષામાં નાના નાના ગ્રંથો લખીને તેનો પોતપોતાના પ્રાંતમાં પ્રચાર કર્યો હોય, તો શ્રી શંકરાચાર્ય વિષે

યજ્ઞોમાં કેવી રીતે કરવા એ સમજાવે છે. આ રીતે પ્રત્યક્ષ યજ્ઞકાર્ય કેવી રીતે કરવું એ આ બ્રાહ્મણ ગ્રંથોમાંથી જાણવાનું મળે છે. પંડિત વિષ્ણુદેવે શતપથ બ્રાહ્મણની આ જાણકારી એવી તો વિગતવાર આ ત્રણ ગ્રંથોમાં આપી છે કે હવે પછી કરવાનું પ્રત્યક્ષ અનુષ્ઠાન : આ ગ્રંથો જોયા પછી મારી અને હું માનું છું કે આ ગ્રંથો જોનાર સર્વ વેદભક્ત પાઠકોની એક ઉત્કટ ઇચ્છા એ જ છે કે, શ્રી વિષ્ણુદેવ જેમ તેમ જલદી એક એકાદ કે અહીં યજ્ઞનું અનુષ્ઠાન ગોઠવે ! એમને માટે એ અશક્ય નથી. આ યુગમાં આવા પુરાણ યજ્ઞના અનુષ્ઠાનનો શો અર્થ એમ કહેવું જોઈએ નહીં. કારણ કે સર્વ પ્રાર્થનાઓમાં (એક સર્વેશ્વરરૂપે કે અનેક દેવો-રૂપે) દેવને સર્વસ્વ અર્પણની જ ભાવના હોય છે, અને યજ્ઞ પણ અર્પણ જ છે—છે. મને લાગે છે કે યજ્ઞના અનુષ્ઠાન માટે હવે કંઈ વધુ કહેવા જેવું રહેતું નથી.

આ બધાનું સંકલન એમણે કાત્યાયન, બૌધાયન, અશ્વલાયન આપસ્તંબ વગેરે શ્રૌતસૂત્રો, સર્વાનુક્રમણી, ગૃહ્યસૂત્રો વગેરેને આધારે કર્યું છે આ બધી સામગ્રી આમતેમ વેરવિખેર પડી હોય, તેમ વ્યવસ્થિતરુપે એકઠી કરી યજ્ઞનું એક સંપૂર્ણ ચિત્ર રજૂ કરવાનુ કાર્ય એક ભગીરથ કાર્ય છે. માટે એમને કેટલા અભિનંદન આપવા તેજ સમજાતું નથી : વેદપ્રેમીઓ તેમના અત્યંત ઋણી છે એટલુંજ નિવેદન કરીને સંતોષ માનું છે

આ ગ્રંથો તૈયાર કરવામાં એમણે કેટલો શ્રમ લીધો છે, એ એમણે જે અનેક ગ્રંથોની ઉક્તિઓ અહીં ટાંકી છે. જુદાજુદા બ્રાહ્મણો, આરણ્યકો, ઉપનિષદો, અનુક્રમણીઓ, શ્રૌતસૂત્રો તેમજ તે પરનાં ભાષ્યોનો ઉલ્લેખ અને ઉપયો-ગ તો એમણે કર્યો જ છે, પણ તે ઉપરાંત મહાભાષ્ય, વાક્યપ્રદીપકાર, ભર્તૃહરિ, ન્યાયશાસ્ત્ર, કામન્દક, મનુસ્મૃતિ, યાજ્ઞવલ્કયસ્મૃતિ વગેરે અનેક ગ્રંથોની ઉક્તિઓ એમણે ઠેરઠેર ટાંકી છે, એ એમની બહુશ્રુતતાની દ્યોતક છે. આવા પ્રૌઢ વિદ્વાનની કૃતિમાં એક અવગાહન કરતાં જરૂર આનંદ થાય છે.

આજે તો આ રૂઢ થયેલી માન્યતા પ્રમાણે અહિંસા ગર્હણીય જ નહીં, અશક્ય જ લેખાય. યજ્ઞ થવાનાં હોય તો પણ તે અહિંસકજ હોય એવી સર્વની અપેક્ષા રહે છે. એની સંપૂર્ણ વિધિ આપણને આ ગ્રંથોમાં મળી રહે છે, અને એ આપવા માટે પંડિતશ્રી વિષ્ણુદેવ આપણાં શતશઃ અભિવાદનને પાત્ર છે :

❋

# લોકોપયોગી ગ્રંથ

—પ્રા. આર. બી. આઠવલે

મારા લાંબા સમયના સ્નેહીશ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિતે, "ભગવાનશ્રી શંકરાચાર્ય" (જીવન, કવન અને સંપ્રદાય) નામનો ગ્રંથ થોડા વખત પહેલા લખ્યો હતો અને શ્રી નવભારતી કાર્યાલય (શ્રી શારદાપીઠ, દ્વારકા, સૌરાષ્ટ્ર) તરફથી તેનું મુદ્રણ થયું હતું. તેનું પ્રકાશન નવભારતી કાર્યાલય તરફથી જ થવાનું છે, તેનું પ્રકાશન થાય, તે પહેલાં તે ગ્રંથના પ્રારંભમાં હું એક નાની પ્રસ્તાવના લખું, એવો શ્રી પંડિતે મને સ્નેહભર્યો આગ્રહ કર્યો; અને મારે માટે સમયનો સંકોચ હોવા છતાં હું તે આગ્રહને વશ થયો; તેનું એક જ કારણ ભગવાન શંકરાચાર્ય પ્રત્યેની મારી નિતાન્ત પૂજ્યબુદ્ધિ અને તેમના અદ્વૈત તત્ત્વજ્ઞાન પ્રત્યેનું મારું પરમ આકર્ષણ છે.

ગૌતમબુદ્ધ તથા મહાવીર પછીના અઢી હજાર વર્ષો દરમ્યાન ભારતીય તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં શ્રી શંકરાચાર્ય જેવા મહાપુરુષ એક પણ પાક્યા નથી, એમ કહેવામાં મને લેશ પણ અત્યુક્તિ લાગતી નથી. મને શ્રી શંકરાચાર્યનું બધું જ અલૌકિક બધું જ લોકોત્તર લાગે છે.

તેમનું બત્રીશ વર્ષનું ટૂંકુ પણ કાર્યની દૃષ્ટિએ વિશાળજીવન, તેમની અસાધારણ પ્રજ્ઞા અને મેધા, તેમણે બાલપણમાં લીધેલો અદ્‌ભુત સંન્યાસ હિન્દુધર્મનું તેમણે કરેલું અપૂર્વ સંઘટન, તેમનું અત્યુચ્ચ અદ્વૈત તત્ત્વજ્ઞાન, તેમની અનર્ઘ ગ્રંથસંપત્તિ અને મહાકવિને છાજે એવી તેમની સહૃદય–હૃદયાલ્હાદક કાવ્યનિર્મિતિ–આ બધું જ લોકોત્તર જોઈને, "सत्य ब्रह्मत्तयोनि-निर्वेभंगतः किं किं न लोकोत्तरम्" (મહાવીર ચરિત ૨–૩૬) સત્ય અને બ્રહ્મના તપોનિધિ સ્વરૂપ ભગવાનનું શું શું લોકોત્તર–અલૌકિક નથી?

એમ મહાકવિ ભવભૂતિના શબ્દોમાં કહેવાનું મન થાય છે. પશ્ચિમના તત્ત્વજિજ્ઞાસુ વિદ્વાનોના મનમાં પણ શ્રી શંકરાચાર્યના વ્યક્તિત્વ અને તત્ત્વજ્ઞાન વિષે પરમ આદર હોય, તો ભારતીઓના મનમાં પણ તે હોય; તે તો સ્વાભાવિક જ ગણાય. પછી તે ભારતીઓ ગમે તે સંપ્રદાયના હોય અને ગમે તે તત્ત્વજ્ઞાનને અનુસરતા હોય.

પણ આ રીતે ભારતીઓના મનમાં શ્રી શંકરાચાર્યને માટે ઘણો જ આદર હોય, તો પણ તેમના અદ્‌ભુત જીવનની બાબતમાં તેમજ તેમના અદ્વૈત તત્ત્વજ્ઞાનના સ્વરૂપની બાબતમાં, વર્તમાન ભારતીઓ બહુ જ થોડું જાણે છે, એ ખેદકારક હકીકત છે. પણ ભારતના લોકોના શ્રી શંકરાચાર્ય વિષેના આવા ગાઢ અજ્ઞાનની બાબતમાં લોકો જાતે બહુ જવાબદાર નથી, એમ મને લાગે છે. આ બાબતમાં ખરી જવાબદારી તો ભારતના સાક્ષરવર્ગની છે. ખાસ કરીને ભારતના, આધુનિક ભારતના, સાક્ષર લોકોએ પોતપોતાની માતૃભાષામાં શ્રી શંકરાચાર્યના જીવન વિશે તથા તેમના તત્ત્વજ્ઞાન વિશે સામાન્ય સામાન્ય લોકો સમજી શકે એવી ભાષામાં નાના નાના ગ્રંથો લખીને તેનો પોતપોતાના પ્રાંતમાં પ્રચાર કર્યા હોય, તો શ્રી શંકરાચાર્ય વિષેનું

સર્વ સામાન્ય જનતાનું અજ્ઞાન ઘણે અંશે ઓછું થાત; એમાં શંકા નથી.

પણ અત્યારે આચાર્યના જીવન તથા તત્ત્વ-જ્ઞાન ઉપર પ્રકાશ પાડે એવા ગ્રંથો કાં તો અંગ્રેજી ભાષામાં છે અથવા સંસ્કૃતમાં છે.

શ્રી શંકરાચાર્યના જીવન તથા તત્ત્વજ્ઞાન વિષે એકત્ર માહિતી આપે, એવા પુસ્તકો, દેશી ભાષામાં ખાસ કરીને ગુજરાતીમ બહુજ થોડાં છે.

અને તેથી જ મારા મિત્ર શ્રી વિષ્ણુદેવ પંડિત ના પ્રસ્તુત ગ્રંથનું, હું હાર્દિક સ્વાગત કરૂં છું તેમનો આ ગ્રંથ જ્ઞાન–પથ ઉપર ચાલતા લોકોને માટે 'હોલ્ડ ઓલ'(સર્વ સંગ્રા-હક) જેવો છે. શ્રી શંકરાચાર્ય વિષેની દરેક જાતની માહિતી વિસ્તારથી આપવામાં આવેલી છે.

આ ગ્રંથનાં ત્રણ વિભાગ છે; તેમાંથી પહેલા વિભાગના દસ પ્રકરણો છે. આ દસ પ્રકરણોમાં આચાર્યનું જીવનચરિત્ર, તેમની ગ્રંથનિર્મિતિ અને તેમના ભારતવ્યાપી કાર્યને વિષે વિસ્તૃત માહિતી આપી છે. આ માહિતીની બાબતમાં એક વિશેષતા મારા જોવામાં આવી તે એ કે તેમાંનો દરેક અંશ અધિકારી લેખકોના ગ્રંથને આધારેજ રજૂ કરવામાં આવ્યો છે. ગ્રંથકારે જાણે नामूलं लिख्यति किंचित् જેનું મૂળ–આધાર નથી, તે લખ્યું નથી.

એ પ્રસિદ્ધ ટીકાકાર મલ્લિનાથી નાથથી પ્રતિજ્ઞા જેવી પ્રતિજ્ઞા કરીને સમગ્ર ગ્રંથ લખ્યો છે. આ ગ્રંથમાંનો શ્રી શંકરાચાર્ય જીવન ચરિત્રનો લગભગ આખો ભાગ શાંકરદિગ્વિજયને આધારે લખ્યો છે; જ્યારે ગ્રંથના બીજા વિભાગમાં આપેલો શાંકર વેદાંતનો ભાગ આચાર્યશ્રી ના 'ઉપદેશ સાહસ્રી' તથા અન્ય પ્રકરણ ગ્રંથો ઉપર આધારિત છે. આથી લાભ એ થયો છે કે વાચકો ને, આચાર્ય વિષેની તથા તેમના તત્ત્વજ્ઞાન વિષેની દરેક વાત અત્યંત પ્રમાણ શુદ્ધ સ્વરૂપમાં વાંચવા મળે છે.

પરંતુ ઉપર બતાવવામાં આવેલ સંસ્કૃત ગ્રંથોનો જ કેવળ આધાર આ ગ્રંથ માટે લેવામાં આવ્યો છે. એમ નથી, શ્રી પાંડિતે આ ગ્રંથમાં પોતાના મહત્ત્વનાં વિધાનો ને માટે આધાર તરીકે પંડિત જવાહરલાલ, સર રાધા-કૃષ્ણન્ સ્વામી વિવેકાનંદ, આચાર્ય વિનોબા ભાવે ભગીની નિવેદિતા, શ્રી. એસ. કે. બેલવેલકર, શ્રી દિનકર વિષ્ણુ ગોખલે, શ્રી ડાઉસન શ્રી ગોપી નાથ કવિરાજ, શ્રી ડી. એસ. શર્મા, શ્રી સૂર્ય નારાયણ શાસ્ત્રી વગેરે વિદ્વાનોના અંગ્રેજીમાં અને બીજી ભાષાઓમાં લખાયેલાં ગ્રંથો પણ લીધાં છે. તેથી આ ગ્રંથ કેવળ પુરાણ મતના લોકોને જ નહિ, પણ નવ્ય શિક્ષિતો ને માટે પણ આદરણીય થયો છે.

પ્રસ્તુત ગ્રંથની ગુજરાતી ભાષા સરળ તથા પ્રસાદ ગુણ યુક્ત છે. તેથી સુકુમાર મતિ વાચકો પણ તેમાંના તત્ત્વજ્ઞાનનો ભાગ પણ અનાયાસે સમજી શકે.

આ ગ્રંથમાં અવતરણ તરીકે લીધેલાં અનેક સુભાષિતો તથા ફકરાઓ બહુજ આકર્ષક લાગ્યાં છે. ગ્રંથનો પ્રતિપાદ્ય વિષય સહેલાઈથી સમજા-વવા ને માટે આવાં અવતરણોનો બહુજ સુંદર ઉપયોગ થયો છે, એમ હું નિઃશંક કહી શકું છું.

આવો લોકોપયોગી ગ્રંથ લખીને શ્રી પંડિતે, ઋષિ–ઋણનું સારી પેઠે અત્યાકરણ કર્યું છે, એમ મારૂં માનવું છે. આવો સરસ ગ્રંથ લખવા બદલ શ્રી વિષ્ણુદેવ પંડિતને મારૂં હાર્દિક અભિનંદન !

# પ્રતિભાની પરાકાષ્ઠા

—પં. ગૌરીનાથ શુક્લ

प्रमथ्य वेदाब्धिमनन्तपारम्
संप्राप्य सारामृतमेव भव्यम् ॥
योऽपाययत् सर्वहिताय सर्वान्
सः विष्णुदेवः खलु विष्णु दैवः ॥

પરમ માન્યવર વેદાચાર્ય શ્રી વિષ્ણુદેવ પંડિતજીએ ચારેય વેદોના અમૂલ્ય ગ્રન્થોનું સંપાદન કર્યું છે. તેમજ તેઓના સારાંશ રૂપે જે પુસ્તિકાઓના સંપુટ સરળ શૈલીમાં આલેખ્યાં છે. જે. ગૂજરાત યુનિવર્સિટી ગ્રન્થ નિર્માણ બોર્ડ તરફથી પ્રકાશિત થયેલાં છે. વૈદિક સાહિત્યનું સંપાદન એ એક ભગીરથ કાર્ય છે. વિશાળ જ્ઞાન અને અનુભવ સિવાય આ કાર્ય ઘણું જ કઠિન અને લગભગ અશક્ય છે.

ગુજરાતમાં આજ સુધીના જે જે વિદ્વાનો થઈ ગયા છે; તેમણે વ્યાકરણ, સાહિત્ય, ધર્મ-શાસ્ત્ર વગેરે ગ્રન્થો ઉપર પ્રયત્ન કર્યા છે; પરંતુ વૈદિક સાહિત્ય ઉપર પ્રયત્ન થયો હોય એવું જાણવામાં કે સાંભળવામાં આવ્યું નથી. જેથી આ દિશામાં તેઓશ્રીએ કરેલો આ સ્તુત્ય પ્રયાસ ગુજરાતના સંસ્કૃત વિદ્વાનોના ઇતિહાસમાં પ્રથમ ગણનાને યોગ્ય બન્યો છે. ઇતિહાસકારોની ઐતિહાસિક નોંધમાં આ હકીકત પ્રથમ સ્થાન પામશે, એ નિર્વિવાદ હકીકત છે.

આ સંપાદન કાર્યમાં તેમની સાહજિક સ્વયંપ્રતિભા, કેટલાય વર્ષોની તેઓશ્રીની તીવ્ર તપશ્ચર્યા અને સતત પરિશીલનવૃત્તિ ખાસ નોંધ-પાત્ર છે. અવસ્થાએ પહોંચવા છતાં પણ આજે તેઓશ્રીના આ ગુણો હજી યુવાવસ્થાનાં જ રહેલો છે. જેઓ તેમને ઘણું જ પ્રેરકબળ આપે છે,

''સામવેદ સંહિતા સસ્વર ભાષા ભાષ્ય''ના સંપાદનનું જે અભૂતપૂર્વ કાર્ય કર્યું છે. તેની પ્રશંસા માટે પૂરતા શબ્દો નથી. આ તેઓશ્રીની એક અમરકૃતિ છે. એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

સામવેદ સંહિતાના દરેક કાંડની શરૂઆતમાં આપેલી સમજૂતી; કે જે સમગ્ર પ્રકરણનો સચોટ ખ્યાલ આપે છે. આ એક સરળ સોપાન-ની યોજના કોઈ ધન્ય પળે જ હૃદયમાંથી પ્રકટ થઇ છે.

પ્રથમ અગ્નિકાંડમાં અગ્નિપ્રાગટ્યની પ્રક્રિયા જે શ્રૌતયજ્ઞોમાં આવશ્યક ગણાય છે; તેનો પરિચય ઘણી જ સરળ રીતે એક સામા રીતે એક સામાન્ય માણસને પણ સમજ પડે તેવો છે. તેવી જ રીતે દ્વિતીય ઐન્દ્રકાંડમાં ઇ શબ્દના અર્થો, ઇન્દ્રની ઉપાસના, તેમને પ્રિ સોમરસનો વિધિ મુજબ ઉપયોગ, 'પ્રાણ જ ઇ છે.' એવું સપ્રમાણ મંતવ્ય વગેરેનું આલેખ તેઓશ્રીના અનુભવની અગાધતા માટે પર્યાપ્ત છે. વળી તૃતીય પાવમાન કાંડમાં સોમવ લાવવાની રીત, રસ કાઢવાની પ્રક્રિયા, તેમાં દૂધ વગેરેનું મિશ્રણ કરવાની પદ્ધતિ અને છે

તેની સ્તુતિ અને ઉપયોગ, આ બધું જાણે કે આજે સહુ પ્રથમ જ જાણવામાં આવતું હોય એમ લાગે છે. સંક્ષેપમાં સંહિતામાં જે જે પ્રકરણોની શરૂઆતમાં જે સાર–આલેખન કર્યું છે. જે જિજ્ઞાસુઓની જિજ્ઞાનાને આગળ લઈ જવામાં સંપૂર્ણ માર્ગદર્શક બને છે.

સંહિતાના પૃષ્ઠ. ૪૮૧ થી ૬૬૬ સુધીનો આ મહાનિબંધ એક સ્વતંત્ર ગ્રંથ જ છે. મારે ભારપૂર્વક જણાવવું જોઇએ કે, આ વિષય તેઓશ્રીના વિશાળ વૈદિક અભ્યાસ અને સતત પરિશીલનમાંમી નિપજેલું મહાન નવનીત છે; પ્રતિભાની પરાકાષ્ઠા છે; આગવી શોધ છે. ખરેખર હું આ વિષયનું વારંવાર પરિશીલન કરતાં તેમની આ કૃતિ ઉપર આશ્ચર્ય અનુભવું છું.

સામગાન માટેના સ્વરોની માહિતી, તેઓના આરોહ–અવરોહ; મૂળ સંગીત સાથે તેમનો સમન્વય, સ્તોત્રનું સ્વરૂપ, તેના પ્રકાર, ગાયત્રી વગેરે છંદોનો ઇતિહાસ, તેઓના ઋષિ અને દેવત્વ વગેરેનું નિરૂપણ. ઋષિઓનાં નામ ઉપરથી તે તે ગાનનાં નામાભિધાન, તે તે યજ્ઞાદિ ક્રિયાઓમાં ઉપયોગ, આ બધી બાબતો વૈદિકક્ષેત્રમાં એક નવો પ્રકાશ પાડે છે.

શ્રૌતયાગોની માહિતી આપણને મળતી નથી. કારણ કે આજકાલ આવા મહાન યજ્ઞો કરનાર તેમજ કરાવનાર ભાગ્યે જ મળે છે. ગુજરાતમાં હમણાં જ સોમયાગનું આયોજન શ્રી ૧૦૦૮ પ્રથમેશજી મહારાજ તરફથી કરવામાં હતું. આ વિષય વૈદિક વિદ્વાનોને અટપટો લાગે છે. આવા કઠિન વિષ સાદી શૈલીમાં આ સામગાન પ્રક્રિયાન કરીને એક નવીન કૃતિ વૈદિકસમાજ ધરી છે.

પ્રકૃતિયાગ અને વિકૃતિયાગમાં તે તે યોગ્ય સમયે ગાવામાં આવતાં વામદેવ્ય ગાન, યજ્ઞાયજ્ઞીયગાન, રાજનસામ વગેરે ગાનોનો પણ પરિચય આપવામાં આવ્યો છે. આગ્નેય, ઐન્દ્ર વગેરે કાંડોમાં આવશ્યક ગણવામાં આવેલી કેટલીક હકીકત આ નિબંધમાં પૂર્ણ કરવામાં આવી છે. આ મહાનિબંધમાં તે તે વેદોના બ્રાહ્મણગ્રંથો, શ્રૌતસૂત્રો, શિક્ષાગ્રંથો અને ખાસ કરીને 'શતપથ બ્રાહ્મણ'નો ઠીક ઠીક ઉપયોગ આધારરૂપે કર્યો છે. આથી લેખકની વિશાળ પ્રતિભાનો પરિચય મળે છે.

શ્રી પંડિતજી પોતે વેદાન્ત, વ્યાકરણ, સાહિત્ય વગેરે વિષયોના મર્મજ્ઞ વિદ્વાન તો છે જ. સાથે અંગ્રેજી ભાષાના પણ તેવા જ વિદ્વાન છે. ગુજરાતી અને હિંદી તો તેમની હાથવગી ભાષા છે. આમ પુરુષાર્થ ચતુષ્ટય જેવી ચારેય ભાષાના સમન્વયનો પણ સમન્વય તેમનામાં થયો છે. જેથી મધુમક્ષિકાની જેમ તેમની સંચયવૃત્તિનો ગુજરાતને તો ઘણો જ લાભ મળ્યો છે; કારણ કે સંચિત કરેલું વેદામૃત તેમણે સમાજને અર્પણ કર્યું છે. સમાજ એનો વારંવાર સદુપયોગ કરી આર્યસંસ્કૃતિને માણવા અને ટકાવવાને તૈયાર રહે એ જ ઇચ્છવા યોગ્ય છે.

# સાંપ્રદાયિક દૃષ્ટિથી પર

— ડૉ. ગોવિંદલાલ શં. શાહ

'ઉપનિષદ્ સપ્તાહ'નો એક નવીન પ્રયોગ આદરણીય શ્રી વિષ્ણુદેવ પંડિતે આજથી બાવીસેક વર્ષ પહેલાં ભાવનગરના એક સંસ્કારી લત્તામાં કરેલો. તેમના વક્તવ્યની નોંધ લેવાના નિમિત્તે મારે તેમાં હાજર રહેવાનું હતું. 'ઉપનિષદ' શબ્દ પોતે જ સૂચવે છે તેમ 'ગુરુની પાસે થોડા અધિકારી શિષ્યોએ મેળવવા જેવું રહસ્યમયી જ્ઞાન એટલે ઉપનિષદ્.' મને થતું કે જેમાં સર્વે, તત્ત્વજ્ઞાન ઝીલવાની પાત્રતા અને ક્ષમતા ધરાવતા નહોતા એવા ધાર્મિકભાવનાવાળા વિશાળ શ્રોતાવર્ગ સમક્ષ ઉપનિષદોને રજૂ કરવાનું દુઃસાહસ પંડિતજી કરી રહ્યા છે. પણ દરરોજ, ઠીક સંખ્યામાં કહી શકાય તેવી મેદનીએ, પંડિતજીની, રોચક વાર્તાની જેમ વહેતી વાગ્ધારામાં, ઉપનિષદ્‌ના તત્ત્વજ્ઞાનનો ભાર પોતે ઝીલી રહેલ છે તેની ખબર ન પડે તેમ, તલ્લીનતા દર્શાવી ત્યારે મને સુખદ આશ્ચર્ય થયું! સરળ અને પ્રવાહી, વિદ્વત્તાપૂર્ણ અને દૃષ્ટાંત સભર, નર્મ અને મર્મયુક્ત, વર્ણ્યવિષયને વળગી રહેનારી, કાળજીપૂર્વકના શુદ્ધ અને મધુર ઉચ્ચારવાળી, ગૌરવપૂર્ણ વાણીથી અંજાતા, કંઈક પામ્યાનો સંતોષ વ્યક્ત કરતા, ધન્યતા દર્શાવતા શ્રોતાઓની, તેમના ચાહકવર્ગની સંખ્યા ઓછી નથી.

પુરાણની મૂળ કથામાં રહેલ વાર્તાતત્ત્વને તથા કાવ્ય અને નાટ્ય તત્ત્વથી યુક્ત અંશને ઉપસાવી સાંભળનારના ચિત્તને તેઓ કથારસમાં જકડી રાખી શકે છે. વેદના મંત્રો, ઉપનિષદ્‌ની કથાઓ, સ્તોત્રો, પુરાણો, સંસ્કૃત કાવ્યો તેમજ અંગ્રેજી, ગુજરાતી, હિન્દી કાવ્યપંક્તિઓ તેમજ ભજનોમાંથી અવારનવાર ઉદાહરણો આપીને તથા તેનાં અર્થઘટનો કરીને, પં. વિષ્ણુદેવજી પોતાની વિદ્વત્તાનો પ્રભાવ પાડી શકે છે. ધર્મ અને તત્ત્વજ્ઞાનના અભ્યાસી શ્રોતાઓને તો તેમની સપ્તાહોમાં ઘણું જાણવા મળે છે. તેમણે વિપુલ સંખ્યામાં (દોઢસોથી વધુ) લખેલ પુસ્તકોમાં 'શિવકથા' અને 'કૃષ્ણ કથામૃત', કથા લેખક તરીકેના તેમના સામર્થ્યનો પરિચય કરાવે છે. આ બન્ને પુસ્તકો બીજી આવૃત્તિ જોઈ શક્યાં છે.

'શિવકથા'ની પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામ જેનું પંડિતજીએ 'માધુકરી' નામ આપ્યું છે તેમાં તેઓ લખે છે. (પૃ.૭) "ફૂલે ફૂ મધુકર ફરે છે અને તેનો સાર રસરૂ ચૂસી ચૂસી મધપૂડો ભરે; એ રીતે વેદ પુરાણો અને વિવિધ સાહિત્યમાંથી રસ ભેગે કરીને પીરસવાની શક્તિ અને યોગ્યતા ` કો'ક વિરલ સાધુચરિત કવિજનમાં હોય છે. વેદો, શિવપુરાણ તેમજ અન્ય પુરાણો, રામાય મહાભારત, શિવસ્તોત્રો, તંત્રગ્રંથો, અંગ્રે હિન્દી, ગુજરાતી ભાષામાં લખાયેલ પુસ્તકો થયેલ શિવવિષયક નિરૂપણ તથા વિવેચન વ રેનો તેમણે આધાર લીધેલ છે.

૩૯૧ પૃષ્ઠના પાકા બાઇન્ડીંગવાળા, અ ફોટા-ચિત્રોવાળા આ પુસ્તકના ત્રણ વિભા

વિભાગ–૧માં ૭ પ્રકરણમાં શિવકથા છે. વિભાગ–૨નું નામ શિવગાથા છે. તેમાં ૧૦ પ્રકરણ છે અને વિભાગ–૩માં ત્રણ પ્રકરણોમાં 'શિવમહા પૂજા'નું નિરૂપણ છે.

આરંભમાં ઋગ્વેદ ૧૦/૯૦ – પુરુષસૂક્તના મંત્રો અને તેનો સમશ્લોકી અનુવાદ આપવામાં આવેલ છે. અનુવાદની પ્રવાહિતા અને શુદ્ધતા માટે એક ઉદાહરણ જોઈએ.

દેવો યજે યજ્ઞથી યજ્ઞને તે,
તે યજ્ઞથી થાય પ્રધાનધર્મો,
પૂર્વે રહે જ્યાં સહુ સહુ સાધ્ય દેવો,

તે સ્વર્ગને મેળવતા ઉપાસકો. (મંત્ર–૧૬)

કથા લેખક તરીકે 'શિવકથા'માં પંડિતજીની નીચે મુજબ વિશેષતા જોઈ શકાય છે.

(૧) સમગ્ર કથા દ્વારા ભગવાન શિવનો, મહિમા, શિવ સાથે સંબંધિત આખ્યાનો ઓછું ભણેલ સામાન્ય વાચક પણ ઉપાખ્યાનો સમજી શકે તેવી સરળ ભાષામાં લખાયેલ છે. બ્રાહ્મણ ગ્રંથોનાં નાનાં નાનાં વાક્યોની જેમ મિતાક્ષરી ભાષાથી વાચક મૂળકથાનાં રસમાં તણાતો જાય છે.

(૨) લેખકની વર્ણનકલા અને નિરૂપણકલા એવાં સરસ છે કે જાણે તે વાચક સાથે વાત ન કરતા હોય ! ઉદા. નૃત્તલીલા વર્ણન પૃ. ૫૨ – "તા તા થૈ થૈ તા, સદાશિવ પગની થાપ આપતા હતા. 'ધિમિક ધિમિક'ના તાલથી મૃદંગ બજતું હતું. તેમના નાચથી કૈલાસ ડોલી રહ્યો હતો. તેમની વિશાળ જટા સર્વ દિશાઓમાં ફેલાતી હતી. મસ્તકની જટાઓ છૂટી ગઈ હતી અને તે મંડળના આકારમાં ગોળ ફેલાઈ ગઈ હતી. મસ્તકમાં રહેલી આકાશગંગાના ફૂવારા ઊડી રહ્યા હતા. ચંદ્રની કળામાંથી અમૃતનાં છાંટણાં થતાં હતાં. લલાટના નેત્રમાંથી અગ્નિના કણો ઊડી રહ્યા હતા." તેમજ પૃ. ૬૨ – "ગંગાનાં નિર્મળ જીળ વહેતાં હતાં........હાથ અને પગના ભાવો સ્ફટિક પથ્થરમાં છાયારૂપે નાચી ઊઠતા હતા."

(૩) પુરાણોના અધ્યાય અને શ્લોકના ક્રમને બદલે તેમણે પ્રસંગ પ્રમાણે વિભાગ અને પેટા વિભાગ કરી કથા લખી છે. પ્રશિષ્ટ સંસ્કૃત મહાકાવ્યોની અસર ક્યારેક વર્તાય છે. ઉદા. પૃ. ૨૫ – "પ્રભો ક્રોધ શમાવો... અવશેષરૂપ બનાવી દીધું." માં કુમારસંભવ સર્ગ–૩ ના क्रोधं प्रभो संहर......ઈ. ની અસર છે.

(૪) તેઓ સ્તોત્રો, ભજનો ઈત્યાદિ પ્રકરણની શરૂઆતમાં, મધ્યમાં કે અંતે આપે છે. કેટલીકવાર કવિનું નામ કે આધાર તેઓ આપતા નથી. ઉદા. પૃ. ૯૫ – "જય જય સુરનાયક....ઈ. ૧૧ પંક્તિના કવિ વિષે લેખક મૌન છે. તેઓ ક્યારેક કવિના નામ સાથે પણ ઉલ્લેખ કરે છે જેમકે પૃ. ૧૦૮ – દક્ષિણના મોરો પંત કવિની પંક્તિઓ.

(૫) લેખક ઉપનિષદ્‌ની વાર્તા પણ રસમય રીતે વર્ણવે છે. જેમ કે પૃ. ૧૦૧ પર 'કેનોપનિષદ્'ની જાણીતી 'યક્ષ આખ્યાયિકા' તેમણે આગવી શૈલીમાં વર્ણવી છે.

(૬) સંસ્કૃતમાં લખાયેલાં વિવિધ શાસ્ત્રોની દેવી ઉત્પત્તિ માનવામાં આવે છે, જે જે શાસ્ત્રના પ્રવર્તક ભગવાન શિવ છે. તેની વિગત વાર્તા સ્વરૂપે પૃ. ૧૪૧ થી "સર્વ કલાઓના ગુરુ" શીર્ષક નીચે દર્શાવેલ છે. જેમાં શિવજીને સંગીત, ધનુર્વેદ, આયુર્વેદ, યોગશાસ્ત્ર વગેરેના આદિપ્રવર્તક દર્શાવેલ છે. તેઓ 'માહેશ્વર સૂત્રો'ના પણ પ્રવર્તક છે.

(૭) પૃ. ૧૬૬ થી ૧૭૧—'તંત્ર રહસ્ય'માં પંડિતજીનું પોતાનું તંત્ર–વિષયક જ્ઞાન તથા પૃ. ૧૯૦ થી ૧૯૪ માં 'માનવ–મંદિરની રચના'માં તેમનું યોગવિષયક જ્ઞાન જોવા મળે છે.

(૮) બ્રહ્મા, વિષ્ણુ, કૃષ્ણ વગેરે દેવો કરતાં શિવશ્રેષ્ઠ છે તે દર્શાવતી કથાઓ આપવામાં આવી છે.

(૯) વિવિધ લેખકોએ શિવ અને તેમના મહિમા વિશે જે લખ્યું છે તેનું પંડિતજીએ સરસ સંકલન કર્યું છે. ભગવાન મનુ, ટી. એ. ગોપીનાથ રાવ, સી. એન. નારાયણ અય્યર, એ. એલ. બશામ, યોગીશ્વર શ્રી અરવિંદ, આનંદશંકર ધ્રુવ, આચાર્ય વિનોબા ભાવે, રોમા રોલાં, સ્વામી વિવેકાનંદ વગેરેના વિચારો શિવમહિમાના સંદર્ભમાં ઉદ્ધૃત કરવામાં આવેલ છે.

(૧૦) 'મા મને દૂધ આપને!' જેવાં જિજ્ઞાસા પ્રેરક વાકયોથી ઉપમન્યુની વાત લેખક શરૂ કરે છે. કેટલાક પ્રસંગો નવલિકા જેવા બની ગયા છે. આ શક્તિ સાહિત્યકારની છે.

(૧૧) તેમણે ભગવાન શિવ વિષયક મહત્ત્વનાં સ્તોત્રો અને તેના પદ્ય કે ગદ્ય અનુવાદો આપ્યા છે. ઉદા. ઉપમન્યુકૃત શિવસ્તોત્રમ્, માર્કણ્ડેયનું મહામૃત્યુંજય સ્તોત્ર, પુષ્પદંતનું શિવમહિમ્ન સ્તોત્ર, ભગવાન શંકરાચાર્યનાં 'શિવમાનસ પૂજા,' શિવાપરાધક્ષમાપન સ્તોત્ર અને વેદસાર શિવસ્તવન...ઈ. તો કવિવર તુલસીદાસ, ભક્ત નરસિંહ મહેતાને તેઓ ભૂલ્યા નથી. ઋગ્વેદ ૭–૫૯–૧૨, યજુર્વેદ ૧૬/૪૧, અથર્વવેદ ૧૧/૧૨/૧૬ શિવસંકલ્પ સૂક્ત પર આધારિત કથાઓ પંડિતજીએ આપી છે. અંતે 'શિવની પૂજનવિધિ'ના વિવરણ સાથે ગ્રંથની સમાપ્તિ થાય છે. 'શિવકથા' એ ભગવાન શિવને કથા દ્વારા ઓળખવાનું મહત્ત્વનું પુસ્તક છે.

O O O

'કૃષ્ણકથામૃત' ઈ.સ. ૧૯૫૬ માં 'સત્ સંદેશ'ના વિશેષાંક તરીકે પ્રકાશિત થયેલું. તેની બીજી આવૃત્તિમાં લેખકે થોડા સુધારા વધારા કર્યા છે.

પંડિતજીએ શ્રીકૃષ્ણને માનવી તરીકે રજૂ કર્યા છે. પુરાણોમાં શ્રીકૃષ્ણ વિષયક આવતા ચમત્કારિક અંશો તેમણે કાઢી નાખ્યા છે. પરમ પૂજ્ય શ્રી કૃષ્ણશંકર શાસ્ત્રીજીએ આ પુસ્તકની પ્રસ્તાવનામાં નીચેના શબ્દોમાં ગ્રંથનું યથાર્થ મૂલ્યાંકન કર્યું છે. પૃ. ૯ – "વિમર્શશીલ લેખકશ્રી વિષ્ણુદેવ પંડિતે એ ગાથામાં (કૃષ્ણવિષયક કથાઓમાં) ગોતું લગાવી, તલપર્યંત પહોંચી, મહામૂલાં મોતી ગોતી લાવી, એમાં જ્યોતિ ઝળકાવવાની ગહન રીતે અખત્યાર કરી છે. શ્રીકૃષ્ણચરિત મહેરામણમાં અવગાહન કરી ઐતિહ્ય કાવ્યને ખંડકાવ્યની પ્રસાદીમાં વ્યક્ત કરવામાં લેખકનો પ્રયાસ સફળ થયો છે."

'કૃષ્ણ કથામૃત'નું સ્વાગત સ્વામી વિદ્યાનંદ, શ્રી પાદ દામોદર સાતવળેકર, શંભુ મહારાજ,

કે. કા. શાસ્ત્રી, વલ્લભરામ વૈદ્ય, ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી, ધૂમકેતુ, પ્રા. આઠવલે વગેરે લબ્ધપ્રતિષ્ઠ સાક્ષરોએ કર્યું છે. શ્રીકૃષ્ણના જીવનના વિવિધ પ્રસંગો અનેક આધાર સામગ્રીમાંથી લીધા હોવા છતાં લેખકે 'કૃષ્ણ કથામૃત'માં શ્રીમદ્ ભાગવત્‌નો ક્રમ સાચવ્યો છે. સાંપ્રદાયિક દૃષ્ટિથી પર રહીને આદર્શ મહામાનવનું ચરિત્રાલેખન કરવામાં તેમને સફળતા મળી છે.

'કૃષ્ણ કથામૃત'માં પ્રકરણના આરંભે શ્લોક કે તેનો સમશ્લોકી અનુવાદ યા કાવ્ય પંક્તિ આપવામાં આવેલ છે. પ્ર – ૧ માં લીલાશુકનો શ્લોક અને ભાષાંતર, પ્ર–૨ માં પાંડવગીતામાંથી અને વિષ્ણુપુરાણમાંથી અવતરણ, પ્ર–૩, ૮, ૧૦માં હિન્દી કાવ્ય 'કૃષ્ણાયન'ની ગુજરાતીમાં અનુવાદિત કરેલ કાવ્ય પંક્તિઓ, પ્ર–૪ માં શ્રી શંકરાચાર્યનો શ્લોક, પ્ર–૫ માં ગોપીગીત શ્લોકનો અનુવાદ, પ્ર–૬ માં 'વસુ'નું ભજન, પ્ર–૭ માં મલ્લાના મશનિ ... ઈ. ભાગવતના શ્લોકનો અનુવાદ, પ્ર–૯ માં સંસ્કૃત શ્લોક અને અનુવાદ, પૃ. ૧૭૮માં 'મારી લાજ તમારે હાથ....ઈ. સ્વરચિત રચના, પ્ર–૧૧ માં શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો છેલ્લો શ્લોક અને અનુવાદ, પ્ર–૧૨ માં ભાગવાનનો શ્લોક અને અનુવાદ આપવામાં આવેલ છે. પંડિતજી પ્રકરણનો આરંભ કાવ્યથી કરીને વાચકોને પોતાની વિદ્વત્તાનો અને રસિકતાનો પરિચય કરાવે છે તથા વાચકોને શનૈઃ કથાભિમુખ કરે છે.

પ્રસ્તુત ગ્રંથમાં શ્રીકૃષ્ણના જીવન પ્રસંગોનું નિરૂપણ છે. મહાભારતની કેન્દ્રવર્તી મૂળ કથા કૌરવ–પાંડવની કથા–પણ મહદંશે આ ગ્રંથમાં આવરી લેવામાં આવી છે.

'કૃષ્ણકીર્તન' આ ગ્રંથનો બીજો વિભાગ છે તેમાં ભાગવત ૧/૧૫ ના શ્લોકો ૩/૨, ૩, ૪ના કેટલાક શ્લોકો, મહાભારતમાં આવતા દસેક શ્લોકો, ભાગવતમાં આવતી અત્યંત જાણીતી 'ભીષ્મસ્તુતિ', કૃષ્ણની બાળલીલા અંગેના શ્રી શંકરાચાર્યના શ્લોકો, આદિ શંકરાચાર્યનું ઓછું જાણીતું શ્રીકૃષ્ણાષ્ટક સ્તોત્ર, મહાપ્રભુજી રચિત મધુરાષ્ટક, લીલાશુકના રાસક્રીડા અંગેના શ્લોકો, તુલસીદાસ રચિત કૃષ્ણધ્યાન અને કૃષ્ણદાસે વ્રજભાષામાં રચેલ 'આરતી'નો સમાવેશ કરવામાં આવ્યો છે. તેમણે સ્તોત્રો મહદંશે પદ્યાનુવાદ સાથે આપ્યાં છે. આ એક કવિની શક્તિ છે.

કૃષ્ણના મહિમા અંગે સ્વામી વિવેકાનંદ, રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ, પ્રા. દાવર, વિનોબા ભાવે, ડૉ. એની બેસન્ટ વગેરેનાં મંતવ્યો સંકલિત કરવામાં આવેલ છે.

પૂ. શ્રી વિષ્ણુદેવ પંડિતજીનું સ્થાન 'અનન્વય' અલંકાર દ્વારા સચોટ રીતે દર્શાવી શકાશે. યુનિવર્સિટીઓના તથા સંશોધન સંસ્થાઓના વિદ્વાન સંશોધકો સાથે તેમની તુલના કરી શકાય તેમ નથી; તેમજ આજીવિકા માટે કથા કહેનારા કથાકારો સાથે તેમની તુલના કરી શકાય નહીં; વિશાળ માનવમેદનીને આકર્ષતા કથાકાર જેવા તથા પણ તેઓ નથી. છતાં પંડિતજી ગુજરાતની જનતામાં અને વિદ્વદ્ વર્ગમાં પોતાનું આગવું સ્થાન ધરાવે છે. પ્રવચનો અને પુસ્તકો દ્વારા શ્રુતિનાં સત્યોને આમ જનતા સુધી રોચક રીતે પહોંચાડવાનું ભગીરથ કાર્ય તેમણે કર્યું છે, તેઓ કરી રહ્યા છે. એ જીવનકાર્ય માટે તેમણે કલમને ખોળે માથું મૂક્યું છે, કમાણીની પરવા કર્યા વિના ! આ તેમનીજ વિશેષતા છે. એટલે હું કહીશ કે પંડિતજી એટલે પંડિતજી.

સંસ્કૃત, ભારતીય સંસ્કૃતિ અને ખાસ કરીને વૈદિક સાહિત્યની તેમના હાથે વધુને વધુ સેવા થાય તે માટે પ્રભુ તેમને નિરામય દીર્ઘ આયુ આપે એવી મારી તેમના સપ્તતિપૂર્તિ સમારોહ પ્રસંગે પ્રાર્થના છે.

# રાષ્ટ્રભાવનાનું બીજ

ડૉ. શાંતિલાલ ઠાકર

ચાર વેદોમાં અથર્વવેદ એક વિશિષ્ટ સ્થાન રાખે છે. ઋગ્વેદમાં ચિંતન છે, જ્ઞાન છે, પરમ તત્ત્વના સ્વરૂપને જણાવનારા મંત્રો છે. યજુર્વેદમાં મુખ્યત્વે કર્મકાંડ છે. સામવેદમાં સંગીત સાથે ઋચા-મંત્રોનું ગાન છે. પણ અથર્વવેદમાં પરમ તત્ત્વના ચિંતનની સાથે સાથે આ લોકમાં ઉન્નતિ કરવાનાં સાધનો બતાવવામાં આવ્યાં છે. અહીં રાષ્ટ્રભાવનાનું બીજ છે, ગૃહસ્થના ઉત્તરોત્તર થતા વિકાસનું દિગ્દર્શન છે. વશીકરણના મંત્રો છે-જેમનો ઉપયોગ ગૃહસ્થાશ્રમને સુખી, સમૃદ્ધિશાળી, સૌમનસ્યથી પરિપૂર્ણ બનાવવા માટે કરવાનો રહે છે, ઘરની પ્રતિષ્ઠાનું વર્ણન છે, ગોપાલન, સંપત્તિ, અન્ન, ધન વગેરે પ્રાપ્ત કરવાનું પ્રોત્સાહન છે, શત્રુ પર વિજય પ્રાપ્ત કરવાની તરકીબો બતાવવામાં આવી છે, બધા લૌકિક વિષયોને આધ્યાત્મિક ઉન્નતિમાં આવરી લેવાની એક નવીન અદ્‌ભુત દૃષ્ટિ છે.

सत्येन उत्तमिता भूमिः । પરમ સત્યના આધારે ભૂમિ ટકી રહી છે; અને सूर्येण उत्तमित्ता द्यौः । અંતરિક્ષ ગતિમાન સૂર્યના આધારે ટકી રહ્યું છે. ઘર બાંધવા માટે કઈ જાતની ભૂમિ પસંદ કરાવી, શાળાનું નિર્માણ કઈ રીતે કરવું, તેમાં કયા કયા દેવોનું આવાહન કરવું, કયા કયા દેવોની કૃપાથી ઘર મંગલમય બની રહે અને આધ્યાત્મિક વિકાસમાં પોતાનો ફાળો આપી શકે, તે ઘર સ્થિર બની રહે, ભાંગી ન પડે, તેમાં વસનારી વ્યક્તિઓ સુખી, સંપન્ન અને આધ્યાત્મિક માર્ગનાં સફરી બની રહે, તેવી મંગલ કામના અથર્વવેદની શાલાસંબંધી ફિલસૂફીમાં પ્રગટ કરવામાં આવી છે. બીજાધાનથી માંડીને સીમંતોન્નયન, મેખલાબંધન સુધીના ગૃહ્ય સંસ્કારો આ પુસ્તિકામાં અથર્વવેદના આધારે વર્ણવવામાં આવ્યા છે. જન્મ થતાં પહેલાં સંસ્કારો દ્વારા જીવની કેળવણીની શરૂઆત થતી અને ક્રમિક સંસ્કારો દ્વારા તે આધ્યાત્મિક કેળવણીનું સંવર્ધન-સંરક્ષણ કરવામાં આવતું. તે અંત્યેષ્ટિ સંસ્કાર સમયે પરિપૂર્ણ થતું અને પાકું ઉમરડાનું ફળ સરલતાપૂર્વક નીચે ખરી પડે છે, તેમજ તે જીવ અમરતાના ખોળામાં પરિપકવ બની ગરી પડતો;-આ અદ્‌ભુત પ્રકારના વિકાસનું સંયોજન આ સંસ્કારોની પીઠમાં દેખા દે છે. ગૃહસ્થાશ્રમમાં કામની શુદ્ધિ કરી, તેને પરમાત્માની ભક્તિમાં પરિવર્તિત કરવાનો હોય છે. દંપતી પરસ્પર પ્રેમયુક્ત જીવન ગાળે ધીમે ધીમે કામ-વાસના ક્ષીણ કરી પરમાત્માની ભક્તિમાં જોડાય, તે ગૃહસ્થાશ્રમનો મૂળ ઉદ્દેશ મુખ્ય હેતુ છે. ગાર્હસ્થ્ય પ્રભુભક્તિના પાઠ ભણવાની પાઠશાળા તરીકે વેદમાં સ્વીકારવામાં આવ્યું છે, તેમાં વશીકરણ જંગડ-મણિ વગેરેનો ઉપયોગ, દંપતીના શુદ્ધ પ્રેમમાં કોઈ વિઘ્ન ન આવે તેની દવા તરીકે સ્વીકારવામાં આવ્યાં છે. પુરુષ લગ્ન કરતો અને ગાર્હપત્ય અગ્નિની સેવા શુશ્રૂષા કરવા માટે પત્ની પરણીને લાવતો,

કે જે અગ્નિ આખરે તેની ચિતાનો અગ્નિ પ્રજ્જવલિત કરવા માટે લઈ જવામાં આવતો. આમ આર્ય ગૃહસ્થ અગ્નિપૂજક હતો, પ્રકાશપ્રેમી હતો, જ્યોતિમાર્ગનો સફરી હતો. હવે પોતાની આજીવિકા ધર્મ્ય રીતે પ્રાપ્ત કરવા માટે તેને ગોપાલન કરવાનું રહેતું. ગાયનો આધ્યાત્મિક અર્થ થાય છે આત્મજ્યોતિનું કિરણ. સરખાવો; ઋષિઓનાં નામ ગૌતમ, જરદ્દગવ- ગવિષ્ઠિવ (આત્મજ્યોતિના કિરણમાં સ્થિર) વગેરે. અર્થાત્, લૌકિક આજીવિકા પ્રાપ્ત કરવાની ક્રિયા સાથે, તેણે આધ્યાત્મિક વસ્તુની પ્રાપ્તિ તરફ ચાંપતી નજર રાખવાની રહેતી. અલક્ષ્મી (ગરીબાઈ) એ લક્ષ્મીની મોટી બેન છે, અર્થાત્, ગૃહસ્થે ગરીબાઈથી હરભડી જવાની જરૂર નથી; ગરીબાઈ પણ યોગ્ય રીતે સ્વીકારાય તો તે પ્રોત્સાહક, બલદાયક અને સહિષ્ણુતાના, હમદર્દીના પાઠ ભણાવનારી દેવીતુલ્ય બની શકે છે; તેના આગમન પછી તેની નાની બેન લક્ષ્મી પણ આવશે તેવું આશ્વાસન પણ આપે છે.

અથર્વવેદની આ પુસ્તિકાઓમાં ક્રમ રખાયો છે—ક્ષેત્રપતિ, ગૃહપતિ, રાષ્ટ્રપતિ, યજ્ઞપતિ, પિતૃપતિ અને સર્વાધિપતિ. અહીં ક્ષેત્રપતિએ ખેતર ખેડવાનું અને ગૃહપતિએ શરીર–મનરૂપી ક્ષેત્રમાં શુભ સંસ્કારો તથા કર્મોનું બીજ વાવવાનું. ઘરનો પતિ બને, ત્યારે પુરુષે પોતાના મૂળ ઘર તરફ સ્વો દમે–આત્મતત્ત્વ તરફ દૃષ્ટિ રાખવાની રાષ્ટ્રના સંગઠન વડે વ્યક્તિ પણ સુખી અને સંપન્ન બને માટે રાષ્ટ્રની ઉન્નતિ તરફ પણ અચૂક દૃષ્ટિ રાખવાની, કેવળ વ્યક્તિગત સુખ તરફ સ્વાર્થી નજર નહિ રાખવાની યજ્ઞનું સ્વરૂપ જ એવું હતું–યજ્ઞ કરનારની સંપત્તિ–માટીનાં વાસણો ખરીદવાં પડે એટલે કુંભારને, બ્રાહ્મણોને જમાડવાના, દક્ષિણા આપવાની, અનાજ તથા ઘી ખરીદવા વેપારીઓને લાકડાં–ઘીની આહૂતિં માટે ગાયોના ગોવાળને તેમજ કાષ્ઠકારને કિંમત આપવાની રહે. આમ આડકતરી રીતે યજ્ઞ એટલે લૌકિક સામ્યવાદ અને સમાજકલ્યાણવાદ પણ હતો. આધ્યાત્મિક અને આધિદૈવિક રીતે અદૃશ્ય વિશ્વશક્તિઓ સાથેની લેવડ–દેવડ દ્વારા સમાજનું અને વિશ્વનું કલ્યાણ સાધવામાં, વૃષ્ટિ વગેરે દ્વારા લોકોને સુખી બનાવવામાં, તે પ્રક્રિયા સાધનારૂપે કરવામાં આવતી અને ખુદ યજ્ઞપતિ વિષ્ણુ ભગવાનનાં દર્શન, આત્મ સાક્ષાત્કાર એ મુખ્ય ઉદ્દેશ રહેતો. વળી પિતૃઓ સાથે સંબંધ બાંધી, તેમના આશીર્વાદ દ્વારા તેમના વંશજોનું આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક કલ્યાણ સધાય, તેવી જોગવાઈ પણ રાખવામાં આવતી. દેવોને અપાતા બલિ વખતે સ્વાહા બોલાય, અને પિતૃઓના તર્પણ વખત સ્વધા બોલાય. સ્વધા એટલે વંશપરંપરાગત પ્રાપ્ત થયેલી યજમાનના સ્વભાવની મૂળભૂત શક્તિ અને છેલ્લે સર્વાધિપતિનું, પરમપિતા પરમાત્માનું આવાહન, તેનો સાક્ષાત્કાર–ઉપર ગણાવેલી પાંચેય પ્રક્રિયાઓ દ્વારા, કરવામાં આવતાં. તે માનવ–જીવનનો પરમ પુરુષાર્થ, ચોથો પુરુષાર્થ ગણાતો આમ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–ચારેય પુરુષાર્થો સિદ્ધ થતા.

વેદોમાં અપૌરુષેય જ્ઞાન અને તેને પ્રાપ્ત કરવાની ક્રિયાઓ સુસંબદ્ધ રીતે, મનોવૈજ્ઞાનિક રીતે બતાવવામાં આવી છે. જગતનો તે સૌથી વધારે પ્રાચીન ધર્મગ્રંથ છે. બધા લોકો મૂળમાં ચારેય વેદો ન વાંચી શકે, તેમને સરળ ભાષામાં સમજાવવાનો આચાર્યશ્રી વિષ્ણુદેવ પંડિતનો

(અનુ. ૪૬ મે પાને)

# પિતૃપરંપરાની સ્મૃતિ

—જયંતિલાલ આચાર્ય

શાંતિનિકેતનના મારા અભ્યાસકાળ દરમિયાન (ઈ. સ. ૧૯૩૧–૩૪) મારા શિક્ષાગુરુ આચાર્ય ક્ષિતિમોહન સેન 'રહસ્યવાદ' તેમજ 'ભારતીય મધ્યયુગની સાધના પરંપરા' શીખવતી વખત કોઈવાર અથર્વવેદનો ઉલ્લેખ કરતા. તેઓ એમ જણાવતા કે 'અથર્વવેદનો રચનાકાળ અગર સંહિતાકાળ ભલે મોડો થયો હોય, પણ તેમાં જણાવેલા વિષયો અતિ પ્રાચીનકાળથી લોકોમાં પ્રચલિત હોય અને તે સૌને તેમાં સ્થાન મળ્યું હોય.' એ રીતે જોતાં અથર્વવેદ કદાચ લોક-સંહિતા ગણી શકાય. ઘણીવાર તેઓ વ્રાત્યસૂક્ત, ઉચ્છિષ્ટસૂક્ત તેમજ પૃથ્વીસૂક્તનો ઉલ્લેખ કરતાં; એટલું જ નહીં પણ એમ જણાવતા કે "બાઉલ-મતની અજસ્ર ધારાનું મૂળ અને તેના વિશાળ ભંડારનો પરિચય" અથર્વવેદમાં મળી આવે છે. વળી સ્વર્ગને લોભે અથર્વવેદે પૃથ્વીને અગ્રાહ્ય ગણી નથી ઊલટું તેને માતા કહીને આથર્વણ ઋષિએ તેની સ્તુતિ કરી છે. તદુપરાંત સ્કંભને વિષે, પ્રાણને વિષે, બ્રહ્મચારીને વિષે આશ્ચર્યકારક વાણી જોવા મળે છે. 'नवो नवो भवसि जायमान:' (૧૪, ૨, ૨૪,) अंति संतं न जहाति अंति संतं न पश्यति' (૧૦, ૮, ૩૨) જેવી મંત્રોક્તિઓ આપણને એક અપૂર્વ સ્મરણ કરાવે છે.

સ્નેહી ભાઈ આચાર્ય વિષ્ણુદેવ પંડિતે ગુજરાતને વેદનો પરિચય કરાવવા આદરેલ આ યજ્ઞકાર્યમાં મારે પણ યથાશક્તિ 'પિતૃપતયે સ્વાહા' ભણીને એક આહૂતિ આપવી એવા તેમના મમતાભર્યા આદેશને વશ થઈને આ વિષયમાં 'અજ્ઞ' હોવા છતાં 'મંત્રદઃ પિતા'ને સ્તુતિ કરીને કંઈક લખવા પ્રેરાયો છું.

ખરી રીતે જોતાં મારા જેવા સામાન્ય માણસની દૃષ્ટિએ આપણા પિતૃઓ–વડવાઓ બાપદાદાઓના અસ્તિત્વને વિષે કોઈ શંકાનું કારણ નથી–પછી પાંડિત્યની કે વિદ્વત્તાની દૃષ્ટિએ તેમાં ભલે ઉહાપોહને સ્થાન હોય. મારા પિતા હતા, મારા પ્રપિતા હતા અને એવી પિતૃ પરંપરાની સ્મૃતિ મારા ચિન્મયલોકમાં હંમેશને માટે અંકિત થયેલી છે; તે જ પ્રમાણે રાષ્ટ્રના પિતા વિશ્વના પિતા એમ આખી અદૃષ્ટ છતાંય વિશ્વવ્યાપી પૈતૃક પરંપરાને અવગણવાની ધૃષ્ટતા કરું, તો હું એક અહંકૃત વિસંવાદના વમળમાં ફસાઈ જાઉં, એમ મને નમ્રપણે જણાય છે. પશ્ચિમના એક પંડિતે જણાવ્યું છે, 'તમે આપણે સૌ આપણા મહાન પિતૃઓના આધ્યાત્મિક વારસો છીએ, અને એમાં નાનમ શાની? એ ઋણ સ્વીકાર્યે જ છૂટકો છે.' ગુરુદેવ રવીન્દ્રનાથે કહ્યું છે તેમ "પિતામાં પિતારૂપે જે સત્ય છે, તે તેઓ જ છે." પિતામાતાને જો આપણે એક પ્રાકૃતિક દૃષ્ટિથી જ માત્ર જોતા હોત, અર્થાત્ આપણા મર્ત્ય જીવનનું પ્રાકૃતિક કારણ

માત્ર તેઓ જ હોત, તો આ પિતામાતાના સંભાષણને આપણે ભૂલે-ચૂકે પણ અનંતની સાથે યુક્ત ન કરત. પરંતુ મનુષ્ય પિતામાતામાં-પિતૃપરંપરમાં પ્રાકૃતિક કારણના કરતાંય એક ઘણી મોટી વાતનો અનુભવ કરે છે, એમનામાં એવી એક વસ્તુનો પરિચય પામે છે. જે છે અંત-હીન, ચિરંતન, જે વિશિષ્ટ પિતામાતાની સમગ્ર વ્યક્તિગત સીમાને ઓળંગી જાય છે. આપણે એમનામાં એવું કંઈક પામીએ છીએ, જેને લઈને ચન્દ્ર, સૂર્ય, ગ્રહ અને તારાઓ અસ્તિત્વ ધરી રહ્યા છે; જેઓ અનાદિ-અનંતકાળને નિયંત્રિત કરી રહ્યા છે, તે પરમ શક્તિને તેઓ 'તમે પિતા છો' એમ કહીને સંબોધી રહ્યા છે."

શ્રી આપ્ટેના 'સંસ્કૃત કોશ'માં પિતૃ-પતિનો અર્થ 'યમ' એમ કર્યો છે. આ 'યમ' કેમ કરીને પિતૃઓના પતિ કહેવાયા, તેની શાસ્ત્રોક્ત કે શ્રુતિપ્રમાણયુક્ત વ્યાખ્યા આપવાની મારી ક્ષમતા નથી. તેમણે નચિકેતાને બ્રહ્મવિદ્યા શીખવી હતી, તેઓ પાપીઓનું શાસન કરનાર છે, પુણ્યશાળીઓ પ્રત્યે સૌમ્ય હોઈ ધર્મરાજનું બિરુદ પણ ધારણ કરે છે, – આવા યમ પિતૃઓના પતિ, અર્થાત્ શાસક હોય એમાં નવાઈ નથી. આપણે ત્યાં તો રાષ્ટ્રના પતિ જોઈએ, ગૃહના પતિ જોઈએ, યજ્ઞના પતિ જોઈએ, – એટલે કે કોઈને કોઈ રૂપે શાસન કરનાર જોઈએ. તેથી યમ પિતૃઓનું શાસન કરે, તેમના પાપપુણ્ય પ્રેરિત કર્મોનો ન્યાય તોળે, તેમના સૂક્ષ્મ-કારણ-દેહને યથાસ્થિત રાખી દેખરેખ રાખે-આવું ઘણુંબધું તેમને વિષે કહી શકાય, પરંતુ બંગાળના નવદ્વીપના નૈયાયિકોની રીતે "એ ઓ બાલ" (આ પણ બહારની, સ્થૂળ, વાત થઈ) એમ કહીને આપણે તેમના આંતરિક સ્વરૂપની, તેમના તાત્ત્વિક રૂપની તેમના પર આરોપિત વ્યક્તિત્વની ખોજ કરીએ, તો તેઓ શું હશે, કેવા હશે, કેવા હશે, – એતો અનુ-ભવની વાત થઈ ગણાય. અને ત્યાં મૌન જ ઈષ્ટ લાગે છે. કદાચ યમ પોતે કોઈ અનિર્વચનીય સત્-તામાં વિલીન થઈ જતા હોય !

હા, એક વાત મારા નમ્ર મતે સાચી લાગે છે કે, મારા આદિ પુરુષ ગૌતમ (ગૌતમ ગોત્રી ભારતની પિતૃપરંપરા, તેમજ, સમગ્ર માનવ-જાતિની પૈતૃક પરંપરા જેમાં સોક્રેટિસ, પ્લેટો, પ્લોટિનસ, ઓઈહિમ, લાઓત્સ, કન્ફ્યુશિયસ ઈત્યાદિ) પ્રાતઃ સ્મરણીય, પુણ્યશ્લોક અને જગતના આદિ મૂળની સાથે ક્યાં યુક્ત હોય (સરખાવો; 'યુક્ત કરો હે સબાલ સંગે' એમ લાગે છે. પશ્ચિમના એક પ્રાયઃઅજ્ઞાતે, મહા-મનીષિ ઋષિસમ એમિયલે (AMIEL) પ્રાર્થ્યું છે તેમ હું કહીશ; "ચિર નિદ્રામાં પોઢી ગયેલા હે પિતૃઓ, અમે તમારા જીવંત વારસો તમારે વિષે ચિંતન કરીએ છીએ, અથવા તે જાતિની યાત્રાનું સાતત્ય આગળ ધપાવી રહ્યા છીએ." અને રવીન્દ્રનાથની અમર પંક્તિઓમાં કહીશ : "આ જીવન છે એક ઉગ્ર તપસ્યા, જીવનના અંત લગી. સત્યના કઠિન પુરસ્કારને પામવાને સઘળાં દેવાં-ઋણો-મરીને ચૂકવવા પડશે." આ સઘળી પિતૃપરંપરાનો યોગ્ય વારસ થાઉં તો કૃતકૃત્ય અને પેલા પિતૃપતિનો કંઈક અણસારો (જીવતાં મરીને) પામું તો તો ધધધધ ! આટલી મારા મંત્રદઃ પિતાને પ્રાર્થના છે.

ભાઈ વિષ્ણુદેવ પંડિતે મને મારું અત્યલ્પ પિતૃતર્પણ કરવાની તક આપી તે બદલ તેમનો ઋણી છું; इति शम्

# શ્રીમદ્ ભાગવત સંશોધનને માર્ગે

—શ્રી સીતારામ શાસ્ત્રી

આપણાં રામાયણ, મહાભારત અને શ્રીમદ્ ભાગવત આ ત્રણેય ગ્રંથો અદ્વિતીય છે; તેમાં પણ ગોસ્વામી તુલસીદાસનું રામાયણ અને ભગવાન બાદરાયણનું શ્રીમદ્ ભાગવત કંટકાકીર્ણ કર્તવ્ય પંથે ચાલતા માનવને આત્મતૃપ્તિનું દિવ્ય પાથેય પૂરું પાડે છે.

આજના સંશોધક વિદ્વાનોની દૃષ્ટિ પ્રાચીન મહાન ગ્રંથોના સંશોધન માર્ગે વળી છે અને એના ફલસ્વરૂપે પૂનાની ભાંડારકર સંસ્થાએ મહાભારત માટે તેમજ વડોદરાના પ્રાચ્ય વિદ્યા મંદિરે રામાયણ માટે પ્રયત્નો કર્યા છે. અમદાવાદમાં પણ ગુજરાત વિદ્યાસભાએ શ્રીમદ્ ભાગવતનાં સંશોધિત સંસ્કરણો પ્રગટ કરવાનું વિચાર્યું છે. રામાયણ અને મહાભારતના સંશોધિત સંસ્કરણો પ્રામાણિક ગણી શકાય તેવાં પૂનાથી અને વડોદરાથી પ્રગટ કરવા ઉપર જણાવેલી બન્ને સંસ્થાઓએ સ્તુત્ય પ્રયાસો કર્યા છે. એ સંસ્કરણોમાં પાશ્ચાત્ય સંશોધન પ્રણાલિકા અને અંગ્રેજી પરિભાષાઓને આધારશિલા બનાવાઈ છે.

હવે યુગ પલટાયો છે. સ્વતંત્ર ભારતના નિકટ ભવિષ્યમાં જ સંભવતઃ પાશ્ચાત્ય પદ્ધતિના માનદંડ લઈ અનુગામી બનનારા પ્રજ્ઞાચક્ષુઓનો સાર્થવાહ જડવાનો નથી. એ વિચારકોએ સમજીને આગળ વધવાનું છે. અડધા સૈકા પછી આ મહાન ગ્રંથોને સંસ્કૃતમાં તેના મૂલરૂપે વાંચનારા અને વિચારનારા તો મળી જ આવવાના; પરંતુ એ વિચારકોને મન અંગ્રેજી પરિભાષા અને સંશોધન પ્રણાલીનું મહત્ત્વ કેટલું હશે, એ વિચારવા જેવું છે. અને એ રીતે વિચારતાં સમયનું વહેણ પારખનારા વિવેચકો આપણા પ્રાચીન ગ્રંથોના સંશોધનોમાં આવતી પરિભાષાઓ અને સંજ્ઞાઓને કોઈ વિદેશીય ભાષામાં ન આલેખતાં સંસ્કૃતમાં જ આલેખે તો એ પદ્ધતિ ભારતીય પ્રાચીન વાઙ્મયનું ગૌરવ અને અસ્મિતા વધારશે, સાથે સાથે અન્યોન્ય ભાષાના વિદ્વાન વિવેચકોને પ્રભાવિત કરશે. એ રીતે વિશ્વના વ્યોમમાં આપણા પરમ પાવન વાઙ્મયની વિજયપતાકા ફરકાવવાનો સુયશ અર્વાચીન કાળના આપણા ભારતીય વિદ્વાનોને જ મળવાનો છે; એ અસંદિગ્ધ છે.

મહાગુજરાતે ગૌરવ લેવા જેવી વિભૂતિ આપણી પાસે છે, જેમને ભગવત કૃપાએ વૈદિક કાળથી આરંભી અર્વાચીન કાળ સુધીના સંસ્કૃત વાઙ્મયને પરખવાની તેમજ પાશ્ચાત્ય અને પૌર્વાત્ય પદ્ધતિએ માર્મિક સમીક્ષા કરવાની દિવ્ય સૂઝ મળેલી છે. તે આપણા આદરણીય પૂ. પં. વિષ્ણુદેવજી છે. એમના તત્ત્વાવધાનથી પ્રાચીન સાહિત્યના સંશોધનમાં મૌલિક સંસ્કૃત સંજ્ઞાઓ, પરિભાષાઓ અને સંશોધનની પ્રણાલી મળી શકે એવો મારો નમ્ર અભિપ્રાય છે.

અમદાવાદની ગુજરાત વિદ્યાસભાએ શ્રીમદ્ ભાગવતની સંશોધન પ્રવૃત્તિ આરંભી; ત્યારે આ પ્રવૃત્તિનું મંગલ પ્રસ્થાન પૂ. પં. શ્રી. વિષ્ણુ

દેવજીએ આરંભ્યું અને વર્ષો સુધી એ સાધનાનું મહાવ્રત તેઓ કરતા જ રહ્યા. જોકે આજે પૂ. પંડિતજી વિદ્યાસભામાં નથી, પરંતુ એમની સાધનાનો અખંડ પ્રવાહ ચાલુ જ રહ્યો છે. 'રામાયણ અને મહાભારતની જેમ શ્રીમદ્ ભાગવતમાં મોટા પાઠાંતરો, પાઠભેદો કે ક્ષેપકો આવતાં નથી. એ દૃષ્ટિએ શ્રીમદ્ ભાગવતનું સંશોધન વ્યવસ્થિત રીતે ખૂબ જ અભ્યાસપૂર્ણ થઈ શકે એવો પૂ. પંડિતજીનો સ્પષ્ટ મત છે.

અગિયારમાં સૈકામાં થયેલા પરમ વંદનીય અને શ્રી નૃસિંહ પ્રભુની અનન્ય કૃપાપાત્ર શ્રી શ્રીધરસ્વામીએ સંશોધનની દિશામાં પાવન પગલાં માંડી અર્વાચીન સંશોધકો માટેનો કંટકાકીર્ણ માર્ગ સ્વચ્છ તેમજ સુગમ બનાવી આપ્યો છે. તે જ રીતે પંદર સૈકામાં સાક્ષાત્ ભગવત્સ્વરૂપ આચાર્ય ચરણ શ્રીમદ્ વલ્લભાધીશ પ્રભુએ આ માર્ગ સુગમ બનાવ્યો છે. તે પછી શ્રીમાધ્વ ગૌડીય સંપ્રદાયના આચાર્યો પણ એ માર્ગને મહારી ગયા છે. સાથે દક્ષિણ ભારતમાં વિકાસ પામેલા આલવાર સંપ્રદાયની વિશિષ્ટાદ્વૈત મત પરંપરામાં પણ શ્રીમદ્ ભાગવતને પ્રમાણ ગ્રન્થ ગણીને, તે પર ટીકાઓ, ટિપ્પણીઓ અને સ્વતંત્ર ગ્રંથો પણ સારા પ્રમાણમાં આપેલા છે.

પૂ. પંડિત શ્રી વિષ્ણુદેવજીએ મધ્યયુગમાં થયેલા આ બધા પ્રયત્નોનો ખૂબ કાળજીથી અભ્યાસ કર્યો છે અને તે પરથી તેઓશ્રીએ ગીતાધર્મના વિશેષાંકરૂપે આકાર પામેલા પોતાના સરળ ગુજરાતી ભાષાન્તર સાથેના શ્રીમદ્ ભાગવતના પહેલા ભાગમાં 'ભાગવતના સ્વરૂપની વિચારણા' એ લેખમાં સ્પષ્ટ તારવણી કાઢીને બતાવી આપ્યું છે કે, 'શ્રીમદ્ ભાગવતના મુખ્યત્વે ત્રણ પાઠો જોવામાં આવે છે. શ્રી શ્રીધરસ્વામીનો ગૌડીય પાઠ. શ્રી સુબોધિનીકાર શ્રીમદ્ વલ્લભાધીશજીનો કાશિક પાઠ તેમજ શ્રી રૂપગોસ્વામી અને જીવગોસ્વામીનો ગુર્જર પાઠ. આ ત્રણે પાઠોમાં પણ મોટા અવાન્તર પાઠભેદ નથી. વિજયધ્વજ અને વીરાઘવ જેવા ટીકાકારોના પાઠોનો પણ ઉપરના પાઠોમાં સમાવેશ કરી શકાય !'

આમ પાઠ સંશોધનની દિશાએ શ્રીમદ્ ભાગવતમાં કંઈક કરવાનું રહેતું નથી, જો શ્રીધરસ્વામીનો પાઠ મુખ્યત્વે સ્વીકારવામાં આવે, જેનો સ્વીકાર ગણપત કૃષ્ણાજીએ છાપેલ શ્રીધરી ટીકા સાથેના મૂલપાઠને ફ્રેન્ચ વિદ્વાન બર્નફે સ્વીકારેલો છે; તે જ રીતનો પાઠ ગીતા પ્રેસ ગોરખપુરથી પ્રગટ થયેલા શ્રીમદ્ ભાગવતમાં પણ સ્વીકારાયો છે અને ગીતાધર્મના આ વિશેષાંકોમાં એ જ પાઠ સ્વીકારી શ્રીમદ્ ભાગવતનાં ભાષાન્તર સાથેનાં સુંદર સુવાચ્ય સંસ્કરણો પૂ. પંડિતજીના અથાગ પરિશ્રમથી તૈયાર થઈ રહ્યા છે.

પૂ. પંડિત શ્રી વિષ્ણુદેવજી પ્રાચીન અને અર્વાચીન પરંપરાના સારા વિદ્વાન અને વિવેચક છે. તેઓશ્રી પોતાની મૌલિક વિચારધારાએ શ્રીમદ્ ભાગવતની અંતરંગ અને બહિરંગ સમીક્ષા કરી, તેમાં આવતી દૃષ્ટાન્ત કથાઓ અને સિદ્ધાંતોનું ધર્મ સમન્વયની દૃષ્ટિએ સંશોધન કરી લોકભોગ્ય ભાષામાં આબાલવૃદ્ધ સૌના અંતરમાં તિમિર ટાળે એવા પ્રયાસો વર્ષોથી કરી રહ્યા છે. એ એમના અનેક ગ્રંથો જોવાથી ખૂબ જ સ્પષ્ટ થાય તેમ છે.

આવા પરમ સાત્ત્વિક અને નિર્મત્સર પુરુષો દ્વારા પારમહંસ્ય સંહિતાનું સમન્વયાત્મક સંશોધનકાર્ય પાર પડે; એ અભિલાષા સૌને રહે જ છે. ભગવત્કૃપાથી આ અભિલાષા પૂર્ણ થાય એ જ અભ્યર્થના.

# આચાર્યની સાહિત્ય સેવા

—જેઠાલાલ ત્રિવેદી, રાંધેજા

આચાર્ય શ્રી વિષ્ણુદેવભાઈ પંડિતનું નામ વેદસાહિત્યના સંનિષ્ઠ અભ્યાસી તરીકે ગુજરાતમાં જાણીતું છે. તેમની સાધનાના પરિપકવ ફળરૂપે તેમણે ચારે વેદોના ભાષા–ભાષ્યનુ ભગીરથ કામ હાથ ધરીને આજ પર્યંત છ દળદાર ગ્રંથો ગુજરાતને આપ્યા છે અને વધુ છ ગ્રંથો તૈયાર કરવાનું કામ ચાલી રહ્યું છે. આ મહાન કાર્યેને જોતાં, તેમની વેદભક્તિ જોતાં તેમને ગુજરાતના 'સાતવળેકર' કહી શકીએ.

તેમના વેદવિષયક કાર્યને બીજા અધિકારી વિદ્વાનો યોગ્ય રીતે બિરદાવશે જ એમ માનીને હું તેમની ઈતર સાહિત્યપ્રવૃત્તિ વિષે બે શબ્દો લખવા ઈચ્છું છું. તેમણે ભિન્નભિન્ન વિચાર શ્રેણીના વાચકોને ખ્યાલમાં રાખીને વૈવિધ્યપૂર્ણ ધાર્મિક સાહિત્ય પ્રગટ કર્યું છે. 'કૃષ્ણકથામૃત 'શિવકથા,' 'શ્રી મહાપ્રભુજી,' 'ભાગવત બિચાર-સુધા', 'ગાયત્રી વિજ્ઞાન' વગેરે અનેક ગ્રંથો તેમની ધર્મભાવના અને સમાજનિષ્ઠાના દ્યોતક બન્યા છે. જુદીજુદી કોટિના વાંચકોને સંતર્પક બને તેવું આ સાહિત્ય આવકારપાત્ર છે. તેમણે સત્ સંદેશ માસિકનો 'શક્તિઅંક' પણ સંપાદિત કરેલો છે. એ રીતે તેમણે કૃષ્ણભક્તો શિવભક્તો, પુષ્ટિમાર્ગના ભક્તો, શક્તિ ઉપાસકો અને ગાયત્રી ઉપાસકો એ બધાને ખ્યાલમાં રાખ્યા છે. એ દરેકને પોતપોતાના મત કે રુચિ અનુસાર ગમે અને પ્રેરે એવું સાહિત્ય તેમણે ઉચ્ચ પ્રકારની સેવાભાવના સાથે રજૂ કર્યું છે.

'ગીતાધર્મ' તથા 'સત્ સંદેશ' ના સંપાદક તરીકે તેમણે ગુજરાતી સાહિત્યની સાત્ત્વિકભાવે જે સેવા કરી છે, તે નોંધપાત્ર ગણાય. આ બધામાં આગળ તરી આવે છે. તેમણે સંપાદિત કરેલો 'સત સંદેશ, માસિક નો 'શક્તિઅંક'. મારી જાણ પ્રમાણે ગુજરાતી સાહિત્યમાં આ વિષયનો આવો બીજો સમૃદ્ધ, મૌલિક અંક નહિ થયો હોય. એનું નામ છે 'શક્તિઅંક' છતાં તેમાં ખૂબ વૈવિધ્ય છે. તંત્રના, યોગના તથા સાહિત્યના અભ્યાસી માટે તે એક મૂલ્યવાન સંદર્ભગ્રંથ બન્યો છે. હું તો તેને સંદર્ભ માટે મારા ટેબલ ઉપરજ રાખું છું. એમાં શું શું મળે છે?

ઘણું બધું મળે છે. પંડિત વિષ્ણુદેવ ભાઈએ લખેલા 'શક્તિપૂજા' અને 'ગાયત્રી–મહાશક્તિ' શીર્ષકવાળા લેખોનો અહીં માત્ર ઉલ્લેખ જ કરું છું. અહીં ડો. હિમ્મતરામ જાની આપણને 'સુધા સિન્ધુ, ની શોધમાં લઈ જાય છે, તો પ્રો. હનુમંતરાવ ભીડે 'સૌંદર્ય લહરી' ના રહસ્યમાં તરબોળ કરી મૂકે છે, પંડિત સાતવળેકરજી વેદોક્ત 'માતૃભૂમિ'નું દર્શન કરાવે છે. તો વળી શ્રી અરવિંદનું રચેલું 'દુર્ગાસ્તોત્ર' અહીંજ પહેલવહેલું જોવા મળે છે. સ્વામી વિવેકાનંદજીનું 'પ્રાણશક્તિ અને કુંડલિની' વિષેનું વિવરણ રજૂ કરતા આ અંકમાં 'હંસ–મીઠુ' નો 'સૌંદર્યલહરી' નો જૂનામાંજૂનો ગુજરાતી અનુવાદ સર્વપ્રથમ પ્રગટ થાય છે. 'સ્રી શક્તિ છે મહાશક્તિ 'શીર્ષક વાળો શ્રી વિદ્યુતરાય દેસાઈ-

નો અમર-સ્વયંપ્રભાનો સંવાદાત્મક લેખ પણ આ અંકનું એક આભરણ બને છે.

ગુજરાતનાં શક્તિપીઠો, નાનાં મોટાં શક્તિ-મંદિરોનું ગામથર વિવરણ અને મધ્યકાલીન ગુજરાતી કવિઓની શક્તિ ઉપાસનાને સ્પાર્શતી કવિતાનું દોહન આ અંકને અભિનવ 'શક્તિ-પુરાણ' બનાવી દે છે. આ અંકના સંપાદન દ્વારા પંડિતજીએ તેમની બહુમુખી પ્રતિભા અને બહુ-શ્રુતતાનું સુચારુ દર્શન કરાવ્યું છે.

આ વિષ્ણુદેવજીના વેદ ભાષા-ભાષ્ય વિષયક પુરુષાર્થની વાત ઘણી મહત્ત્વની છે. તે સાથે બહુજન-સમાજને ઉપકારક તેમની ઈતર સાહિ-ત્યિક પ્રવૃત્તિ પણ તેટલીજ ઉપકારક છે. લંબાણ ભયને કારણે અહીં માત્ર તેનો નિર્દેશજ કરીને વિરમું છું, અને પં. વિષ્ણુદેવભાઈને શુભ-કામના સહ દીર્ઘાયુષ્ય પ્રાર્થું છું

---

**રાષ્ટ્રભાવનાનું બીજ** (અનુ. પાન ૪૦ થી ચાલુ)

આ પ્રયાસ સ્તુત્ય છે. આપણી શાળા મહાશાળાઓના વિદ્યાર્થીઓને તેમાંથી અનુપમ, દિવ્ય સામગ્રી ઉપલબ્ધ થશે. આ એક ખોટને પૂરવા માટેનો બલિષ્ઠ પ્રયાસ છે. તેમાં પૂજ્યશ્રી ગંગે-શ્વરાનંદજી મહારાજની પ્રેરણા, પૂ. શ્રી મોટાએ આપેલું દાન, યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ વગેરે સહાયભૂત થયાં છે, તેથી તે બધાં આપણા અભિનંદનનાં પાત્ર છે. મારી તો એવી ઇચ્છા છે કે પછીથી વૈદિક સમાજ, વેદના ઋષિઓની ઉપાસના, વૈદિક દેવદેવીઓનું આધ્યાત્મિક રહસ્ય, વૈદિક કાળમાં સ્ત્રીઓનું સ્થાન. વેદની ભૂગોળ, વેદકાલીન ઇતિહાસ, વેદ-ભારતીય સંસ્કૃતિનું ઉદ્‌ગમ સ્થાન વગેરે વિષયો પર અભ્યાસપૂર્ણ, સ્વતંત્ર પુસ્તિકાઓ પણ લખાય; તે વિષયોને ઓલ ઇન્ડિયા રેડિયોના વાર્તાલાપોમાં સ્થાન મળે, વેદની અર્થ સાથે સાથે સપ્તાહો ગોઠવાય, ભારતવર્ષ જગતના દેશોને આ કટોકટીના સમ-યમાં વેદનો મૌલિક સંદેશ આપી શકે તેમ છે અને તે પણ સાત્ત્વિક ગર્વ સમેત. આશા છે કે તે વિષયમાં પણ સક્રિય સભર પગલાં ભરાશે. આ વેદ-પરિચય પુસ્તિકાઓના પ્રકાશન માટે ફરીથી આચાર્યશ્રી વિષ્ણુદેવ પંડિતને તથા બધી લાગતીવળગતી સંસ્થાઓને, દાતાઓને મૂળ પ્રેરણા આપનાર મહામંડલેશ્વર શ્રી ગંગેશ્વરાનંદજી મહારાજને હું અભિનંદન, અભિ-વાદન અને પ્રણામાંજલિ સમર્પું છું. આશા રાખું છું, કે આપણી ઊગતી ઊગતી-યુવાન-પેઢી આ પુસ્તિકાઓનો ખૂબ ખૂબ લાભ ઉઠાવે.



# સાંસ્કૃતિક જાગૃતિનું કવિકર્મ

—હરીશ વિ. પંડિત

ભગવાન ગણાતા શિવકૃષ્ણના માનવરૂપનું આલેખન કથાસાહિત્ય માટે એક સર્જકીય સાહસ છે. શ્રદ્ધાને હલાવ્યા વિના ભાવકહૃદયમાં એની માનવતાનો મહિમા કરવો, એ સર્જકને માટે નાનુસૂનું કર્મ નથી. કર્મના સંદર્ભમાં ભાવ, ભાષા, મૂલ્યો, માન્યતાઓ, આ બધાનો મુકાબલો કરવાનો પણ આવે. એ વખતે લેખકે જ પસંદ કરી લેવાનું રહે કે કયો રસ્તો પસંદ કરવો ? સમાજની ચાલી આવતી પરંપરાઓને નવાં માનવ્ય પરિમાણો અર્પવાની સંકલ્પના શિવકૃષ્ણ સંદર્ભ પં. વિષ્ણુદેવજી એમના કથાગ્રંથો-શિવકથા, કૃષ્ણકથા–માં કંડારે છે.

લગ્નમંડપમાં કુલગોત્રનો પ્રશ્ન અનિવાર્ય રિવાજ છે. એને માટે લેખક પસંદ કરે છે ભલા–ભોળા–વેદિયા ગર્ગને. પુરોહિતને અધિકાર તો ખરો જ. શિવ આનો સામનો કરે છે ! એ પણ ગર્ગ જેવા જ છે. પરિણામે ? હોહા, હાય-હાય, રંગમાં ભંગ. શિવનું અભિજ્ઞાન ? હા, સમાજ પાસે બેઠા હોઈએ તો એનાં ધારાધોરણો સ્વીકારવાં જોઈએ. સ્ત્રીઓ વિશેષ અને વધુ વ્યવહારુ. ગર્ગનો ઉકેલ નારદ નાદ દ્વારા લાવે છે. મોટા કોલાહલ વચ્ચે સતત બજતા તારનો નાદ: એ છે તો આ ય છે ! વિસંવાદ વચ્ચે સંવાદ એ શિવની ઓળખાણ. સંભવામિનો સવિચારો પણ રહેતો નથી, જે હતો છે હશેનો તો અંગૂલિનિર્દેશ જ. શિવની મંડપમધ્યે આ નાદ સ્થાપતા લેખકનું અભિપ્રાય કવિકર્મ હોઈ શકે, કારણ, કાળભૈરવની અકળામણ, મેનાં રાણીનાં રુસણાં અને ગૌરીનો સંકલ્પ એમણે ક્રમિક રીતે આલેખ્યાં છે. એવું બીજું આલેખન છે શિવ-શક્તિના સંસારમાં દેહધર્મનું : ગૌરીને અડતાં તો કામ જાગતો, શક્તિના સ્પર્શથી કોઈ વિકાર ન્હોતો થતો (પૃ–૬૧)–આ ચાલે નહિ ને પણ ! તારકાસુરનું શું ? આત્મધર્મમાં લીન સદાશિવને દેહધર્મમાં ઉતારવા એ કેટલું અઘરું ? પાર્વતીની આ મૂંઝવણને ઉકેલ મળે છે સખી વિજયાની સલાહમાં : 'શરીરના ધર્મો તો હલકા ઉપાયથી જ સધાયને, મહાદેવી !' (પૃ–૬૨). શિવ પ્રત્યેનો આદર હોવા સાથે શરીરધર્મની સમજ પણ અહીં યોગ્ય પાત્રપ્રસંગે અભિવ્યક્ત થઈ છે. માનવના સંબંધોમાં લેખકની આ દૃષ્ટિ કૃતિને માનવ્ય બનાવે છે.

કૃષ્ણને માટે આવા પ્રશ્નો ન જ હોય. એને માટે લેખક આલેખે છે કલહકંકાસનું કથાબીજ. સમાજમાં કયા વર્ગવર્ણમાં એ નથી હોતાં ? કૌરવોમાં હોય, પાંડવોમાં હોય, પરન્તુ યાદવોમાં પણ એ હોય ? હોય, ભલેને કુલશ્રેષ્ઠ કૃષ્ણ એના વડીલ હોય. એની વાત જાહેરમાં એ ન કરી શકે (શિવને કેટલું બધું સુખ ? નહિ ?) કરે તો ય અર્જુનને, તે પણ એકાંતમાં (પૃ–૩૩૭). 'કૃષ્ણકથા'માં પરિતાપનો વાણીલય શરૂ થાય છે, છાતી ઉપર હાથ મૂકીને કહેતા હોય એવા 'મે'–'મે'–'મે' ના ત્રિવિધ આવર્તનથી, પછી હાથ લંબાય છે નિર્વેદભર્યો નિર્દેશરૂપે,

'આ યાદવો,' 'આ બળરામ,' 'આ બિચારો,' અંતે આવે છે લાચાર મમતાનો એકરાર : 'મારી દશા જુગટું રમનારા બે છોકરાની મા જેવી છે, તે એકનો જય થવાનાં શુભાશિષ આપે છે પણ બીજાનો પરાજય ન થાય, એવી ભાવના રાખે છે (પૃ-૩૩૮).' યાદ આવે છે ને મા ગાંધારીએ આપેલો શાપ ? સંતાન એટલે જ સંતાપ—એવી આજની ઉક્તિ શ્રીકૃષ્ણને માટે કેવી વિશ્રી લઈ આવે છે ? આ એક એવું વિષપાન છે, જે પોતાના કુળના કલહકંકાસનું હોવાથી ખાનગી રીતે પી જવું પડે છે—કૃષ્ણ છે તેથી શું ? કવિન્યાયની પ્રસ્તુતતા અને ઉચિતતા એમાં જ છે. જ્યારે શિવને માટે આ જે વિષપાન કેવો ગૌરવભર્યો પ્રસંગ બની રહે છે (ઉપર એકેય રાણી મદદે નથી આવતી. અહીં એકલાં પાર્વતી પૂરતાં છે પલાંઠી લગાવવા, આ ય દેહધર્મની, સમજસ્તો !) અને નીલકંઠ કહેવાય છે. ઉપરનું એકાંત વિષપાન લેખકને ભાવોદ્રેક સલવે વર્ણવવાનું ભાવ્યું ફાવ્યું લાગે છે, શિવનું જાહેર વિષપાન એ આવા ગૌરવભર્યા શબ્દોમાં વર્ણવી સંયમ સેવે છે : **ક્ષીરસાગર** પર ફેલાયેલું બધું જ વિષ એકીસાથે પોતાની **હથેળીમાં** આવી ગયું. (પૃ-૧૩૩). ક્ષીરસાગર, હથેળીનાં મહાકાવ્યોચિત કલ્પનો ઉમેરો ગણો, ચમકારો ગણો, પરન્તુ, પુવિત્વ, સંકલ્પવિ, ઈ. ને અનુલક્ષે છે અને શિવને મૂઠી ઉંચેરો મહામાનવ બનાવે છે. કથાલેખક આવું ભવ્યઅલ્પ વિરોધમય કલ્પન સર્જે, એ જ બતાવે છે કે, માનવહૃદયના સૂક્ષ્મ ભાવોનું મહત્ત્વ એમને માટે ઘણું છે. આ એક જ પ્રસંગ શિવકૃષ્ણને ઉપસાવવા પૂરતો છે.

પ્રસંગો અને પાત્રોને સાકાર કરવામાં પં. વિષ્ણુદેવજીએ ચિત્રકાર 'કાન્ત' ને નિમંત્ર્યા છે. બન્નેની જુગલબંધી કેવીક ચાલે છે, બન્ને કથાઓમાં, એ જોઈએ. ક્યાંક ચિત્રકાર ચડી જાય છે, થાકેલા ઘોડાને કૃષ્ણ નવડાવે છે. (પૃ૨૩૧૩), એ ચિત્રમાં રથની દોડાદોડના ગતિમય દૃશ્ય વચ્ચે ઘોડા પર ફરતો કૃષ્ણનો હાથ, કેડનો વળાંક, એમની આંખની મમતા નિહાળો. પ્રસન્ન થઈ જવાશે. પરંતુ લેખક 'એઝ કોલ્ડ એઝ આઈસ' છે, 'ઘોડા છોડ્યા, નવડાવ્યા,...થાક ઉતર્યો' (પૃ-૩૧૪). ક્રિયાપદોથી જ, પતાવે છે, ક્રિયાનો ઉમંગ વિશેષણો દ્વારા દર્શાવી શક્યા હોત અને તો ચિત્ર વધું લોકગમ્ય બન્યું હોત. ક્યાંક ચિત્રકાર ભૂલ પણ કરે છે, કૃષ્ણ વિષ્ટિ માટે સમજાવે છે (પૃ-૨૭૯). એમાં મસ્તકની પાછળ વર્તુળની જરૂર નથી, એ તદ્દન કૃત્રિમ લાગે છે. (સંતોમહંતોના ફોટાઓમાં આવી બાલિશતા હોય, કારણ કે ભક્તજનોમાં જમાવટ કરવાની હોય છે.) જ્યારે લેખક કૃષ્ણનું તાદૃશ અને સંમોહક વર્ણન કરે છે, એમની વાણીમાં પહેલાં ગૌરવભર્યું ઉદ્‌બોધન—ધૃતરાષ્ટ્રને માટે—'આપ'—'આપનો'—'આપનુ' આવે છે (આ એક રાજકીય સ્નેહ છે). એ પછી આવે છે વિધેયાત્મક ક્રિયાપદો, 'જોઈએ'—સમજાવો'—'રોકો', જરૂર પડતાં 'આપ' માંથી 'તમે'—'તમારો' નો આદેશ, અંતે રીતસરની ચેતવણી, 'જો'—'તો' અને 'સર્વ પાપ' (પાપપુણ્યનો ડર વૃદ્ધોને વિશેષ, તેથી): વાણીના આરોહ અવરોહના મોટા ગજાના કૃષ્ણ સંસ્કૃતિના ઉદ્‌ગાતા છે. ચિત્રકાર અને કથા લેખક મિત્રો હોવા છતાં અહીં પોતાની મસ્તીમાં વિહરે છે, કદાચ, તેથી જ ચિત્રો ચિત્રો રહે છે, પ્રસંગો પ્રસંગો રહે છે.

મહર્ષિમુનિઓનાં સુષ્ઠ સુષ્ઠુ વર્ણનો કરવાથી ભારતીય સંસ્કૃતિનો ધ્વજ ફરકી ગયો એવું આપણા કથાકારો માનતા હશે. કથાલેખક પં.

વિષ્ણુદેવજી એમનું પણ વિશ્લેષણ કરનાર જાગૃત શબ્દકાર છે. 'કૃષ્ણકથા' માં કર્મઠ બ્રાહ્મણો અને ભાવુક ગૃહિણીઓ મળે છે (પૃ–૧૧૮). કૃષ્ણનું નામ બ્રાહ્મણોને અસર કરતું નથી, (એ લોકો તો ઈન્દ્રપૂજક.) જ્યારે ગૃહિણીઓ ભોજન લઈને કૃષ્ણને નિમિત્તે ગોપગોપીઓને સત્કારવા આવે છે. પરંતુ પાછા જતાં પગ ઉપડતા નથી, કારણ, બ્રાહ્મણો→કર્મઠ→ગુસ્સો, એ શકયતા ગભરાવે છે. કૃષ્ણ તદ્દન સ્વસ્થ છે, એમને મન આ બ્રાહ્મણો માત્ર 'ભાન ભૂલ્યા' છે, 'સારાસારનો વિવેક' ગયો નથી જ. પરિણામે ગૃહિણીઓ જાય છે ત્યારે આવો એકરાર સાંભળે છે.: 'અમે ભલે ચાર વેદ ભણ્યા, પણ અમે સારાસારનો વિવેક સમજી શકયા નહિ (પૃ–૧૨૦)'. વિવેકની સમતુલા જો વેદવિદ ન જાળવે તો તો 'વિદ' નો મહિમા કયાં રહ્યો ? યજ્ઞની ક્રિયા એ ક્રિયાકાંડ નથી જ, એની પાછળ છૂપાયું છે સૃષ્ટિનું રહસ્ય, એ ભૂલી ન જવાય–બ્રાહ્મણોથી તો નહિ જ. આનો પ્રસંગ શિવકથામાં છે: 'નાની વિધિઓ અને કર્મકાંડની ક્રિયાઓ તે ઋષિમુનિઓને ગૂંચવી રહી હતી. (પૃ–૫૪). મોહિની અને કિરાતના રૂપે વિષ્ણુ શિવ સૃષ્ટિનો લીલા દર્શાવે છે. ત્યારે આ કર્મકાંડીઓનો પ્રતિભાવ આક્રમક છે. નાગ, અસુર, મંત્રો ઈત્યાદિ દ્વારા એ સૃષ્ટિલીલાને પડકારે છે. અંતે નૃત્યના લયમાં સૃષ્ટિતનો લય તેઓ સમજે છે. અને સ્વીકારે પણ છે: 'અમારી બુદ્ધિ કર્મની પદ્ધતિમાં ડહોળાઈ ગઈ હતી.' (પૃ–૫૫) તાત્પર્ય એ છે કે, લેખકને રસ છે સૃષ્ટિને દોરનારા નેતાઓ સાધના કરતાં કરતાં આત્મતત્ત્વને ભૂલી ન જાય, એ તથ્ય તરફ નિર્દેશ કરવામાં. આને કથાલેખનની સાંસ્કૃતિક જાગૃતિ પણ કહેવાય. એ જાગૃત કરવાનું કવિકર્મ કથા લેખક કરતા હોય તો એ અભિનંદનીય ખરું.

---

કૃષ્ણકથા–વિષ્ણુદેવ પંડિત
શિવકથા " "

*



# 'શ્રી મહાપ્રભુજી'—એક અવલોકન

પ્રો. કુ. બી. આર. ઠક્કર

શ્રી વિષ્ણુદેવ પંડિતે સોળમા શતકમાં જેમનું પ્રાગટય થયું હતું તે ભારતના સમર્થ આચાર્ય શ્રી વલ્લભાચાર્યજીના જીવન તેમજ સિદ્ધાંતોને ધ્યાનમાં રાખી આ પુસ્તક લખ્યું છે.

પુસ્તક ત્રણ વિભાગમાં વહેંચાયેલું છે. પ્રથમ વિભાગના આઠ પ્રકરણમાં આચાર્યશ્રી નું જીવન ચરિત્ર છે- આચાયશ્રી ના જીવનના મુખ્ય મુખ્ય પ્રસંગો લઈ, ટૂંકાણમાં પણ, સળંગ ચરિત્ર રજૂ થયું છે. પ્રકરણ નવમા થી અગિયારમા સુધી વલ્લભના વંશજો—વિદ્વાન ગોસ્વામી બાળકો તેમજ આચાર્યશ્રીના અંતરંગ ભક્ત કવિઓ સૂરદાસ, પરમાનંદ દાસ, કુંભનદાસ તેમજ કૃષ્ણ-દાસ નો અલ્પ પરિચય આપ્યો છે. ઉપરાંત અગિયારમા પ્રકરણમાં તો આચાર્યશ્રી એ પોતાના પ્રિય ગ્રંથ ભાગવતનું જયાં જયાં બેસી પારાયણ કર્યું હતું તે બેઠકો તરીકે પ્રસિદ્ધ થયેલાં સ્થળોની યાદી પણ આપી છે. જીવોને કલ્યાણનો ઉપદેશ આપવા ત્રણ ત્રણવાર આચાર્યશ્રીએ ભારત પરિભ્રમણ કર્યું હતું કેવા કેવા દુર્ગમ સ્થળોએ પહોંચ્યા હતા તે વાત વૈષ્ણવજનોને એ દ્વાર પહોંચશે.

વિભાગ બીજો જ્ઞાનાત્મક છે. જેમાં ભારતના તે સમયના અન્ય આચાર્યો ના તત્ત્વજ્ઞાન વિશે સરળ ભાષામાં વાત કરી છે. તેમજ શુદ્ધાદ્વૈત વાદ શું છે ? જીવ, જગત અને બ્રહ્મનું સ્વરૂપ આચાર્યશ્રી ના મતે કેવું છે, તે સમજાવવાનો કર્તાએ પ્રયત્ન કર્યો છે. આવું ગહન તત્ત્વજ્ઞાન કર્તાએ એકદમ સરળ અને પ્રાસાદિક શૈલીમાં રજૂ કર્યું છે જેને લીધે તે આકર્ષણ પણ બન્યું છે.

ત્રીજો વિભાગ ભકત્યાત્મક છે. 'કૃપાભાવ અને પ્રેમલક્ષણા ભક્તિ' પ્રકરણમાં આચાર્યશ્રી ના ગ્રંથો જેવાકે ષોડશ ગ્રંથો તેમજ ભાગવતનો આધાર લઈ ભગવત કૃપામાર્ગમાં કૃપાનું મહ-ત્ત્વ તેમજ પ્રેમ લક્ષણા ભક્તિ વિશે જે વાત કરી છે તેમાં ગ્રંથોનો લેખકનો પરિચય તેમજ ભાગવત વિશેનું તેમનું ઊંડું જ્ઞાન જરૂર ધ્યાન ખેંચે તેવું છે.

ઇષ્ટદેવ શ્રીનાથનું પ્રકરણમાં શ્રીનાથજીના પ્રાગટ્ય મંદિરની સ્થાપના, આધિદૈવિક સ્વરૂપ વિશેનો ખ્યાલ વગેરે હકીકતો વૈષ્ણવોની શ્રદ્ધાને દૃઢતા અર્પે છે. 'વૈષ્ણવી દીક્ષા પ્રકરણમાં પણ કર્તાએ અષ્ટાક્ષર મંત્ર તેમ બ્રહ્મસંબંધ મંત્ર વિશેના રહસ્યની સ્પષ્ટતા સરળ શૈલીમાં કરી છે. જે સંપ્રદાયના અનુયાયીઓ તેમજ બીજાઓ માટે પ્રેરક છે.

આમ સમગ્ર રીતે જોતાં આચાર્યશ્રીના આધિભૌતિક અને આધ્યાત્મિક સ્વરૂપનો ખૂબ સરસ પરિચય આ પુસ્તક કરાવે છે. સંન્યાસ લીધા વગર ગૃહસ્થાશ્રમમાં રહી પ્રભુભક્તિ શકય છે. તે બતાવતો વલ્લભનો મત દરેક વૈષ્ણવ ને સરલતાથી સમજાય છે. સંપ્રદાયને ચુસ્ત રીતે અનુસરનારા પણ આચાર્યશ્રી ના મૂલભૂત સિદ્ધાંતો નથી જાણતા હોતા. આવા સમયે સંપ્રદાયના અનુયાયીઓ માટે તો પુસ્તક મૂલ ઉપયોગી છે જ. મહાપુરુષોના જીવન ચરિત્ર વાંચવામાં જેમને રસ હોય તેમને પણ આ ચરિત્ર પ્રેરક બનશે જ.

# શિવકથા—એક વિશ્લેષણ

—કૌટિલ્ય શુક્લ

હિન્દુધર્મના અનેક ધાર્મિક ગ્રંથો ગુજરાતી ભાષામાં રચાયા છે. પ્રત્યેક પંડિતોએ એક નિશ્ચિત રૂઢિગત દૃષ્ટિકોણને નજર સમક્ષ રાખી આ ગ્રંથોની રચના કરી છે. મૂળ ગ્રંથો સંસ્કૃત ભાષામાં રચાયા છે. પરંતુ આપણી સામાજિક વ્યવહારુ ભાષામાં ધાર્મિક ગ્રંથોનું અનુવાદ હિન્દુ સંસ્કૃતિ અને સમાજને ટકાવી રાખવા અત્યંત જરૂરી છે. એજ ધર્મ વધુ પ્રચલિત બની શકે છે જે સામાન્ય માનવી તેની પોતાની ભાષામાં ધર્મનાં હાર્દને સમજી શકે અને તે દ્વારા પોતે મેળવેલ ધાર્મિકજ્ઞાન, મનોવિશ્લેષણ કરી સામાજિક પ્રક્રિયા પર તે અસરકારકરૂપે પોતાની જાતને રજૂ કરી શકે તેજ સાચા અર્થમાં ધર્મ અને ધાર્મિક ગ્રંથ ગણી શકાય.

આચાર્યશ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિતજીએ શિવકથામાં રજૂ કરેલ ઉપનિષદનાં પ્રસંગો સાચેજ હૃદયસ્પર્શી સચોટ રીતે પોતાની આગવી મૌલિકતાથી વર્ણવ્યા છે, જે મને આજ દિન સુધી અન્ય કોઈપણ ધાર્મિક ગ્રંથોમાં જોવા મળ્યાં નથી. આમ તેઓશ્રીએ અપનાવેલ અભિગમ એ સાચેજ એક સામાજિક પૃથક્કરણીય અભિગમ છે.

'શિવકથા' ત્રણ વિભાગોમાં વહેંચવામાં આવેલ છે. પ્રથમ ભાગ શિવકથા, શિવ મહાદેવનાં જીવન પ્રસંગો અને શિવલીલાનાં વર્ણનમાં ખૂબજ સચોટ રીતે વૈજ્ઞાનિક દૃષ્ટિકોણ તેમજ વ્યવહારુ અભિગમ અપનાવ્યો છે જે કોઈપણ વાચકે નિઃશંકપણે સ્વીકારવો જ રહ્યો.

શિવકથામાં વર્ણવેલો શિવગૌરી વિવાહ પ્રસંગ મારી દૃષ્ટિએ અતિ સુંદર છે. જ્યારે ગર્ગાચાર્ય શિવને વિવાહ મંડપમાં શિવજીનું ગોત્ર પૂછે છે આ પ્રશ્ને બ્રહ્મા અને વિષ્ણુ બન્ને પણ મુંઝવણ અનુભવે છે કે આ શિવ તો નિરંકારી છે અને આ ગર્ગાચાર્યને પણ આજે શું સૂઝયું ? કારણ ગર્ગાચાર્ય ખૂબજ ભોળા અને સીધા સાદા હતાં, જેથી તેઓની પાસેથી આવા વિકટ પ્રશ્નની અપેક્ષા ન હતી. આ વિષય-વસ્તુ આપણા સમાજને ચેતવે છે કે માનવી ખરેખર જે બાહ્ય દેખાય છે. તેવો હોવો જરૂરી નથી અર્થાત્ એમ પણ કહી શકાય કે માનવી જેવો દેખાય છે તેવો ક્યારેય હોતો નથી.

આચાર્યશ્રીએ વર્ણવેલો આ પ્રસંગ તેઓના સ્વતંત્ર વિચારોની એક ઉત્કૃષ્ટ દેણ છે. જે અન્ય રચયિતાઓની કૃતિઓમાં ક્યાંક આવો પ્રયત્ન થયો છે ખરો છતાં જે Social elements સમગ્ર શિવકથાનાં અનેક પ્રસંગોમાં જોવા મળે છે તે અન્ય ક્યાંય જોવા મળતા નથી.

શિવજી તપ કરવા કૈલાસ પર્વત પર ધ્યાન-મગ્ન હોય છે ત્યારે પાર્વતીજી ભીલડીનું સ્વરૂપ ધારણ કરી શિવજીનું તપ ભંગ કરે છે. તે સાચે જ આ સમાજ માટે ઘણું ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. આજનો પુરુષવર્ગ જ્યારે તેની સામાજિક જવાબદારીઓથી એક યા કોઈ અન્ય પ્રકારે

વિમુખ બને ત્યારે અર્ધાંગિનીઓની એ ફરજ બને છે. તેમને તેમની યોગ્ય ફરજો પ્રત્યે સભાન બનાવવા. આમ એક સમાજનું રક્ષણ અને સંસ્કૃતિનું જતન જ છે.

બીજા ભાગમાં ભક્તજનોએ ગાયેલી શિવ મહિમા ની ઉત્કૃષ્ટ કૃતિઓ ગ્રંથની મર્યાદાને ધ્યાનમાં લઈ ભક્તિ ભાવનાને લક્ષ્યમાં રાખી શિવ–સ્તુતિનાં સ્તોત્રોને સરળ ગુજરાતી ભાષામાં સામાન્ય માનવીને અનુરૂપ રીતે વર્ણવવામાં આવી છે જે સાચેજ ખૂબજ અનુભવ અને વિષયવસ્તુ પ્રત્યેની પંડિતજીની ગહનતાનાં દર્શન કરાવી જાય છે.

ત્રીજા ભાગમાં જે 'શિવ મહાપૂજા' વર્ણવી છે તેમાં પૂજાપાની વસ્તુઓ વર્ણવી અને વિધિ-વત સરળતાપૂર્વક ગુજરાતી ભાષામાં સંપૂર્ણ વિધિવર્ણવી છે. અન્ય કોઈ ગુજરાતી ભાષામાં આપવામાં આવતી વિધિઓ કરતાં કંઈક વિશિષ્ટ અને વધુ સ્પષ્ટ છે. એમાં કોઈ બેમત નથી, તેની પ્રતિતિ કોઈપણ સામાન્ય માનવીને પણ થયા વગર ન રહે.

હું એક ગ્રંથાલય વ્યવસાયનો વ્યક્તિ છું. જેથી મારી અલ્પ બુદ્ધિના બળે આચાર્યશ્રીના ક્યારેય પણ પ્રત્યક્ષ દર્શન કર્યા નથી પણ તેમના લખાણો દ્વારા તેઓશ્રીને જેમ સમજી શકયો છુ તે મુજબ તેઓનો હિન્દુધર્મ પ્રત્યેનો જે અભિગમ છે તે અન્ય રૂઢિગત પંડિતો કરતાં કંઈક વધુ પ્રમાણમાં ઉદાર છે. અને તેજ કારણોએ તેઓ અન્ય પંડિતો કરતાં જુદા તરી આવે છે. તેમજ આ પાછળ તેમના સ્વભાવમાં Adjustmentનો ભાવ પ્રથમ દૃષ્ટિએ જોવા મળે. તેમજ તેઓ કાંઈક Agressive પણ હશે તેવું મારું મંતવ્ય ક્યાંક ખોટું તો નહી જ હોય. આચાર્યશ્રી એ સાચા અર્થમાં જ હિન્દુધર્મનાં રક્ષક અને સંસ્કૃતિનાં જતન માટેનાં સાચા કર્મયોગી લેખાવી શકાય.

આચાર્યશ્રીને ઈશ્વર ઉત્કૃષ્ટ તંદુરસ્ત જીવન અર્પે તેવી પ્રાર્થના સાથે.



# પ્રથમ પુસ્તકપુષ્પ

—શ્રી રાજેન્દ્ર પંડ્યા, એમ.એ.

આ પુસ્તક આચાર્ય શ્રી વિષ્ણુદેવ પંડિતની લેખકની કારકિર્દીનું પ્રથમ પુષ્પ છે. સં ૧૯૯૯માં પ્રગટ થયેલ પુસ્તકના આરંભે લેખક સ્વીકારે છે કે, 'બી. એ. ના અભ્યાસ દરમ્યાન મને વેદો સંબંધી અનેક વાતો જાણવાની મળી, તેમાંથી મને જે કંઈ સમજાયું તે અહીં ભૂમિકામાં રજૂ કર્યું છે.' કદાચ આ નિખાલસ સ્વીકારથી પ્રભાવિત થઈને જ બંગાળના વિદ્વાન શ્રી જગદીશચંદ્ર ચટ્ટોપાધ્યાયે એનો ફોરવર્ડ લખ્યો છે અને લેખકને શુભેચ્છા પાઠવી છે કે, 'He has in him the making of a first class vedic scholar, which I am sure he will in time be...'— આજે, ૧૯૮૫ના વર્ષમાં સાહિત્ય અકાદમી દ્વારા બહાર પડેલાં વેદના ભાષાભાષ્યો આ આગાહીને સાચી ઠેરવે છે.

પુસ્તકમાં લેખકે ભૂમિકામાં વેદઉપનિષદની પાયાની વિચારણા કરી છે, મૃત્યુની અમરવાણી, વાજશ્રવસનો યજ્ઞ, તથા યમરાજનો અતિથિ જેવાં પ્રકરણોમાં આખી કથા વર્ણવી છે; અને, અભ્યાસીને શોભે એવી છટાથી ખૂબ સંસ્કૃત અને ગુજરાતી અનુવાદ રજૂ કર્યો છે, વચ્ચેથી ફૂટનોટમાં પોતાનું મંતવ્ય દર્શાવ્યું છે, એમાં ટીકા, ટિપ્પણ અને ક્યાંક મૌલિક દૃષ્ટિબિન્દુ પણ જણાય છે. જનક અને યાજ્ઞવલ્કયનો આ સંવાદ સરળ છે :

'ધારો કે, તમારે અગ્નિહોમ કરવો હોય પણ તમારી પાસે ધન ન હોય તો તમે શું કરશો ?

'વૃક્ષના ફળથી અથવા નાના છોડવાથી તે ક્રિયા પૂરી કરવી.'

ભાગ્યવશાત્ પણ તે ન મળે તો ?'

તો જળથી'

અને ધારો કે જળ પણ ન હોય તો ?'

તો શ્રદ્ધાથી'

આ શ્રદ્ધા એ જ તો નચિકેતાને 'યમરાજનો અતિથિ' બનાવે છે. બીજું કોઈ એમ તો તે મૃત્યુથી, યમરાજથી ડરે; નચિકેતા નથી ડરતો, કારણ કે તેનો અગ્નિ પ્રદીપ્ત છે. તેનો આ પ્રશ્ન મહત્ત્વનો છે: 'મને કૃપા કરીને જણાવો કે દેહના નાશ પછી આત્માની શી ગતિ થાય છે?' (પૃ–૪૧) આનું નામ નચિકેતા.

કથાવસ્તુની રસિકતા અહીં છે, પૃ–૨૭ થી પૃ–૪૨ સુધીનાં પ્રકરણોમાં નચિકેતાનું એમનું આ વર્ણન સાક્ષાત્ છે: 'તેણે મુંજની મેખલા અને શણની લંગોટી પહેરી હતી...તેની કાયા મોહક હતી.' બરાબર સામે જ આ જ વર્ણનને શોભે તેવું ચિત્ર અપાયું છે: યમરાજનું ઐશ્વર્ય અને નચિકેતાની અકિંચનતા સરલ રજૂ થયાં છે. આવી ફલશ્રુતિની પુસ્તકમાં જરૂરી ન હતી, 'નચિકેતા અને યમરાજનો આ સંવાદ, જે સાંભળશે તે પણ જીવનમુક્ત બની જન્મ મરણથીન રહિત થશે.' (પૃ–૪૨) કદાચ, એનાથી વાચકની શ્રદ્ધા દૃઢ કરવાનો હેતુ પણ હોય એમ બને.

ભાઈ કનુભાઈ પંડયાનું અકાળ અવસાન આ પુસ્તકનું નિમિત્ત છે. એના મૃત્યુનો પ્રસંગ એના પિતા ભૂધરભાઈ પંડ્યાએ ભાવુકતાથી આલેખ્યો છે. એ દૃષ્ટિએ આ પુસ્તકને યોગ્ય વિષય પણ મળ્યો ગણાય અને આ વિષયને યોગ્ય લેખક પણ સાંપડ્યા કહેવાય એ દૃષ્ટિએ પણ પુસ્તકનું સ્મરણ–પ્રથમ પુસ્તક હોવાથી–કરીએ.

# સર્વોદય વિચારધારા અને પંડિતજી

—ડૉ. હરીશ વ્યાસ

કેટલાક મનુષ્યો સ્વયં પ્રતિભાવાન–પ્રજ્ઞાવાન હોય છે, જેમની સાથે પાછળથી પુરુષાર્થ અને તપશ્ચર્યા જોડાઈ જાય છે. એનાં ઉદાહરણો છે સ્વામી દયાનંદ, સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ, વિનોબા ભાવે વગેરે. જ્યારે બીજા કેટલાક પ્રારંભથી જ પુરુષાર્થી હોય છે, જેનાથી પ્રજ્ઞા–પ્રતિભા પ્રગટ થતાં જાય છે, જેમાં તપશ્ચર્યા અને સાધના ભળવાથી તેમનું તેજ ઓર નીખરી આવે છે. એનાં ઉદાહરણો છે આચાર્યશ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિત, આચાર્યશ્રી વલ્લભરામ વૈદ્યરાજ, આચાર્યશ્રી ડોલરરાય માંકડ વગેરે.

આ જ વાત્રકને કાંઠેથી મહાન 'બ્રહ્મર્ષિ', સરસવણી ગામમાંથી પેદા થયા, જેને સમસ્ત ગુજરાત અને દેશ પૂજ્ય રવિશંકર મહારાજના નામથી ઓળખે છે. ગાંધીજી અને વિનોબાજીનો સર્વોદય સમાજનો, ભૂમિદાન–સંપત્તિદાન–સાધનદાન–જીવનદાન વગેરેનો સન્દેશો લઈને પૂ. મહારાજે ત્રણ વર્ષ માટે સતત ગુજરાતની અખંડ પદયાત્રા કરેલી. તે દરમ્યાન સાબરકાંઠામાં પૂ. મહારાજને મળવા પંડિતજી આવેલા. યોગક્ષેમ–કુશળ પુછાયા બાદ, પૂ. મહારાજે નિર્દેશ કર્યો, "જુઓ વિષ્ણુદેવ, આ હરીશભાઈ આમ તો ગંગાજળા ગ્રામવિદ્યાપીઠ, અલિયાબાડાના અધ્યાપક છે, એમના મનમાં કેટલાક પ્રશ્નો છે. હું તો સાદોસીધો માણસ, વિદ્વત્તામાં મને કશીયે ખબર ન પડે. હું તો ગાંધી–વિનોબાનો ટપાલી છું. એમના વિચારોની ટપાલ ગામડે પગપાળા ભૂમીને પહોંચાડી રહ્યો છું. તમે ભેડ વિદ્વાન છો, વિદ્યાના ઉપાસક છો, તો થોડીક જ્ઞાનચર્ચા–શાસ્ત્રચર્ચા કરો. અમને ય કંઈક જાણવા–શીખવાનું મળશે." આમ કહીને તેમણે રેંટિયા ઉપર કાંતવા માંડ્યું. પદયાત્રીઓયે ચૂપચાપ બની ગયા હતા.

નવોઢા શરમની મારી બોલી શકે નહિ, પણ લજવાઈને જેમ મંદ મંદ બોલે તેમ પંડિતજી મંદ–સૌમ્ય સ્વરે બોલ્યા, "દાદા, આવું બોલીને મને શરમાવો નહિ... આપ તો જીવતાજાગતા ઋષિ છો...આપની વાણીમાંથી વેદો–ઉપનિષદોની પવિત્ર જ્ઞાનધારા જ સતત વહ્યા કરે છે, જેનું રસપાન કરવા હું અહીં સુધી આવ્યો છું."

પૂજ્ય મહારાજે મને ટકોરો માર્યો, "બોલો, હરીશભાઈ, તમારો પ્રશ્ન શો છે? વિષ્ણુદેવ તો ગાંધી–વિનોબાના ભારોભાર પ્રેમી છે. સાદું જીવન અને ઉચ્ચ આચાર–વિચારમાં માને છે. તમે જે પૂછશો તેનું જરૂર એ સમાધાન કરશે."

મેં મારો રેંટિયો બંધ કર્યો અને એમની સમીપ થયો, "પંડિતજી, આ સર્વોદય, ભૂમિદાન યજ્ઞ વગેરેના આધારો આપણાં શાસ્ત્રોમાંથી ક્યાંયે મળે છે ખરા?"

ગળું સાફ કરીને તે બોલ્યા, કેમ નહિ? પૂ. બાપુ અને પૂ. બાબાના વિચારોને શાસ્ત્રોમાંથી ઘણાબધા આધારો મળી રહે છે. જુઓને, 'सर्व भूत हिते रेताः।' સર્વ ભૂતમાત્રના કલ્યાણમાં

મગન–એમાં ‘ સર્વોદય ’ આવી ગયું કે નહિ ? વળી ‘दानं संविभागः ।’ દાન એટલે સરખે ભાગે વહેંચવું તે આ ઉપરાંત ‘तेन त्यक्तेन भुञ्जीथाः ।’ ત્યાગ કરીને પછીથી ભોગ કરો. એમાં ભૂમિદાન–સંપત્તિદાનની વિચારસરણી છે કે નહિ ? ‘मा गृधः कस्यस्विद् धनम् ।’ ગીધની જેમ કોઈનું એ ધન હરી લેશો નહિ, કારણ કે ‘ईशावास्य इदम् सर्वम्, यत् किं च जगत्यां जगत् ।’ જગતમાં આ બધું ઈશ્વરે વસાવેલું છે, ખોટો લોભ કરશો નહિ, બલ્કે ત્યાગ કરીને ભોગવો; પહેલાં આપો, પછીથી ખાઓ. બોલો, આ બધામાં દાન, યજ્ઞ વગેરે ભાવનાઓ છે કે નહિ ? આપણાં શાસ્ત્રોમાં તો ‘सर्वोदयतीर्थम् इदम् वशिष्टम् ।’ એવું કહીને ‘સર્વોદય’ને ‘વશિષ્ઠ તીર્થ’ ગણાવાયું છે. તમને તો ખ્યાલ હશે જ.

સ્વામી ભગવદાચાર્યજી મહારાજ પાસે અમારે બીજીવાર મળવાનું થયેલું. સ્વામીજીએ ‘ગાંધી-જીવન’ને એક મહાકાવ્ય સ્વરૂપે સંસ્કૃતમાં પ્રકાશિત કર્યું છે, જે તેમણે મને ભેટ આપેલું તેમાં ચર્ચા શરૂ થયેલી, જેમાં પંડિતજી યે પાછળથી જોડાયા મેં સહજભાવે પ્રશ્ન કર્યો, “ સ્વામીજી, જેમ આપે ગાંધીજી વિશે મહાકાવ્ય લખ્યું તેમ વિનોબાજી, જયપ્રકાશજી, રવિશંકર મહારાજ વગેરેમાં જીવન પ્રશ્નો ભારે રોમાંચક, સાહસપૂર્ણ અને ક્રાન્તિકારી છે, તેમના વિશે મહાકાવ્ય લખોને ?”

સ્વામીજી તકિયાને ટેકો દેતાં કહે,” હું જ લખીને જઈશ. તો તમે બધા શું કરશો ? આ વિષ્ણુદેવ મોટા પંડિત છે. એય લખી શકે છે.

વિષ્ણુદેવજી કહે,” પણ મને અંદરથી ધક્કો લાગે ત્યારે ને ? અંદરના ધક્કા વિના મહાકાવ્ય કેવી રીતે લખાય ? અંતઃ પ્રેરણા તો થવી જ જોઈએને ?

વાતવાતમાં વિનોબાજીનો ‘સામ્ય યોગ’ના વિચારો વિશે વાત નીકળી. પંડિતજી કહે, “ એના આધારો યે જરૂર છે જ ‘येषां साम्ये स्थित मनः।’ અર્થાત્ જેનું મન સામ્યમાં સ્થિર છે. વળી ‘समत्वं योगः उच्यते અર્થાત્ જીવનમાં સંતુલન એ જ યોગ છે. તદુપરાંત ।’ ‘योगः कर्मसुकौशल्यम्’ કર્મમાં કુશળતા એ જ યોગ છે. ‘તેમ જ ‘शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः કૂતરો અને ચાંડાલ પ્રત્યે સમજદાર મનુષ્યો, વિદ્વાનો, પંડિતો વગેરે સમદૃષ્ટિ વાળા હોય છે. એનો અર્થ છે કે કોઈ ઊંચું નથી. બલ્કે સૌ સમાન છે.

પંડિતજીને ઘેર એક પ્રસંગે મળવા ગયેલો જોયું તો કાતર વડે નકામા કાગળોમાંથી કોરા–એકબાજુ લખ્યા વિનાના કાગળો તેઓ કાપી રહ્યા હતા, “ મેં પૂછ્યું, “ આ બધુ શું કરો છો ?” કહે, “ જુઓને, હરીશભાઈ, બાપુ (ગાંધીજી) જ્યારે આગાખાન મહેલની જેલમાં હતા, ત્યારે તેમણે સરદાર વલ્લભભાઈ પટેલને આ કામ શીખવેલું. નકામા કાગળોમાંથી યે સારોભાગ કાપી લઈએ, એટલે રાષ્ટ્રીય વ્યય ઓછો થાય અને કાગળોનો સદુપયોગ થાય. ત્રેવડ ત્રીજો ભાઈ કહેવાય છેને ? બાબા જ નથી કહેતા કે વસ્તુઓનો સદુપયોગ એ વસ્તુની પૂજા છે અને વસ્તુઓનો દુરુપયોગ એ વસ્તુ-નો અનાદર છે ?”

અમારે ઘેર ભગિનીશ્રી સરોજબહેનના લગ્ન; નો પ્રસંગ હતો, જેમાં પંડિતજીને વૈદિક વિધિ માટે બોલાવ્યા હતા, જે તેમણે સ્વીકાર્યું હતું. પરન્તુ મારા ભાઇ પ્રો. સુંમતભાઇ વ્યાસના

બે પુત્રો નિરંજન-નિખિલની સાથે તેમની પુત્રી નિર્મળાએ યજ્ઞોપવિત-દીક્ષા લેવા માટે ઇચ્છા પ્રગટ કરેલી. છોકરાને સૌ કોઇ યજ્ઞની દીક્ષા આપીને જનોઈ પહેરાવે, પણ છોકરીને વળી-દીક્ષા કોણ આપે? ઘણું કર્યો, પણ તે માટે કોઇએ તૈયારી બતાવી નહિ, પણ પંડિતજી કહે," જુઓ, આ યજ્ઞોપવીત વિધિના તમારે આચાર્ય થવાનું અને હું તમારી સાથે જ બેસીશ. અને વિધિ કરાવીશ...... યજ્ઞોપવીત દીકરાને આપી શકાય, તો દીકરીને કેમ નહિ? બન્નેને સમાન અધિકાર છે જ.

આ શુભ પ્રસંગે પંડિતજી આવ્યા અને બહેનનો લગ્નવિધિ તથા પુત્ર-પુત્રીનો યજ્ઞોપવીત પ્રદાન વિધિ બન્ને ય તેમણે કરાવ્યા અને પુત્ર-પુત્રીને યજ્ઞ-દીક્ષા આશીર્વાદ આપી. આવી છે તેમની ક્રાન્તિકારી દૃષ્ટિ અને ભાવના. જેમાં નરસિંહ મહેતાનું સૂત્ર 'સમદૃષ્ટિને સર્વસમાન' ચરિતાર્થ દેખાય છે.

પંડિતજીના સપ્તતિપૂર્તિ સમારોહ પ્રસંગે, તેમને દીર્ઘાયુ, શાન્તિ અને સ્વસ્થતા પ્રાપ્ત થાઓ એટલી છે અભ્યર્થના! ભીતરનો કવિ ગાય છે :

"સદા પ્રેરો સૌને,
સુભગ પથ-બુદ્ધિ અરપીને!" અસ્તુ.





# ગાયત્રી વિજ્ઞાનની વિશિષ્ટ ઉપાદેયતા

—પ્રો. કે. વી. મહેતા

ગાયત્રી માતાની સાધનામાં આજન્મ નિમગ્ન રહે તો તે દરમિયાન આવા અનન્ય સાધકને; સમગ્ર બ્રહ્માંડની ઉત્પત્તિ બ્રહ્માંડનો પ્રત્યેક ઘટક અંગો પ્રકૃતિ, પુરુષ, હિરણ્યગર્ભ, વિરાટ જીવ, મહત્, અહંકાર પંચતન્માત્રાઓ, પંચમહાભૂતો, એકાદશ ઈન્દ્રિઓનો સંઘાત વગેરેની સૂક્ષ્મતમ રચનાનું રહસ્ય, તેમના વિવિધ કાર્યકલાપો, તેમનો ચતુર્વિધ પ્રલયો (નિત્યપ્રલય, નૈમિત્તિક પ્રલય, પ્રાકૃતિક પ્રલય, આત્યંતિક પ્રલયનાં રહસ્યો, બ્રહ્માંડમાં અણુ અણુમાં વિલસી રહેલા પરમચૈતન્યના પરમ પ્રતાપથી તેની સાથે સુસંવાદિત રીતે સબદ્ધ તાલ અને લય મેળવીને નર્તન કરતા પરબ્રહ્મ અને સદાશિવન તત્ત્વના સગુણ આવિર્ભાવ રૂપ "નટરાજ" નાં અંગોપાંગ રૂપ આપણા મંદાકિની વિશ્વના ૧૦૦ અબજ તારાઓ અને તેની સાથે દૂર દૂર બ્રહ્માંડમાં ભરેલા પડેલાં એટલાજ કે એથી વધારે તારાઓ, નિહારિકાઓ અને આકાશ ગંગાવાળા અનેક તારા વિશ્વોનાં રહસ્યો હસ્તામલકવત્ બની જાય, એવો ધ્વન્યાર્થ દર્શાવતા 'ગાયત્રીવિજ્ઞાન' નામના ગ્રન્થના લેખકે 'ઓંકારને' આપણા મંદાકિની 'તારાવિશ્વ'ના સર્જન અને પ્રલયના કેન્દ્ર સ્થાને સ્થાપ્યો છે. ઓંકાર દ્વારા 'ભૂર્ભુવઃ સ્વઃ' ત્રણ વ્યાહૃતિઓની પરમ ચૈતન્યની ચેતનાથી અસ્પૃષ્ટ ચેતનાયુક્ત રેખાઓ રચાતાં એ રેખાઓના માધ્યમ દ્વારા, અવ્યક્ત મૂલ પ્રકૃતિ કે જે જડ છે, તેને પરમ ચૈતન્યના સ્પર્શવાળા ઓંકારનો સ્પર્શ થતાં તેમાં સૌપ્રથમ ક્ષોભ થાય છે. આ ક્ષોભને કારણે મૂલ પ્રકૃતિના ત્રીજુ પટલ એવું તામસ તત્ત્વ અત્યંત અકલ્પ્ય પ્રમાણમાં સંક્ષોભિત થતાં તમસ્ તત્ત્વના પરમાણુઓ સાથે, પ્રકૃતિની સામ્યાવસ્થા સમયે પ્રથમથી મિશ્રિત એવા રજસ્‌ગુણના અને સત્ત્વગુણના પરમાણુઓ છૂટા પડે છે. રજોગુણવાળા પરમાણુઓ તમોગુણ અને સત્ત્વગુણવાળા પરમાણુઓનું આકર્ષણ કરે છે, ત્યારે ભયંકર "Whireling" પ્રક્રિયાનું અવકાશમાં સર્જન થાય છે. અહીં વિજાતીય પરમાણુઓની (આ ભ્રમણાત્મક સંક્ષોભમાં) (Negative) અપાકર્ષણ અને સજાતીય (Positive) પરમાણુઓના અપાકર્ષણની પ્રક્રિયા દ્વારા પરમાણુઓનું સંયોજન થતાં ચુંબકધર્મી અણુઓ રચાય છે. આ રીતે રજોગુણનું એક પરમાણુ અને સત્ત્વગુણનું એક પરમાણુ મળીને જે એક અણુ બને છે, તે જલની તન્માત્રા રૂપે Hydrogen Atom સૌથી પહેલાં તૈયાર થાય છે. પંડિતજીના આ નિરૂપણમાં આધુનિક ભૌતિક વિજ્ઞાન 'Physics' અને Astronomy = ખગોળ વિદ્યાની પરિકલ્પનાઓ જેવી પરિકલ્પના (Hypothesis) દૃષ્ટિગોચર થાય છે. પ્રશ્ન એ છે કે, 'Atom' એટલે પરમાણુને અહીં 'અણુ' કહ્યો છે. આધુનિક વિજ્ઞાન મુજબ પરમાણુ (Atom) એ 'Matter' દ્રવ્યનુ અવિભાજ્ય એવું સૂક્ષ્મતમરૂપ છે, તેથી પરમાણુઓના સંમિશ્રણથી અણુઓ પેદા થાય છે. તેને (Molecules = અણુઓ) નહીં કે Atom = પરમાણુ. આમ આ રજૂઆત આધુનિક વિજ્ઞાનના સન્દર્ભે ભ્રમ ઉત્પન્ન કરે છે. આનું સમાધાન પંડિતજીએ આપ્યું નથી. પંડિતજીએ તો આધુ-

નિક વિજ્ઞાનની છેલ્લામાં છેલ્લી ઉપલબ્ધિઓના સાક્ષ્યમાં આ તેમની પરિકલ્પનાઓને નિરૂપવાનો જરા સરખો પણ પ્રયત્ન કર્યો નથી.

મને લાગે છે કે "સુદર્શનાચાર્યજી કે જે આધુનિક વિજ્ઞાનોના પ્રખર અભ્યાસી હતા, તેમણે "Theory of Relativity" Quantun Theory Matter Anti matter–ની પરિકલ્પના વગેરે સિદ્ધાંતો નો અભ્યાસ કર્યા પછી આધુનિક ભૌતિક વિજ્ઞાનથી દોરવાઈ ગયેલા ચિત્ત દ્વારા મૂલપ્રકૃતિ અને સત્ત્વાદિ ગુણો અને પરમ-ચૈતન્યનો વિચાર કર્યો હશે. પંડિતજીએ સુદર્શના ચાર્યજીના વિચારોનું, વેદો, બ્રાહ્મણ ગ્રંથો, અને સાંખ્ય વગેરે દર્શન શાસ્ત્રોમાં મળતા (સૃષ્ટિ સર્જનના ઉલ્લેખો અને સૃષ્ટિ સર્જન પહેલાં શું હતું ? વગેરેની વેદોમાં ખાસ કરીને ઋગ્વેદમાં રજૂ થયેલા અહેવાલોના (નાસદીય સૂક્તમાં સૃષ્ટિ સર્જન પહેલા શું હતું તે જાણવાની જિજ્ઞાસા અને આ જિજ્ઞાસાનું સમાધાન બન્નેનું વર્ણન છે. હિરણ્યગર્ભ સૂક્ત કે જે ઋગ્વેદમાં સકલ સૂક્ત રૂપે છે.

યજુર્વેદના જુદા જુદા અધ્યાયોમાં આવેલા લગભગ ૨૦ થી ૨૨ મંત્રોમાં 'હિરણ્યગર્ભ' પ્રજાપતિનું વર્ણન છે. 'વિશ્વકર્મા'ને લગતા યજુર્વેદના મંત્રો અને ઋગ્વેદની ઋચાઓ તેમજ બન્ને વેદોમાં સમાનરૂપે આવતું 'પુરુષ સૂક્ત' વગેરેમાં સમગ્ર બ્રહ્માંડની કેવી રીતે ઉત્પત્તિ થઈ, આ બ્રહ્માંડની ઉત્પત્તિ થયા પછી આપણું મંદાકિની વિશ્વ કેવી રીતે સર્જાયું અને મનુષ્યાદિ ચતુર્વિધભૂત સૃષ્ટિની કેવી રીતે ઉત્પત્તિ થઈ, તેની પરિકલ્પનાઓ રજૂ થઈ છે. હિરણ્યગર્ભ સૂક્ત સકલ બ્રહ્માંડની રચના કેવી રીતે થઈ, તેની પરિકલ્પના રજૂ કરે છે. આપણું મન્દાકિની તારા વિશ્વ કેવી રીતે રચાયું, તેની પરિકલ્પના વિરાટ્ સૂક્તમાં અને વિશ્વમાં ચતુર્વિધ ભૂતગ્રામ સૃષ્ટિ કેવી રીતે ઉત્પન્ન થઈ તેની કલ્પના પણ પુરુષ સૂક્તમાં છે. પરિપ્રેક્ષ્યમાં પંડિતજીએ પુનર્મૂલ્યાંકન કર્યું છે અને આ ગાયત્રી વિજ્ઞાન રચ્યું છે. આ ગાયત્રી વિજ્ઞાનની રચના સમયે તેમની સામે, સાંખ્યનો જડ એવી મૂલ–પ્રકૃતિ અને ચેતન એવા પુરુષનો ખ્યાલ, વેદાંતના 'સત્ચિન્મય' પરબ્રહ્મનો ખ્યાલ, ગીતાના પુરુષોત્તમનો ખ્યાલ, માર્કણ્ડેય દેવી ભાગવત અને 'તંત્ર' શાસ્ત્રમાં નિરૂપિત દુર્ગા, મહાકાલી, મહાસરસ્વતી, કમલા, શ્રી, લક્ષ્મી વગેરે દેવીઓનો ખ્યાલ, વેદાંતના વિશ્વ, તૈજસ, પ્રજ્ઞા વગેરે વ્યક્તિ અને સમષ્ટિ-ગત ચેતન પુરુષોનો ખ્યાલ વગેરે બધા ખ્યાલો હતા જ. તેથી આ બધા ખ્યાલોનો એકબીજા સાથે સમન્વય કરી સુદર્શના ચાર્યના સૃષ્ટિ–ઉત્પત્તિના વૈજ્ઞાનિક–દાર્શનિક ખ્યાલનું તેમણે પુનર્મૂલ્યાંકન કર્યું છે.

આમ મૂલ્યાંચન અને પુનર્મૂલ્યાંકનની આ બેવડી પ્રક્રિયાના લાભો અને ગેરલાભ બન્ને પંડિતજીના આ ગ્રન્થને પ્રાપ્ય થયા છે. સુદર્શનાચાર્યજી આધુનિક વૈજ્ઞાનિક પરિકલ્પનાઓ પ્રમાણે ભારતીય દાર્શનિકચિંતન છે એવું નક્કી કરવા માગે છે જ્યારે પંડિતજી શ્રુતિગ્રન્થો અને ભારતીય દાર્શનિક ગ્રન્થોમાં સૃષ્ટિ વિષયક જે વિચારો રજૂ થયા છે, તે મુજબ વૈજ્ઞાનિકોએ વિચારવું જોઈએ એવું કદાચ માનતા હશે; તેથી પંડિતજીની "ગાયત્રી વિજ્ઞાનમાં" રજૂ થયેલી કેટલીક પરિકલ્પનાઓ આધુનિક વિજ્ઞાનની ઉપલબ્ધિઓ સાથે બંધ બેસતી ન હોય, તો પણ આ ગ્રન્થની વૈજ્ઞાનિક અભિવ્યક્તિ ક્ષુણ્ણ રહે છે અને આ ગ્રન્થ આધુનિક વિજ્ઞાનને "ચેતનતત્ત્વ" વિષે વિચારતા કરવા માટેનું પરિકલ્પનાત્મક (Hypothetical) વૈજ્ઞાનિક "Scientifie Model" પૂરું પાડી શકવાની ક્ષમતા ધરાવે છે તે જ આ ગ્રન્થની વિશિષ્ટ ઉપાદેયતા છે.

*

# વિષ્ણુદેવ કાકા

—પ્રો. શાન્તિલાલ ના. બાંભણિયા.

આજથી ત્રીસેક વર્ષ પહેલાં મારે શ્રી વિષ્ણુદેવ 'કાકા'ના પરિચયમાં આવવાનો પ્રસંગ સાંપડયો હતો. મારા મોટા કાકા–(શ્રી કે. કા. શાસ્ત્રીજી) અને મારા સદ્ગત પિતાશ્રીના એ ઓ પ્રગાઢ મિત્ર. કાકા અને કાકી–બન્ને વડીલોની મારા ઉપર સ્નેહભાવ અને વત્સલતાની અમી વૃષ્ટિ થતી રહે એટલે મને પણ વિષ્ણુદેવ કાકાને ત્યાં જવું ખૂબ ગમે. ભાઈઓ પણ એ જ સ્નેહભાવ દાખવે–એટલે સ્નેહનું પ્રકટ થયેલું એ ઝરણું વહેતું થઈને એક પેઢી આગળ વધ્યું. એ રીતે કાકાના પરિવાર સાથે સ્નેહભાવની એક મધુર ગાંઠ બંધાઈ ગયેલી છે. મારે મન તો વિષ્ણુદેવ કાકા અને રમાકાકી એ બન્ને વડીલો મારા મોટાકાકા અને પિતાજીની શ્રેણીમાં જ રહેલાં છે.

મારું અધ્યયન વિજ્ઞાન ક્ષેત્રે થયું અને આજીવિકા પણ એ જ ક્ષેત્રના અધ્યાપન કાર્યમાં ગોઠવાયેલી. મારા પિતામહ સદ્ગત શ્રી. કાશીરામ કરસનજી શાસ્ત્રીથી ચાલ્યા આવેલા ધર્મ અને સંસ્કૃત ભાષા પ્રત્યેના અમારા પારિવારિક વાતાવરણને કારણે એ ક્ષેત્ર તરફ પણ મને આદરભાવ રહેલો. પુષ્ટિમાર્ગના આચાર્ય મહાનુભાવોની પ્રેરણા અને વડીલોના માર્ગદર્શનને કારણે શ્રીમદ્ ભાગવત અને મહાપ્રભુ શ્રીમદ્ વલ્લભાચાર્યજીના સાહિત્ય પ્રત્યે જાણવાની જિજ્ઞાસાવૃત્તિ ઊભી થઈ; જેનાં મને સદ્ગત પિતાશ્રીની હયાની દરમિયાન માર્ગદર્શન મળતું તેમજ સંશયો દૂર થતા. એ સમય દરમિયાન પિતાજીએ શ્રીમદ્ ભાગવતના અધ્યયનનો શુભારંભ મને કરાવડાવ્યો. એ અધ્યયનમાં સહાય થાય એ દૃષ્ટિએ મને પૂ. પિતાશ્રીએ 'ગીતાધર્મ' માસિકના અંકો ભેટ આપેલા.—જેમાં શ્રીમદ્ ભાગવતની સંહિતાના મૂળ શ્લોકો અને શ્લોકોની નીચે સ્પષ્ટ અને સુબોધ એવો ગુર્જર–ભાષાનુવાદ. એ સાથે શ્રીમદ્ ભાગવત ઉપરના અનેક મહાપુરુષો દ્વારા લખાયેલા લેખોનો સંપૂટ. આ મહાન સંહિતાનું સ્વરૂપ દર્શન કરાવીને એમાં પ્રવેશ કરાવતી અને રસાનુભવ કરાવતી સંપૂર્ણ અને સુસજ્જ સામગ્રી. આ સજનારા એ મારા વિષ્ણુદેવ કાકા.

પિતાશ્રીની અનુપસ્થિતિમાં 'ગીતાધર્મ'ના અંકોના સ્વરૂપે મળેલું આ શ્રીમદ્ ભાગવત મને મારા તદ્વિષયક અધ્યયનમાં એટલું બધું ઉપયોગી બન્યું છે કે એના પ્રેરક, એના લેખક શ્રી વિષ્ણુદેવ કાકા અને એના સર્જનમાં વિત્ત–સહાય કરકાર સર્વે પ્રત્યે અત્યંત આદરની લાગણી મારા મનમાં સ્થાયી ભાવને પામી છે. 'ગીતાધર્મ–માસિકો'ના અંકના રૂપે મળેલા એ શ્રીમદ્ ભાગવતની એ સંહિતાએ મને पिबत भागवतम् रसमालायम्–रसम् आलयम् જ્યાં સુધી જીવન ટકી રહે ત્યાં સુધી રસપાન કર્યા કરીએ એવા રસેશ્વર, રાસેશ્વર પરમ તત્ત્વ શ્રીકૃષ્ણની રસાત્મક રસરૂપ લીલા (ક્રીડા)ના મહાસાગરનું રસપાન કરાવ્યું. વાચનના રૂપે

તેથી તે કહે છે કે गीतिषु सामाख्या (જૈ. સૂ. ૨/૧/૩૬); તો પછી છાંદોગ્ય સામ શબ્દનું વિવેચન કરતાં કહે છે કે; " ऋच्यध्यूढं साम गीयते । (છાં. ૧-૬-૧) સામ હંમેશા ઋચા ઉપર જ ગવાય છે. સામવેદમાંથી સંગીતવિદ્યાની ઉત્પત્તિ છે. તેમ જ સામવેદના ઉપવેદને ગાંધર્વવેદ કહ્યો છે. એ ગાંધર્વવેદ એ જ શાસ્ત્રીય સંગીત છે.

ભારતીય વૈદિક વાઙ્મયમાં સામવેદનું સ્થાન અપૂર્વ છે. ભગવદ્‌ગીતાકારે તો તેની वेदानां सामवेदोऽस्मि કહીને પ્રશસ્તિ કરી છે.

આચાર્યશ્રી શ્રીવિષ્ણુદેવજીના કુલ ૧૪૦ ગ્રંથમાં 'સામવેદ સસ્વર ભાષા-ભાષ્ય અને સામગાન પ્રક્રિયા' ગ્રન્થ પણ પોતાનું વિશિષ્ટ સ્થાન ધરાવે છે.

કુલ ૬૬૬ પૃષ્ઠથી વિભૂષિત આ ગ્રંથરાજમાં સૌ પ્રથમ આરંભમાં સામવેદના સાહિત્ય વિષે સંક્ષેપમાં લેખકશ્રીએ પરિચય આપ્યો છે. તેમાં શસ્ત્ર, સ્તોત્ર, ગુહ, પૂર્વાર્ચિક, ઉત્તરાર્ચિક, સોમયાગની પ્રક્રિયા, ઊહ અને ઊહ્યગાન, સામની શાખાઓ, સામગાન પ્રક્રિયા, સામવેદનાં સ્વરચિહ્‌ન અને અન્ય ઘણા વિષયો વિષે સંક્ષેપમાં પરિચય આપવામાં આવ્યો છે.

નવનવોન્મેષશાલિની પ્રજ્ઞા એ જ પ્રતિભા છે. પૂર્વના અનુભવના આધારે અપૂર્વનું સર્જન તે નવોન્મેષ કહેવાય છે. આવી પ્રતિભાથી સંવલિત આ નાની છતાં અર્થગાંભીર્ય ધરાવતી ભૂમિકા પૂરી થાય છે.

ત્યારપછી મૂલ ગ્રંથ-સામવેદ શરૂ થાય છે. તેમાં આરંભમાં આપેલ 'અનુક્રમ' થી આ વેદમાં કયા વિષયો સંકલિત થયેલા છે તેની રૂપરેખા વાચકને લીલયા પ્રાપ્ત થઈ જાય છે.

આ પછી શરૂ થતી સામવેદ સંહિતામાં એક પૃષ્ઠ ઉપર મૂળ સંસ્કૃત ઋચા સ્વર સાથે અને સામે ગુજરાતી અર્થ, તેમાં પણ તે તે સૂક્તના ઋષિ, દેવ અને છન્દનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

સામવેદનાં બે પ્રધાન ભાગ છે. આર્ચિક તથા ગાન, આર્ચિક નો અર્થ છે- ઋચાઓનો સમૂહ. આ સમૂહ પૂર્વાચિક તથા ઉત્તરાર્ચિક એમ બન્ને ભાગમાં વહેંચાએલ છે. આ બન્ને ભાગમાં તેનાં પ્રપાઠક (અધ્યાય), તેમાં આવતી दशति (દસ દસ ઋચાઓનો સંગ્રહ) આદિ તથા આગ્નેયકાંડ (કે પર્વ), ઐન્દ્ર (પર્વ) વગેરેની ચર્ચા કરવી અહીં યોગ્ય નથી, એ તો મૂલગ્રંથ સાથે લઈને બેસવામાં આવે તો જ તેનો સ્પષ્ટ ખ્યાલ આવે.

પણ ટૂંકમાં શ્રીવિષ્ણુદેવજીના આ ગ્રંથમાં પૂર્વાર્ચિક (છંદ આર્ચિક) માં ૬૫૦ ઋચાઓનો સુપ્રસન્ન અનુવાદ છે. એ પછી ઉત્તરાર્ચિક શરૂ થાય છે, જેમાં ૬૫૧ થી માંડીને ૧૮૭૫ ઋચાઓનો અનુવાદ છે.

આ રીતે આ ગ્રંથમાં ૧૮૭૫ ઋચાઓ અને તેમનો ગુજરાતી ભાષામાં પ્રામાણિક છતાં સરલ અનુવાદ મળે છે. અહીં વચ્ચે વચ્ચે તે કાંડોના આરંભમાં તેનો સંક્ષિપ્ત ખ્યાલ આપેલ હોવાથી તે વિષયને સમજવામાં બહુ સરલતા રહે છે.

ત્યારપછી આ ગ્રંથના પૃ. ૪૮૨ થી ગ્રંથની સમાપ્તિ એટલેકે પૃ. ૬૬૬-એમ ૧૮૪ પાનમાં સામગાન પ્રક્રિયાના મૌલિક વિષયની જે ચર્ચા શ્રી વિષ્ણુદેવજી એ કરી છે, તે સામગાનની પ્રક્રિયા સમજવામાં વિશ્વકોશની ગરજ સારે છે. આમાં અત્યંત નાનામાં નાનો વિષય પણ વિષ્ણુ-

દેવજીની નજરથી છૂટવા પામ્યો નથી, એ એક આશ્ચર્ય છે.

વાસ્તવિક રીતે સામવેદ તો સંગીતનો જ વેદ છે. યજ્ઞોમાં સામગાયન માટે ઉદ્ગાતાઓની નિયુક્તિ થાય છે. જેઓ યજ્ઞપ્રસંગે સામગાયનનું વિશિષ્ટ કાર્ય કરે છે.

શ્રી વિષ્ણુદેવજીએ 'સામ ગાન પ્રક્રિયા' નાં યોનિ અને ગાન, સ્વરનાં ચિહ્ન–અંક, સ્વરોના અધિષ્ઠાતા દેવો, સ્વરગણના (છલાક્ષર) કે જે બહુ ગૂઢ અને ગોપ્ય વિષય છે તેને અભ્યાસીઓ માટે ખુલ્લો કરી આપ્યો છે.

સામગાન કરતી વખતે સ્વરો માટે પ્રયોજીત થતી કરવીણા, એ પછી મૂળ વર્ણ સ્વરો (જે પાણિનિના પ્રત્યાહાર સૂત્રો છે) તેની સમજ આપી છે.

સામનાં ગીતિરૂપ, માત્રા વૃત્તિનો ખ્યાલ આપી 'વીણાની સંગત' એ શીર્ષકવાળા ખંડમાં 'સંગીતરત્નાકર' અને 'સંગીત દર્પણ' વગેરે શાસ્ત્રીય ગ્રંથો નો આધાર લઇ જે પરિચય આપ્યો છે, તે ખરેખર વિષ્ણુદેવજી માટે અહોભાવ જાગૃત કરે છે.

સાત સ્વરોના ઉદાત્ત, અનુદાત્ત, અને સ્વરિત ભેદથી ત્રણ ગ્રામોની સાથે શ્રુતિ, મૂર્છના અને તાનોને સામમંત્રોવડે પ્રકટ કરવામાં આવે છે. સંગીતના આદિ પાઠક વૈદિક યાજ્ઞિકો છે. તેમણે શોધેલા સાત સ્વરોથી અન્ય આઠમો સ્વર આજ સુધી કોઈ શોધી શક્યું નથી.

પ્રસિદ્ધ જર્મન વિદ્વાન વેબર જણાવે છે તેમ હિન્દુઓના આ સાત સ્વર ઇરાનીઓ અને પછી ફ્રેન્ચ અને અંગ્રેજો પાસે પણ ગયા. આ રીતે આ સાત સ્વરોનું સંગીતમાં ખૂબ મહત્વ છે. અહીં આશ્ચર્ય એ થાય છે કે શ્રી વિષ્ણુદેવજી તો વેદશાસ્ત્રના ભાષ્યકાર આચાર્ય છે છતાં નાદબ્રહ્મની ઉપલબ્ધિ તેમને કેવી રીતે થઈ હશે? ખરેખર આ બાબત અંગે તેમના સૂક્ષ્મ વિચારો સાથે છંદ અને ગાનની જે તુલના એમના આ ગ્રંથમાં થવા પામી છે તે અત્યંત મનનીય છે.

એ પછી સામગાનના સ્વરવિકાર, અને તે જ ખંડમાં સામગાન માટે પ્રયોગમાં લેવાતા વિકાર, વિશ્લેષ, વિકર્ષણ, અભ્યાસ, વિરામ, સ્તોભનો પરિચય આપ્યો છે.

ત્યારબાદ સ્વરસંકેત, પાંચ અને સાત ભક્તિઓ, ગાનની વિશેષતા, ન્યાસસ્વરની સ્થાપના, ગાનના પ્રકાર, નિધન ભક્તિ અને દૈવત કેટલાક ગાનોની તુલના, પર્વવિભાગ આદિથી લિખિત ભાગ ૨૪ વિષયો ઉપર ચર્ચા અને લેખનરૂપે પૃષ્ઠ ૫૧૫ ઉપર આવીને અટકે છે.

તે પછીના બીજા અધિકરણમાં છંદાનુસારી સંહિતામાં છંદના મૂળમાં સ્વર, ઓંકાર, છંદના ગણ અને પ્રકારો, છંદની શ્રુતિઓ, સ્વરાનુશાસનશાસ્ત્ર, ગાયત્રી વગેરેનાં લક્ષણ, છંદ અને તેના દેવો, સામવેદના ઉત્તરાર્ચિકનું વિવેચન, સામગાન અને ઋચાનાં પઠન, અન્તર્નિધન અને બહિર્નિધન, ઉકથ–શસ્ત્ર અને સામગાન, ગાન અને ઉદ્ગીથ, સામગાનની ભક્તિઓ, રથન્તર વગેરે છ ગાન, વામદેવ્યગાન, યજ્ઞાયજ્ઞિયગાન, મહાવ્રતસામ અને મહદ્ ઉકથનું વિવેચન થએલું છે.

એ પછી અગ્નિચયન, સ્તોમ–શસ્ત્ર અને આહુતિપ્રદાન, પૃષ્ઠસ્તોમનાં રહસ્ય, છંદ આર્ચિક સંહિતા, ગાન સંહિતાના સ્વરો, સંહિતાના ત્રણ પ્રકારો, સંહિતા અને તેનાં રહસ્ય, સામનું

રહસ્ય, ગાન રચનાનાં પ્રયોજન, સ્વરસપ્તક અને માત્રાકાલ, સ્તોભસંહિતા, ગાન માટેના નિયમો, રથન્તરગાનના વિશિષ્ટ પ્રકાર, ઉત્તરાર્ચિકની સંકલના, ઊહ અને ઊહ્યગાનોની સંગતિ આદિ નાના મોટા કુલ ચોત્રીસ વિષયોનું નિરૂપણ તથા વિશદ છણાવટ છે. આ રીતે સામ-ગીતની પરિભાષાઓનાં રહસ્ય ખોલીને, સંગીત શાસ્ત્રની પરિભાષા સાથે સરખામણી કરવામાં વિષ્ણુદેવજીનું સંગીતની સમજ વિષેનું પાંડિત્ય દૃષ્ટિગોચર થાય છે.

આ બધાં લખાણમાં સૌથી પ્રથમ તો એ જોવાનું છે કે પારિભાષિક શબ્દોની સમજ વગર આ વિષયમાં ચંચુપાત થઈ શકે નહિં. વિષ્ણુદેવજીએ આ બાબત વેદના વિવિધ ગ્રંથોનો અહીં આધાર પણ ટાંકયો છે.

આચાર્યશ્રીએ આ ગ્રંથમાં નારદીય શિક્ષા, સંગીતરત્નાકર, સ્વાધ્યાયમંડલ તરફથી મુદ્રિત વેયગાન અને આરણ્યગાનસંહિતા, સામવિધાન-બ્રાહ્મણ, સંહિતોપનિષદ બ્રાહ્મણ, ઋક્પ્રાતિશાખ્ય, તેમણે પોતે લખેલ સામવેદ પરિચય પુસ્તિકાઓ, યાજ્ઞવલ્કયસ્મૃતિ, તાંડયમહાબ્રાહ્મણ, સ્તોભાનુસંહાર,-સંગીતદર્પણ, ગાયત્રીવિધાનસૂત્ર, પાણિનીયશિક્ષા, પુષ્પસૂત્ર, સાયણ, ઐતરેય બ્રાહ્મણ, નિદાનસૂત્ર, કૌષિકતકિબ્રાહ્મણ, ઐતરેય બ્રાહ્મણ, શતપથ બ્રાહ્મણ, જૈમિનીય બ્રાહ્મણ, (આ બધા બ્રાહ્મણગ્રંથોમાંથી મૂળ સંસ્કૃત અવતરણો અને એ બધાંનો પાછો ગુજરાતી અર્થ) કૌથુમ શાખા ઊહગાન -ઊહ્યગાન (સંપા. રામનાથ દીક્ષિત), લાટયાયન શ્રૌતસૂત્ર (તિરુપતિ કેન્દ્રીય સંસ્કૃત વિદ્યાપીઠ), દેવતાધ્યાય વગેરે (ડૉ. રામચંદ્ર શાસ્ત્રી) બ્રાહ્મણગ્રંથો, સામવેદસંહિતા કે જેનું સાયણ ભાષ્ય સાથેનું સંપાદન બંગાલના સુપ્રસિદ્ધિ વિદ્વાન્ સત્યવ્રત સામશ્રમીએ કરેલ છે તે, ઐતરેય આરણ્યક, પરિસ્વાર સિદ્ધિ શાસ્ત્ર, યાજ્ઞવલ્કયશિક્ષા, પુષ્પસૂત્ર ઉપરનું શ્રી નાનાભાઈનું ભાષ્ય, આ ઉપરાંત શ્રીપાદ દામોદર સાતવળેકર, વેદદર્શનાચાર્ય મહામંડલેશ્વર શ્રી ગંગેશ્વરાનંદજી મહારાજશ્રી આદિએ કરેલ દર્શન એવં ચિંતનથી શ્રીવિષ્ણુદેવજી સુપરિચિત છે. લેખકશ્રી તેમની સામવેદ પરિચય પુસ્તિકાઓમાં તે તે વિદ્વાનો જેવા કે-એ. સી. બર્નેલ, તાંડયબ્રાહ્મણ ના અંગ્રેજી અનુવાદક ડૉ. કલન્દ, ષડવિંશના અંગ્રેજી અનુવાદ ડૉ. બોલી, ડૉ. બર્નેલ, વંશબ્રાહ્મણના અનુવાદક 'વેબર', ગ્રીફીથ, ડૉ. સ્ટીવન્સન, ડૉ. ઈગલીંગ, બૌદ્ધ ધર્મના અભ્યાસી વિદ્વાન લામા અંગારીકા ગોવિંદ આદિ વિદ્વાનોના કાર્યથી પણ તેઓ પરિચિત છે.

શ્રી વિષ્ણુદેવજી પ્રૌઢ વિદ્વાન, તપસ્વી, કર્મયોગી છે. તેઓ જનકલ્યાણપ્રિય છે, વિચારશીલ છે, દૃઢપ્રતિજ્ઞ છે, તપસ્ ત્યાગ-જ્ઞાન-વિવેકની સાક્ષાત્ મૂર્તિ છે. વૈદિક વાઙ્મયના તેઓ પ્રકાંડ વિદ્વાન છે. તેમની વકતૃત્વશક્તિ પણ અલૌકિક છે. શાસ્ત્રમંથન તેમનો સ્વાભાવિક ગુણ છે.

ઈશાવાસ્યમ્‌ની નાની ગુફામાં રહીને તેમણે સતત વેદપુરુષની આરાધના કરી છે. માનસિક સંતુલન અપાર છે. તેમનાં હૃદયમાં શાંતિ અને આહ્લાદનો અજસ્ર સ્રોત વહે છે. તેઓ વેદ-મૂર્તિ છે, તો ધૈર્યમૂતિ પણ છે.

તેમનું લેખન જ્ઞાન ગાંભીર્યનું દ્યોતક છે. સાથે જ તર્કબદ્ધતા અને મૌલિકતાથી વિભૂષિત હોય છે.

વિષ્ણુદેવજી ગુજરાતના સંસ્કારસ્વામી છે. આ પ્રકારના સત્પુરુષોથી કુળ પવિત્ર થાય છે.

कुल पवित्रं जननी कृतार्था; वसुंधरा पुण्यवतीच येन ।'

આચાર્યજીએ જીવનભર સ્વાધ્યાય કરીને સાદું જીવન અને સમુન્નત ચિંતન આચરતા રહેલા છે. તેઓશ્રીએ વિદ્યાધ્યયનનું લક્ષ્ય લક્ષ્મી અને કીર્તિ નહીં રાખતાં અધીતિ, બોધ, આચરણ અને પ્રચારણ રાખેલું છે અને તે દ્વારા તેમણે વેદસાહિત્ય ઉપર અબાધિત પ્રભુત્વ પ્રાપ્ત કરેલું છે.

તેમણે શાંતિ, શિસ્ત, શિષ્ટતા અને વિદ્યાભ્યાસમાં રુચિ રાખીને જે કાર્ય કર્યું છે તે અલૌકિક છે.

આ સમયે મને એક સૂચન કરવાનું મન થાય છે કે આ ગ્રંથોમાં એટલી બધી વિપુલ સામગ્રી છે, તો એમાં આવેલ પારિભાષિક શબ્દોની પરિશિષ્ટરૂપે તે તે શબ્દ અકારાદિક્રમેણ સૂચિ બનાવીને મૂકવામાં આવી હોત, વળી આ લેખનમાં સમસ્ત વૈદિક વાઙ્મયના શતશઃ ગ્રંથોના જે આધાર લેવામાં આવ્યો છે. તે ગ્રંથોની સૂચિ વગેરે દ્વારા પ્રકાશનની પૂર્ણમાહિતી આપી હોત તો આજના વિક્ષુબ્ધ જીવનમાં અમુક જ શબ્દને કે વિશિષ્ટ ગ્રંથને જાણવા ઇચ્છતા અભ્યાસીઓની તે વિષેની પિપઠિષા જલ્દી સંતોષાત, પણ મર્યાદિત પૃષ્ઠસંખ્યામાં આ બધું કાર્ય કરવાનું હોઈ લેખકશ્રીનો એ વિષેનો સંકલ્પ સિદ્ધ થઈ શકયો નહીં હોય, એમ સમજું છું. આમ છતાં આ લખાણનાં દરેક ઠેકાણે લેખકશ્રીએ તે તે શીર્ષક ઉપશીર્ષક આપેલાં છે તેથી અભ્યાસીઓની ચિત્તવૃત્તિને પૂર્ણ સંતોષ થાય છે.

મહાભારતના વનપર્વમાં વ્યાસજીએ બુદ્ધિના છ ગુણો દર્શાવ્યા છે. (૧) શુશ્રૂષા–શબ્દ તથા અર્થના ગુણોની જિજ્ઞાસા (૨) શ્રવણ (૩) ગ્રહણ (૪) ધારણ (૫) ઊહાપોહ–શબ્દ તથા અર્થનું અન્વેષણ–વિશ્લેષણ અને (૬) અર્થવિજ્ઞાન– આવા ષડ્ગુણોથી વિભૂષિત આચાર્યશ્રી હજુ પણ વૈદિક સાહિત્યના તેમણે બનાવેલા એક પરિપત્રમાં જાહેર કર્યા મુજબ અન્ય વૈદિક ગ્રંથો આપવા માટે ભગવાન વેદનારાયણની અલૌકિક કૃપાથી વિભૂષિત થાઓ એ જ પ્રાર્થના સાથે વિરામ કરું છું.

વેદો માટે આ દેશના તથા વિદેશના વિદ્વાનોએ કરેલ વેદોના અનુવાદ, સંસ્કરણ, આલોચનાત્મક તથા તુલનાત્મક અધ્યયનો થયાં છે. ભાષા, વ્યાકરણ, શબ્દો તથા મંત્રોની અનુક્રમણીઓ મુદ્રિત થએલી છે. ફ્રેન્ચ, જર્મન અને અંગ્રેજીના ભાષાવિદો આ માટે નિરંતર કામ કરી રહ્યા છે. તે સ્થિતિમાં ગુજરાતના જ્યોતિર્ધર સાક્ષરરત્ને પણ કરેલી વેદવિદ્યાનું કાર્ય વૈદિક સાહિત્યના ભાવિ ઇતિહાસમાં અમર રહેશે.



# અથર્વવેદ-ગ્રન્થત્રયી

— ડૉ. લક્ષ્મેશ વ. જોષી

શ્રી વિષ્ણુદેવભાઈ પંડિતના, ગુજરાતીમાં લખાયેલા, અથર્વવેદના ત્રણ ગ્રન્થોને જોવાનો અવસર મળ્યો. લગભગ ૨૩૦૦ પૃષ્ઠોમાં વિસ્તરેલા અથર્વવેદના આ ત્રણ ગ્રન્થોમાં, સંહિતા, ગોપથ -બ્રાહ્મણ, કૌશિકસૂત્ર (=સંહિતાવિધિ) ચરણ-વ્યૂહસૂત્ર વગેરે અથર્વ-સાહિત્યનો પરિચય આપવાનો પ્રયાસ વિષ્ણુદેવભાઈએ કરેલો છે. તેમણે અથર્વવેદની પૈપ્પલાદ શાખાનો (ભાગ-૧ પૃષ્ઠ ૩૦). શૌનકીય શાખાનો (પૃ. ૪૫) તથા કૌશિક સૂત્રનો (પૃ-૭૭–૧૦૦) વિગતવાર પરિચય આપવા પ્રયત્ન કરેલો છે.

વિષ્ણુદેવભાઈ એ શીર્ષક આપેલું છે–"અથર્વ-વેદ સંહિતા વિધિ ભાષા ભાષ્ય," તેમાં 'સંહિતા વિધિ' એટલે કૌશિકસૂત્રો. લેખકે અથર્વવેદના પ્રત્યેક સૂક્તનો ગુજરાતી ભાવાર્થ આપતાં પહેલાં કૌશિકસૂત્ર અથવા સંહિતાવિધિ પ્રમાણે તે તે સૂક્તનો વિનિયોગ દર્શાવેલો છે. ભાષા એટલે ગુજરાતી ભાષામાં લખાયેલું ભાષ્ય.

सूत्रार्थो वर्ण्यते यत्र वाक्यैः सूत्रानुसारिभिः ।
स्वपदानि च वर्ण्यन्ते भाष्यं भाष्यविदो विदुः ॥

ભાષ્યના પ્રસિદ્ધ લક્ષણ પ્રમાણે, સૂત્ર કે મૂલમંત્રના અર્થને સૂત્ર કે મંત્રને અનુસરતાં વાક્યો દ્વારા વર્ણવવામાં આવે; અને લેખક પોતાનાં પદો પણ વર્ણવે–ઉમેરે તે રીતે રચાયેલા ગ્રન્થને ભાષ્યનાં વિદ્વાનો ભાષ્ય કહે છે. વિષ્ણુદેવભાઈના ભાષા ભાષ્યમાં કેટલેક અંશે આ લક્ષણો ચરિતાર્થ થતાં જણાય છે આમ સંહિતાવિધિ અથવા કૌશિકસૂત્ર પ્રમાણેના વિનિયોગ સાથેનું, ગુજરાતી ભાષામાં લખાયેલું, અથર્વવેદનું ભાષ્ય તે "**અથર્વવેદ સંહિતા વિધિ ભાષાભાષ્ય.**" છતાં ગ્રંથમાં "જન જીવનની ચેતના," "જન જીવનના વિકાસ" "જન જીવનનાં ઘડતર" (ભૂમિકા પૃ. ૧૩૮ થી ૨૭૦) વગેરે વિષયો પણ ચર્ચાયા છે. તેથી 'અથર્વવેદ' એટલું જ શીર્ષક આપ્યું હોત તો વધુ યોગ્ય ગણાત.

મધુરજ્યોત ટ્રસ્ટ દ્વારા પ્રકાશિત વિષ્ણુદેવ-ભાઈના અથર્વવેદના ત્રણ દળદાર ગ્રન્થોને જોઈને એટલું તો જરૂર થાય કે કૃતનિશ્ચય માનવ કેવું અને કેટલું કામ કરી શકે !

હવે, આ ગ્રન્થોના અવલોકનના નિમિત્તે, મને અથર્વવેદના બીજા કેટલાક ગ્રન્થોને જોવાની તક મળી. અથર્વવેદ : (સંપા. વિશ્વબંધુ, હોશિયા-રપુર),

Atharva-Veda Samhita (W. D. Whitney, Motilal B. Delhi) Atharva Veda Vratya Kanda (Sampurnananda, Madras) अथर्ववेदीय बृहत् सर्वानुक्रमणी (विश्व-બંધુ, હોશિયારપુર), અથર્વવેદનો સુબોધ અનુવાદ (સાતવળેકર પારડી), अथर्ववेद (हिन्दी अनुवाद – श्रीरामशर्मा बरेली), अथर्ववेद एवं गोपथब्राह्मण (ब्लूमफील्ड, अनु. सूर्यकान्त, वाराणसी,) વગેરે.

હોશિયારપુરથી પ્રસિદ્ધ અથર્વવેદ સંહિતાની પ્રસ્તાવનામાં, સંપાદક વિશ્વબંધુએ, શંકર પાંડુરંગ

પંડિતે એકઠી કરેલી અથર્વવેદની હસ્તપ્રતોનો પરિચય આપેલો છે. તેમાં આપણા માટે ગૌરવ લેવા જેવી એ વાત છે કે શંકર પંડિતે જેમનો આધાર લઈને અથર્વવેદની વિશુદ્ધ વાચના તૈયાર કરી તે મુખ્ય બાર હસ્તપ્રતો ગુજરાતમાંથી મળી આવી હતી. તેમાંથી બે–ચાર હસ્તપ્રતોનો નિર્દેશ કરું.

(૧) અમદાવાદ, જયશંકર હરિશંકર અથર્વવેદી પાસેથી ૧૬મી સદીની હસ્તપ્રત.

(૨) લુણાવાડા, વીસનગરા નાગર બાપુજી જીવણરામ પાસેથી 'अणहिलपुरपटण' માં સંવત્ ૧૭૨૦માં લખાયેલી હસ્તપ્રત.

બાપુજી જીવણરામનો એક રસિક પ્રસંગ શંકર પંડિતે નોંધેલો છે. તેમને અથર્વવેદની સંહિતાનો ઘણો ભાગ કંઠસ્થ હતો. પ્રથમ ચાર કાણ્ડના તો પદપાઠ અને ક્રમપાઠ પણ કંઠસ્થ! પરંતુ અ. વે. સંહિતાના ૨૦ કાણ્ડોમાંથી ૧૮મો કાણ્ડ અસ્પૃશ્ય ગણાતો. બાપુજી જીવણરામ પાસે પરંપરા પ્રમાણે ઉચ્ચારણો કરાવીને, શંકર પંડિત અથર્વવેદની વિશુદ્ધ વાચનાતૈયાર કરવા, એ ઉચ્ચારણો સાથે અથર્વવેદની હસ્તપ્રત સરખાવતા. બાપુજી જીવણરામની દૃઢ માન્યતા હતી કે અઢારમા કાણ્ડમાં શ્મશાન–ક્રિયાઓનાં વર્ણન હોવાથી એનો પાઠ ઘરમાં કદી ન થાય એટલું જ નહીં પણ કોઈક વાંચે તો સંભળાય પણ નહીં, અથર્વવેદના અઢારમા કાણ્ડના ઉચ્ચારણ માટે તો અરણ્યમાં જવું પડે. છેવટે શંકર પંડિત અને બાપુજી જીવણરામ મુંબઈના વિક્ટોરિયા ગાર્ડનમાં ગયા અને અશોક વૃક્ષ નીચે ઉચ્ચારણ–શ્રવણની વિધિ પૂરી કરી!

(૩) વીરમગામની હસ્તપ્રત. पंचुली लक्ष्मीधरसुत श्री पंचोली विद्याधरने भागे । तेमा कोनो अलाषो नही ।

(૪) જૂનાગઢ–સુંદરજી દુર્ગાશંકર પાસેથી ૧૮મા કાણ્ડ સિવાય સંપૂર્ણ સંહિતાની હસ્તપ્રત ૧૯ મો કાણ્ડ આગ્રામાં લખાયેલો, કાણ્ડ ૧ થી ૧૭ અને ૨૦ અણહિલપુરમાં લખાયેલા. ગુજરાતી હસ્તપ્રત.

(૫) વડોદરા પાસે કર્નાલીમાંથી–હીરાલાલ પરીક્ષિત પાસેથી. અથર્વવેદના પદપાઠની હસ્તપ્રત મળી.

આગળ કહ્યું તેમ, શંકર પંડિતે, ગુજરાતની બાર હસ્તપ્રતોનો આધાર લઈને અથર્વવેદનો મૂળ પાઠ તારવવા પ્રયાસ કર્યો. ગુજરાતની હસ્તપ્રતો વિષે શંકર પંડિત લખે છે કે–

They are untainted by any attempts to revise the tradition of the text and probably represented original form of the true tradition of the text (Prefatory Addenda, A. V. Vishva Bandhu, p. xxvi)

અથર્વવેદની પાઠપરંપરાને સુધારવાના પ્રયત્નોથી ગુજરાતની હસ્તપ્રતો દૂષિત થયેલી નથી. અથર્વવેદના પાઠની સાચી પરંપરાનું સંભવતઃ મૂળ સ્વરૂપ ગુજરાતની હસ્તપ્રતોમાં રજૂ થયું હોય તેમ લાગે છે,

આમ અથર્વવેદની પરંપરાને વિશુદ્ધ સ્વરૂપમાં જાળવી રાખવામાં ગુજરાતનું ઘણું મોટું પ્રદાન છે. ગુજરાતની આ પરંપરામાં, વિષ્ણુદેવભાઈનો અથર્વવેદના સાહિત્યને ગુજરાતીમાં ઊતારવાનો પ્રયાસ ઉમેરાયો છે. પરંતુ અથર્વવેદ જેવા ગ્રંથની Sanctity પવિત્રતા (ગંભીરતા)

ને અનુરૂપ, મંત્રોના ભાવાર્થમાં પણ ઘનિષ્ઠ પ્રયત્ન થયો હોત તો, આપણી ગુજરાતની, અથર્વવેદને વિશુદ્ધ સ્વરૂપમાં જાળવી રાખવાની પરંપરામાં પ્રશસ્ય પ્રયત્ન ગણાત.

વળી, વિલિયમ ડ્વાઈટ વ્હીટની નામના એક અમેરિકન વિદ્વાને અથર્વવેદનો મૂળ પાઠ શોધવા બર્લિનની હસ્તપ્રતોની નકલ કરી. પેરિસ, ઑક્ષ્ફર્ડ અને લંડનની હસ્તપ્રતો સરખાવીને મૂળ પાઠ તારવવા તેણે પ્રયત્ન કર્યો. વેદસંહિતાની આદર્શ વાચના કેવી હોવી જોઈએ તેનો આદર્શ પ્રસ્તુત કરવા વ્હીટનીએ પૂરાં આડત્રીસ વર્ષો સુધી અથર્વવેદનું અધ્યયન કર્યું; અને પછી અથર્વવેદનો વિવેચનપૂર્વક અનુવાદ પ્રકાશિત કર્યો.

"...the edition of the Atharva Veda was planned. In October 1851, he (Whitney) began copying the Berlin MSS of the text. ... he stayed seven weeks in Paris, three in Oxford and seven in London collating Sanskrit MSS." (p.xliv Brief Sketch of whitney's Life.)

"As for the joint edition of the Atharva-Veda it is a most noteworthy fact that it has held its own now thirty eight years as an unsurpassed model of What a Vedic text ought to be,"– p. lii, An Estimate of Whitney's character And Services, Atharva Veda Samhita – W. D, Whitney Vol I, Motilal B. Delhi, 1962.

ઉપર નોંધેલા, શંકર પંડિતના અને વ્હીટનીના અથર્વવેદ વિષેના પ્રયત્ન ઉપરથી સમજાય છે કે વેદ ઉપર પ્રમાણભૂત કામ કરવું એ કેવું કઠિન કાર્ય છે.

વિષ્ણુદેવભાઈનો પ્રયાસ વેદસાહિત્યને ગુજરાતના સામાન્ય જનસમુદાય સુધી પહોંચાડવાનો હોય તેમ લાગે છે. તેમણે અથર્વવેદના મંત્રો આપીને, મંત્રનો અનુવાદ નહીં પણ ભાવાર્થ રજૂ કરેલો છે. મંત્રના અન્વય, પદાર્થ અને અનુવાદમાં જનસમાજને સમજ કે રસ ન પડે એમ માનીને વિષ્ણુદેવભાઈએ મંત્રના ભાવાર્થ આપેલા છે; એમ મારું અનુમાન છે.

આ માટે આપણે એક ઉદાહરણ લઈએ.

ॐ ये त्रिषप्ताः परियन्ति
विश्वा रूपाणि बिभ्रतः ।
वाचस्पति र्बला तेषां
तन्वोऽ अद्य दधातु मे ॥ १ ॥

—અથર્વવેદ કાંડ ૧, સૂક્ત ૧, મંત્ર ૧

સાયણાચાર્ય ત્રિ-સપ્તના ત્રણ અર્થો આપે છે:

(૧) ત્રણ અથવા સાત. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર વગેરે ત્રિપુટીઓ; સાત ઋષિઓ, કે સાત છન્દો કે સાત લોક.

(૨) ત્રિ-સપ્ત એટલે ત્રણ સપ્તકો—

सप्त सिन्धवः सप्त लोकाः सप्त दिशः ।

(૩) ત્રિ-સપ્ત એટલે ૩×૭=૨૧. ૫ મહાભૂતો, ૫ જ્ઞાનેન્દ્રિયો, ૫ કર્મેન્દ્રિયો, ૫ પ્રાણ અને ૧ અંતઃકરણ (૫+૫+૫+૫+૧=૨૧).

પછી સાયણાચાર્ય ત્રિષપ્તાઃ પદ બહુવ્રીહિ સમાસ હોવા છતાં પૂર્વપદ-ઉદાત્તને બદલે ઉત્તર પદ-ઉદાત્ત કેમ છે અને પરિયન્તિ એ ક્રિયાપદ હોવા છતાં તેમાં ઉદાત્ત સ્વર શા માટે છે તે વિગતવાર સમજાવે છે.

સાયણાચાર્ય પ્રમાણે મંત્રનો અર્થ થશે—"સર્વ નિશ્ચિત આકારોને ધારણ કરતા ત્રિ-સપ્ત દેવો (પ્રત્યેક શરીરની) આસપાસ ફરતા રહે છે.

આપેલ છે—"હવન માટે યોગ્ય (અગ્નિ)" વસ્તુતઃ आ-√हु નું વ.કૃ. आजुह्वानः— (દેવોને) "આહુતિ આપતો"—એમ અર્થ થશે. "Making oblation" (Whitney)

કદાચ અતિ ઝડપથી કાર્ય સમાપ્ત કરવા જતાં, લેખકની નજરમાંથી આ વસ્તુઓ છટકી ગઈ હશે.

વિષ્ણુદેવભાઈનો સંકલ્પ છે—વેદને લોકો સુધી પહોંચાડવાનો અને તે સંકલ્પ ખરેખર અભિનંદનને પાત્ર છે. આ સંદર્ભમાં એક શ્લોક ટાંકવાનું મન થાય છે :

इतिहासपुराणाभ्याम् वेदं समुपबृंहयेत् ।
बिभेत्यल्पश्रुताद् वेदो मामयं प्रतरेदिति ॥

વેદને ઇતિહાસ અને પુરાણના માધ્યમ દ્વારા વિસ્તૃત કરવો. અલ્પજ્ઞાનીથી વેદ પોતે ડરે છે કે "આ લેખક ક્યાંક મને છેતરી લેશે." તેથી વેદવ્યાસે વેદને જનસમૂહ સુધી પહોંચાડવા મહાભારત જેવા ઇતિહાસ ગ્રંથની અને શ્રીમદ્-ભાગવત જેવાં પુરાણોની રચના કરી. इतिहास पुराणं च पञ्चमो वेद उच्यते ॥-ભાગવત ૧-૪-૨૦. મેડિસિન કે એન્જિનીયરીંગ કે ભૌતિકવિજ્ઞાનના કોઈક ઉચ્ચ પ્રકારના ગ્રન્થને લોકભોગ્ય બનાવવો લગભગ અશક્ય છે. તેને સમજવા—ભણવા વિદ્યાર્થીએ પોતે અતિ પરિશ્રમ કરીને, પરીક્ષામાં ઊંચા ગુણ મેળવીને અધિકાર પ્રાપ્ત કરવો પડે છે. આવું જ વેદનું છે. વેદને મૂલમંત્રો સાથે લોકભોગ્ય બનાવવામાં જોખમ રહેલું છે.

એક તો મંત્રો છપાય તો તેમની સાથે અનુદાત્તાદિનાં ચિહ્નો મુકાયાં હોત તો વધુ યોગ્ય થાત. બીજું, ભાવાર્થ પણ મૂલમંત્રની વધુ સમીપ લઈ જવાયો હોત તો સારું ગણાત. ત્રીજું, અથર્વવેદના આ ગ્રન્થોની ભૂમિકામાં "જન જીવનનાં ઘડતર" વગેરે વિષયોને સવિસ્તર ચર્ચેલા છે. તે વિષયોની ચર્ચા જુદા જ ગ્રન્થમાં થઈ હોત તો ગ્રન્થ-શીર્ષક વધુ સાર્થક બનત.

આમ છતાં વેદના અત્યંત વિશાળ ફલક ઉપર કામ કરનારા વિષ્ણુદેવભાઈ પંડિતને ખૂબ અભિનંદન. જીવનની લગભગ પોણી સદી વીતાવી ચૂકેલા યુવ-વૃદ્ધને ભગવાન ત્ર્યંબક નીરોગી શતાયુ અર્પે એવી પ્રાર્થના કરું છું. અથર્વ-વેદની સંહિતા, ગોપથબ્રાહ્મણ જેવા ગ્રન્થોને જોવા, સમજવા અને તેમનો ભાવાર્થ પણ રજૂ કરવો એ કામ અતિશય પરિશ્રમનું છે. શ્રી વિષ્ણુદેવભાઈ પંડિતને આ બૃહત્કાર્ય બદલ ખૂબ ખૂબ અભિનંદન.

# 'યજુર્વેદ પરિચય'

વસ્તુતઃ વેદસેવા એ પંડિતજીનું આજીવન-અખંડ અને અનન્ય વ્રત છે. ગુજરાતી ભાષા જાણનાર બહુજન સમાજને વેદસાહિત્યનો પરિચય કરાવવા માટે પંડિતજીએ ચારેય વેદને આવરી લેતી ચોવીસ પરિચય પુસ્તિકાઓ તૈયાર કરી હતી જે, ગુજરાત રાજ્ય 'યુનિવર્સિટી ગ્રંથ-નિર્માણ બોર્ડના તે વખતના અધ્યક્ષ, જાણીતા કેળવણીકાર અને કુલપતિ, શ્રી ઇશ્વરભાઈ પટેલના હાર્દિક પ્રોત્સાહન દ્વારા, હરિઓમ્ આશ્રમ પ્રેરિત 'સ્વ. સાતવલેકરજી સ્મારક

વેદપરિચયની પુસ્તિકા શ્રેણીમાં પ્રસિદ્ધ થયેલી 'યજુર્વેદ પરિચય'ની છ પુસ્તિકાઓનું અધ્યયન કરવાની તક મને સાંપડી છે તેનો મને આનંદ છે.

ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વવેદ એ ચારેય વેદોમાં યજ્ઞસંબંધી મંત્રોનો સંગ્રહ

યજુર્વેદ બહુ જ જાણીતો છે અને યજ્ઞ સંસ્થા દ્વારા, ભારતીય સંસ્કૃતિ તથા પ્રજાજીવન સાથે એ વેદ ગાઢ રીતે સંકળાયેલો છે. આર્થર મેકડોનલ કહે છે કે યજુર્વેદ, પ્રાચીન ભારતમાં એક નવીન ધાર્મિક અને સામાજિક જીવન પ્રણાલીનો યુગ દર્શાવે છે અને કુરુ-પંચાલ પ્રજાની પ્રગતિ તથા સંસ્કૃતિ સાથેના એના સંબંધથી એ ઐતિહાસિક મહત્ત્વ ધરાવે છે. યજ્ઞના સંદર્ભમાં જોઈએ તો, ઋગ્વેદ એ હોતા ઋત્વિજનો વેદ ગણાય છે, સામવેદ, ઉદ્‌ગાતા ઋત્વિજનો વેદ ગણાય છે અને અથર્વવેદ એ બ્રહ્મા ઋત્વિજનો વેદ ગણાય છે, તેમ યજુર્વેદ એ અધ્વર્યુ ઋત્વિજ (પુરોહિત)નો વેદ છે. ભારતીય પરંપરા પ્રમાણે વેદ એક હતો, તેનું વેદવ્યાસે **ચાર** સંહિતામાં સંકલન કરી પોતાના ચાર જુદા જુદા શિષ્યોને ચારેય સંહિતાઓ સોંપી. આમ, ઋગ્વેદ પૈલ ઋષિને, યજુર્વેદ વૈશંપાયન ઋષિને, સામવેદ જૈમિનિ ઋષિને અને અથર્વવેદ સુમન્તુ ઋષિને સોંપ્યો.

ઋષિ વૈશંપાયન એ યજુર્વેદની પરંપરાના મુખ્ય પ્રવર્તક હતા. આથી યજુર્વેદના મંત્રો, તેનાં બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદ એ સર્વનું જતન કરવાનું શ્રેય વૈશંપાયનને જ ઘટે. તેમના અનેક શિષ્યોમાં, મુખ્ય શિષ્ય તિત્તિરિ હતા. એમણે ગુરુ પાસેથી યજુર્વેદની વિદ્યાપરંપરા સાચવી તેથી યજુર્વેદની તૈત્તિરીય વેદ તરીકે પ્રસિદ્ધિ ફેલાઈ. વૈશંપાયનના બીજા તેજસ્વી શિષ્ય કઠના નામથી યજુર્વેદની કાઠક શાખા પણ જાણીતી છે. તૈત્તિરીય સંહિતા અને કાઠક સંહિતા ઉપરાંત યજુર્વેદની કપિષ્ઠલ સંહિતા, મૈત્રાયણી સંહિતા જાણીતી છે અને તૈત્તિરીય, કાઠક, કપિષ્ઠલ તેમજ મૈત્રાયણી એ ચારસંહિતા **કૃષ્ણ** યજુર્વેદની પરંપરાની હોવાથી એ ચારેય શાખાઓનો નિકટનો સંબંધ છે. યજુર્વેદની પાંચમી સંહિતા વાજસનેયી સંહિતા છે તે **શુક્લ** યજુર્વેદ તરીકે પ્રસિદ્ધ છે. પરંપરા મુજબ, કૃષ્ણ યજુર્વેદના મુખ્ય આચાર્ય વૈશપાયન મનાય છે પરંતુ શુક્લ યજુર્વેદ કે વાજસનેય સંહિતાના મુખ્ય આચાર્ય યાજ્ઞવલ્ક્ય ઋષિ મનાય છે. શુક્લ યજુર્વેદની બે શાખાઓ છે : કાણ્વ શાખા અને માધ્યન્દિન શાખા. જો કે આ બે શાખાઓ વચ્ચે ખાસ તફાવત નથી.

કૃષ્ણયજુર્વેદ અને શુક્લયજુર્વેદ એ બે એકબીજાથી કઈ રીતે જુદા છે ? કૃષ્ણયજુર્વેદમાં મંત્રો ઉપરાંત તે મંત્રોની સાથે સંકળાયેલાં યજ્ઞીય કર્મોનું વર્ણન પણ છે. વળી તે કર્મોની વિસ્તૃત વિચારણા પણ તેમાં સમાવિષ્ટ છે. અર્થાત્ કૃષ્ણ યજુર્વેદમાં બ્રાહ્મણભાગ સમ્મિલિત છે. આ ઉચિત પણ છે. કેમકે યજુર્વેદના મંત્રો યજ્ઞકાર્યમાં પ્રયોજાતા હોવાથી તેમાં યજ્ઞકર્મ વિશે વિસ્તૃત વિચારણા સ્થાન પામે. આથી વિદ્વાનો માને છે કે કૃષ્ણ યજુર્વેદની સંહિતાઓ વાજસનેય સંહિતાથી વધારે પ્રાચીન છે. વાયુપુરાણ (અધ્યાય ૯૮)ના ઉલ્લેખ અનુસાર, પાંડવવંશના પરીક્ષિત રાજાએ વાજસનેય નામના બ્રાહ્મણોની શાખા સ્થાપી હતી. આ પરીક્ષિત રાજા વૈશંપાયનના ક્રોધનો ભોગ બન્યો હતો. તેમ છતાં પરીક્ષિતપુત્ર જનમેજયે વાજસનેય શાખાના બે અશ્વમેધ યજ્ઞો કર્યા હતા અને તે વેદ પ્રવર્તાવીને ત્રિખર્વી થયો હતો.

શુક્લ યજુર્વેદ મંત્રોની સંહિતા છે. એક અર્થઘટન પ્રમાણે 'શુક્લ યજુર્વેદ' નો અર્થ છે સ્પષ્ટ, સુવ્યવસ્થિત યજુર્વેદ અને કૃષ્ણ યજુર્વેદનો અર્થ છે મિશ્ર, સંકીર્ણ યજુર્વેદ. કેમકે એમાં મંત્રોની સાથે યજ્ઞીય કર્મકાંડ તથા વિવ-

રણ સમ્મિલિત છે. આથી એમ માનવાને કારણ છે કે કૃષ્ણ યજુર્વેદની પ્રાચીન સંહિતામાંથી મન્ત્રભાગને જુદો કરીને શુકલ યજુર્વેદની રચના એટલા માટે કરવામાં આવી કે જેથી એ બીજા વેદોની કોટિમાં આવી શકે. જો કે મોરીસ વિન્ટરનિત્ઝના મતે 'બનતાં સુધી કૃષ્ણ અને શુકલ યજુર્વેદ સમયની દૃષ્ટિથી એકબીજાથી બહુ દૂર નથી' એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે.

ભારતીય પરંપરા મુજબ શુકલ યજુર્વેદનો સંબંધ આદિત્ય અથવા સૂર્ય સાથે છે. વાયુપુરાણકારે (અ૦ ૬૦) મંત્ર બ્રાહ્મણના કર્તા ઋષિઓની નામાવલીના સંદર્ભે વેદવિભાગ અંગે કિંમતી માહિતી રજૂ કરી છે. તેમાં યજુર્વેદની પરંપરાનો સંક્ષિપ્ત પણ સૂચક પરિચય સાંપડે છે. પુરાણકારના મતે મૂળ વેદ એક હતો વર્તમાન યુગમાં વ્યાસે વેદના વિભાગો કર્યા વ્યાસના જૈમિનિ, સુમન્તુ, વૈશંપાયન, પૈલ અને લોમહર્ષણ એ શિષ્યો હતા. વ્યાસજીએ પૈલને ઋગ્વેદ, વૈશંપાયનને યજુર્વેદ, જૈમિનિને સામવેદ, સુમન્તુને અથર્વવેદ અને લોમહર્ષણને ઇતિહાસપુરાણ સોંપ્યા. પહેલાં યજુર્વેદ એક જ હતો. એ પાછળથી ચાર ભાગોમાં વિભક્ત થયો. આમ ચતુર્હોત્રની વ્યાવસ્થા થઈ જેનાથી યજ્ઞોનું પ્રચલન થયું.

एक आसीद्यजुर्वेदस्तच्चतुर्धा व्यकल्पयत । चतुर्होत्रमभूत्तस्मिस्तेन यज्ञमकल्पयत् ॥ (वा.पु. ६०–१७) અર્થાત્ યજુર્વેદના ચાર ભાગ થતાં, ચાર પુરોહિતની ગોઠવણ થતાં, યજ્ઞ અસ્તિત્વમાં આવ્યો. આ ચાર પુરોહિતો કે ઋત્વિજોમાં યજુસ્ બોલે તે અધ્વર્યુ કહેવાયો. ત્રણ વેદ અને પુરાણની વિષયસામગ્રી વહેંચાતાં, બાકીની સામગ્રી યજુર્વેદમાં સમાવીને યજ્ઞ રચ્યો. જેનાથી યજ્ઞોની ક્રિયા થાય છે તે જ યજુર્વેદ છે એવો શાસ્ત્રોનો મત છે. આ યજુર્વેદની છયાશી સંહિતાઓ વૈશંપાયને કહી. યાજ્ઞવલ્કય સિવાયના પોતાના સર્વ શિષ્યોને તેમણે આ સંહિતાઓ આપી જોકે યાજ્ઞવલ્કય પણ વૈશંપાયનના શિષ્ય હતા. પણ તેમણે ગુરુનો આદર ન જાળવતાં, વૈશંપાયને ગુસ્સામાં કહ્યુ કે 'મારી પાસે તેં જે અધ્યયન કર્યું તે સઘળું મને પાછું આપ " પરિણામે યાજ્ઞવલ્કયે વમન કરીને રુધિરથી ભીંજાયેલો સુંદર યજુર્વેદ ગુરુને આપ્યો. ત્યાર પછી, વેદ આકાશમાં સૂર્ય પાસે જતો રહ્યો હતો તેને, સૂર્યની આરાધના કરી યાજ્ઞવલ્કયે પાછો મેળવ્યા યાજ્ઞવલ્કયે અશ્વરૂપ ધારણ કરીને સૂર્યનું ધ્યાન કર્યું હોવાથી સૂર્યે આપેલા યજુર્વેદને જે બ્રાહ્મણો ભણે છે તે બ્રાહ્મણો વાજી (અશ્વ) શાખાવાળા કહેવાય છે પણ વૈશંપાયનના શિષ્યો ચરક કહેવાયા, કણ્વ વૈશ્વેય, શાલી, માધ્યન્દિન શાપેયી, વિદિગ્ધ, આપ્ય, ઉધલ, તામ્રાયણ વાત્સ્ય, ગાલન, શૈવિરિ (શૈશિરિ), આટવી, પર્ણી, વીરણીને સપરાયણ એ પંદર વાજીશાખાના વિપ્રો પ્રખ્યાત છે, યજુર્વેદના એકસો એક ભાગ કહેલા છે. આ યજુર્વેદનો વાકયાર્થ પુરાણની વ્યાસપ્રણીત ત્રણ સંહિતામાં કહેલો છે. છ અંગ, ચારવેદ, મીમાંસા ન્યાય, ધર્મશાસ્ત્ર અને પુરાણ એ ચૌદ વિદ્યાઓ છે,

આચાર્ય વિષ્ણુદેવ પંડિતજીએ યજુર્વેદની છ પરિચય પુસ્તિકાઓમાં સમગ્ર વિષય સામગ્રીનું નિરૂપણ કરવા માટે, સુંદર આયોજન કર્યું છે. પ્રથમ પુસ્તિકામાં દેવોમાં મુખ્ય પ્રજાપતિ દેવની પુરાકથાનો મર્મ 'પ્રજાપતિનું વ્રત' એ શીર્ષક હૃદય ભાવવાહી શૈલીમાં પ્રગટ કરવામાં આવ્યો છે. બીજી પુસ્તિકામાં વેદપ્રસિદ્ધ સોમરસ તથા સોમયાગનાં સંદર્ભમાં 'સૌમ્ય અધ્વરા'ની લાક્ષણિક વિભાવનાનું કાવ્યાત્મક વિવરણ આપ્યું છે. ત્રીજી

પુસ્તિકામાં પ્રાચીન ભારતીય અગ્નિહોત્રની, 'ઘર ઘરની જ્યોત જલતી રાખવાની મૂર્ત ભાવનાની' માર્મિક રજૂઆત કરીને, અગ્નિહોત્રના વ્રતનું મૌલિક અર્થઘટન પ્રસ્તુત કર્યું છે. ચોથી પુસ્તિકામાં 'વૈશ્વદેવ'ની પ્રાચીન સંકલ્પનાના નિરૂપણ દ્વારા રાષ્ટ્રહિતનું ચિંતન કર્યું છે. પાંચમી પુસ્તિકામાં 'સ્વાધ્યાય'ના પ્રાચીન આદર્શની ચર્ચામાં વેદાધ્યયનાદિ શૈક્ષણિક-મનોવૈજ્ઞાનિક બાબતોની ચર્ચા અદ્‌ભુત કુશળતાથી વણી લીધી છે અને છેલ્લે, છઠ્ઠી પુસ્તિકામાં યજુર્વેદની પ્રાચીન આચાર્ય પરંપરાનો સુરેખ હૃદયંગમ અને ઐતિહાસિક પરિચય આપીને, યજુર્વેદની ઋષિપરંપરાનો ખ્યાલ, સરળ ગુજરાતી ભાષામાં, સુગમ કરી આપ્યો છે. આમ આ છ પુસ્તિકાઓદ્વારા, ભારતીય સંસ્કૃતિની પ્રાચીનતમ સંપત્તિરૂપ વેદો-તેમાંય લોકજીવન તથા સમાજધર્મને ગાઢરીતે સ્પર્શતા યજુર્વેદની વૈચારિક તથા આધ્યાત્મિકશ્રી, પંડિત વિષ્ણુદેવજીએ, ગુજરાતી ભાષામાં ભાવવાહી શૈલીમાં, સુલભ કરી આપી સંસ્કૃતિસેવાનું અનન્ય કાર્ય કર્યું છે. આ પુસ્તિકાશ્રેણીને પૂ. શંકરાચાર્યજી એ, આપણા મૂર્ધન્ય કવિવિવેચક ડૉ. ઉમાશંકર જોષીએ, વેદભાષ્યકાર પંડિતરાજ ભગવદાચાર્યજી મહારાજે, પરમપૂજ્ય ગોસ્વામી શ્રી વ્રજરત્નરાયજી મહારાજે, કવિચિંતક શ્રી કરસનદાસ માણેકે તથા સંસ્કૃતિમર્મજ્ઞ આદરણીય સાક્ષર કાકા કાલેલકરજીએ આવકાર-આશીર્વાદથી નવાજી છે અને કુલપતિ શ્રી ઈશ્વરભાઈ પટેલ તેને પ્રસ્તાવનાઓથી પ્રજા સમક્ષ રજૂ કરી છે તે સર્વ બાબતો આ પુસ્તિકાશ્રેણીના ગૌરવમાં અનેરી વૃદ્ધિ કરી, પંડિત વિષ્ણુદેવજીના વેદસેવાના અનુપમ કાર્યને શ્રદ્ધાંજલિરૂપ બની રહે છે.



# હોતાઓના આશ્રમોના આનંદપર્યટને

—પ્રિ. નટવરલાલ યાજ્ઞિક

ઋગ્વેદપરિચયની આ આ છ પુસ્તિકાઓ લખીને શ્રી વિષ્ણુદેવ પંડિતજીએ એક દુર્ગમ વેદપ્રદેશનું આનંદદાયી પર્યટન કરાવ્યું છે. વેદોના અર્થકરવાના જે પ્રાચીન અને અર્વાચીન અનેક પ્રયત્નો થયા છે અને તેમાંથી વિભિન્ન વાદોના અનેક વાડા ઊભા થયા છે. એ બધાને ચાતરી ને પંડિતજી વાચકને બહુ જ સરળ માર્ગે વેદોના અદ્‌ભુત રમ્ય પ્રદેશમાં લઈ જાય છે. વેદ વિશે વેદના નામથી આગળ કશું‌ય ન જાણનાર અને વેદોની ભાષાથી સાવ અપરિચિત જિજ્ઞાસુને આ પુસ્તિકાઓ વાતવાતમાં વેદોના એ અજ્ઞાત પ્રદેશની ભવ્યતાઓનાં દર્શન કરાવે છે. જનસામાન્યની સામે વેદોની રજુઆત કરવાનો આ અભિગમ ઘણોજ અનુકૂળ અને રોચક છે. આ પુસ્તિકાઓ વાંચ્યા પછી વૈદિક સાહિત્ય વિષેની મુગ્ધ જિજ્ઞાસામાંથી વ્યવસ્થિત પણે યથાર્થ જિજ્ઞાસામાં પ્રવેશ થાય છે. વેદથી અજાણ્યા નવતરથી માંડી પ્રૌઢ પંડિતને પણ આ પદ્ધતિ અનુકૂળ આવે એમ છે.

વેદના અધ્યેતાઓ અને આરૂઢ વિદ્વાનોને પરિચિત પ્રાચીન અર્વાચીન કોઈ વિશિષ્ટ પદ્ધતિનું અહીં નિરૂપણ નથી. વ્યાકરણની વ્યુત્પત્તિ કે નિરુક્તનાં નિર્વચન ઉપર અહીં આધાર રખાયો નથી. છતાં ઉચિત સ્થળે એનાંય દર્શન થાય છે. મધુચ્છંદા કે વિશ્વામિત્ર, જેતા કે ઘોર, શુનઃશેપ કે હિરણ્યસ્તૂપ એવાં અનેક નામોનાં અર્થઘટનમાં વ્યાકરણ અને નિરુક્ત બેય જોવા મળે. ઈતિહાસ અને સંસ્કૃતિની તવારીખો રજુ કરવાનો કોઈ સભાન પ્રયત્ન અહીં નથી અને છતાં ભરતોની વાત કરતાં દસ રાજાઓ શા કારણે લડયા એ વાત આવે. યજ્ઞની સંસ્કૃતિના ઘડતરની વાત ઠેર ઠેર આવે. અનેક ઐતિહાસિક વ્યક્તિઓના ચરિત્ર વિકાસની કથા આવે યાજ્ઞિક અર્થઘટન કે આધ્યાત્મિક અર્થઘટનનું નામ લીધા વિના અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ, ચાતુર્માસ્ય અને એવા કેટલાય યજ્ઞોની વાત આવે; અને એ યજ્ઞોનાં પ્રયોજનો સ્પષ્ટ થાય. વરુણ કોણ, ઇન્દ્ર કોણ, અગ્નિ દૂત શાથી કહેવાય, અગ્નિ પુરોહિત છે. એટલે શું, આ બધાં દેવ સ્વરૂપોની પાછળ કયું महत् असुरत्व છે એ બધા પ્રશ્નોના સુસ્પષ્ટ ઉત્તરો પ્રસંગ કે વ્યક્તિનાં વર્ણનોમાં આવી ગયા હોય. ભૃગુ, અંગિરા, અત્રિ અગસ્ત્ય, વસિષ્ઠ, મેધાતિથિ, કણ્વ અને એવા કેટલાય ઋષિઓ વિશેની પુરા કથાઓનું અર્થઘટન મળે. એટલે વેદનો કક્કોય ન જાણનાર કે અત્યલ્પ પરિચયવાળા વાચકને સાક્ષાત વૈદિક સરસ્વતીનાં પુણ્યસલિલમાં અવગાહન કરવાનો આનંદ મળે. આમ આ પુસ્તિકાઓની આખ્યાયિકાઓ અને પ્રસંગવર્ણનો માત્ર ઋષિઓનાં કથાનકોકે ચટકીલાં વર્ણનો અને સંવાદો જ રહેવાને બદલે એ ઋષિઓનાં ઘડતરની કથાઓ, એમનાં મંત્રદર્શનોની પાછળનાં પ્રેરક બળોનો ઇતિહાસ, એમણે મંત્રોમાં રજુ કરેલી વિવિધ વેદપ્રતિમાઓનાં આન્તર સ્વરૂપોનાં સ્પષ્ટીકરણ બન્યાં છે. એ ઋષિઓએ અંતરમાં દર્શન કરેલી ઋચાઓના ભાવાનુવાદો આ બધામાં એક ઔર કલગી

ઉમેરે છે. આ બધું એટલું તો સહજ રીતે વર્ણવાયું છે કે વાચક ને ક્યાંય વેદવિદ્યાનું ભારેખમપણું લાગતું નથી. આ શૈલીને બદલે જો પંડિતજીએ વિવેચનાત્મક પદ્ધતિ કે પરિગણનાત્મક પદ્ધતિ અપનાવી હોત તો આ પુસ્તિકાઓ શુષ્ક, નિર્જીવ, રસવિહોણી અને નિરર્થક થઈ ગઈ હોત. પંડિતજીને ગુરુચરણે રહેવાની તક મળી અને એ તકનો એમણે પૂરો લાભ ઉઠાવ્યો છે અને ઘણું આત્મસાત્ કર્યું છે. વેદવિદ્યામાં પંડિતજીને પ્રવેશ કરાવનાર પૂજનીય સ્વામીશ્રી ગંગેશ્વરાનંદજી મહારાજ છે. સ્વામીજીની અગાધ આરુઢ વિદ્વત્તાનો સારો એવો વારસો પંડિતજીને મળ્યો છે. સ્વામીજીની વેદાર્થઘટનની શૈલીને એમણે આત્મસાત્ કરી છે. સ્વામીજીની વેદોપદેશચંદ્રિકા જેમણે જોઈ હશે તેમને પંડિતજીની પુસ્તિકાઓમાં ઘણી સમાનતાઓ જડશે. જો કે વેદોપદેશચંદ્રિકા લખવામાં સ્વામીજીનો હેતુ ઉપદેશાત્મક રહ્યો છે. આ પુસ્તિકાઓમાં પંડિતજી એક પગલું આગળ વધ્યા છે. એમણે વેદોનું અર્થઘટન કરવામાં આ શૈલીનો ઉપયોગ કર્યો છે.

બધી મળીને છ પુસ્તિકાઓમાં પાંત્રીસ ચરિત્રચિત્રણો કે પ્રસંગચિત્રણો છે. પુસ્તિકાઓનો મોટો ભાગ આ ચિત્રણો રોકે છે. અને એ યથાર્થ પણ છે. વેદવિદ્યાનો નવો જ પરિચય કરનારની દૃષ્ટિએ આ ઘણું ઉચિત છે. કેમકે આ ચિત્રણોની રસળતી શૈલીમાં પ્રારંભિક–કહો કે ઠીક ઠીક પરિચય થઈ જાય એવું મોટા ભાગનું વસ્તુ આવી જાય છે. ત્યાર પછી આવે છે પરિશિષ્ટ; ઋક્સંહિતાનાં દસ મંડળોના ઋષિ, દેવતા, સૂક્ત, મંત્રસંખ્યા અને છંદોનો પણ પરિચય આ પરિશિષ્ટના પ્રથમ ભાગમાં છે. અને બીજા ભાગમાં પ્રત્યેક મંડળમાંથી પસંદ કરેલાં કથાનકો અને ચિત્રણોની પાર્શ્વભૂમિકાને લીધે કથાનકો વિશેની ઘણી સ્પષ્ટતાઓ કરાએલી છે. કથાનકો રોચક છે. માત્ર મંત્રોના અનુવાદો જોનાર ને જે ન મળે તે બધુંય બૃહદ્દેવતા, બ્રાહ્મણો, અનુક્રમણિકાઓ વગેરેમાંથી દોહન કરીને પંડિતજીએ કથાનકોમાં રજુ કર્યું છે. એ રીતે વાચકનો પરિશ્રમ બચે છે અને મંત્રોના અર્થઘટનની અનુકૂળ ભૂમિકા રચાય છે. મધુચ્છંદાના આત્મયજ્ઞની વાત કરતાં લેખક કહે છે, "પધારો, દેવરાજ ઇન્દ્ર! મારા જીવનયજ્ઞની શરુઆત તો ક્યારનીય થઈ ગઈ છે. હવે તો પૂર્ણાહુતિ કરવાની છે. એટલે આપને યાદ કર્યા. સમિધાઓ તો મારી પાસે તૈયાર છે, મારી એક–એક કલ્પના જ્ઞાનના અગ્નિને સમિદ્ધ કરે છે. સોમરસ તો મારી ઋચાઓ છે....બ્રહ્મમંત્રની યોજના કરનાર તમારાં અર્ઘ્ય અને પૂજન કરે છે. મને તો તમારાં હજાર નેત્રોમાંથી સોમરસ ટપકતો જણાય છે. મધુ કહો કે સોમ મારે મન તો જીવનનાં વ્રતમાં તમારી હાજરી રહેલી છે." મધુચ્છંદાની એક એક કલ્પના સમિધા રૂપે છે. એ જ્ઞાનાગ્નિને સમિદ્ધ રાખે છે. એમની ઋચાઓ એટલી તો રસભર છે. કે જાણે સાક્ષાત્ સોમ. પંડિતજી આવું કંઈક કહેવા ઇચ્છે છે પણ કહે છે કશુંક જુદું. ઋચાઓને સોમરસ કહેવાને બદલે એ સોમરસને ઋચાઓ કહી દે છે. ઉત્સાહના આવેગમાં પંડિતજીએ કેટલેક સ્થળે આવી અસંબદ્ધ કલ્પનાઓ કરી છે. આવાં ઉદાહરણોમાં અહીં આપણે જઈશું નહિ. વૈરસ્થાન–બલૂચીસ્તાનના વિલાસો તજીને ભોગભૂમિમાંથી જન્મભૂમિમાં પાછા ફરેલા બ્રહ્મચારી જેતાને ઋષિવર વિશ્વામિત્ર પાસે લેખકે કહેવડાવ્યું "પુત્ર તેં જે જીવનભર

આરાધના કરી તે દેવના ગુણ તારામાં ખીલી ઊઠયા છે. તું એ ભોગભૂમિ છોડી, અપરાજિત રહી, આપણી જન્મભૂમિમાં પાછો આવ્યો છે. માટે તું **જેતા** છે.'' અહીં જેતાના નામની સાર્થક્તા આપોઆપ સમજાઈ જાય છે. મેધાતિથિ અનુભવે સમજે છે કે "શક્તિ વિના દેવો પણ કશું કરી શકતા નથી.'' પરમ તત્ત્વને પામવા માટે આ સરસ ઈશારો છે' અવલોકન અને અનુભવથી બધુંય મળે. વર્ષ, અયન, ઋતુ, માસ પક્ષ એ તિથિપત્રનું જ્ઞાન મેધાતિથિએ અવલોકન દ્વારા પ્રાપ્ત કર્યું; ગુરુઓની મર્યાદા જાણી તે આગળ વધતો અને વધારે જ્ઞાની ગુરુને સેવતો; જ્ઞાનાર્જનમાં અંધભક્તિ ન ચાલે એ વાત મેધાતિથિના કથાનકમાંથી સમજાય. પ્રસ્કણ્વને અવલોકન અને અનુભવે ભાવિદર્શનની શક્તિ આપી મેધાતિથિ અને પ્રસ્કણ્વના પિતા ઘોર કણ્વ. ઘોરનું અર્થઘટન કંઈક મઝાનું છે. 'ઘરમાં રહે તે ઘોર'' આ અર્થ પંડિતજીએ ક્યાંથી કાઢયો ? શુનઃશેપ યૂપે બંધાએલો છે. આ યૂપ તે કયો ? લેખક સ્પષ્ટ કરે છે કે સંસાર એ યૂપ છે. સંસારમાં બંધાયો તે યૂપે બંધાયો. આ વાત ન સમજનાર જીવ બલિ બને. સમજે તે વરુણના પાશોમાંથી મુક્ત બને. દધીચિની મધુવિદ્યા શિરસાટે જ મળે. મસ્તક મેલી શકે તેજ મધુવિદ્યા પામે એને વિશ્વમાં મધુનાં દર્શન થાય, ક્યાંય કટુતા રહેજ નહિ. બ્રહ્મવિદ્યાની મહત્તાની તરફ આ મઝાનો ઈશારો છે. દીર્ઘતમાના કથાનકમાં અટવાઈ જવાને લીધે એ ઋષિના ભવ્ય દર્શન વિશે અછડતો ઉલ્લેખજ કરી શકાયો છે. પણ ઇન્દ્ર અને મરુતો વચ્ચે સુમેળ સધાવતા અગસ્ત્યની ભવ્યતાને ઈન્દ્ર અને મરુતોની બરાબરમાં મૂકી લેખકે માનવીય મહત્તાને સરસ બિરદાવી છે.

આ તો થઈ માત્ર પ્રથમ મંડલની વાત. દસેય મંડલોમાંથી પંડિતજીએ મઝાની વાતો પસંદ કરી છે. એ સર્વનો ઉજ્જવલ પક્ષ છે એમની વેદાર્થઘટનની ઉપયોગિતા. બાકી વર્ણન વિગત વગેરેમાં ઉત્સાહવશ પંડિતજી ઠોકર ખાઈ બેસે છે એ જણાઇ આવે એવી વાત છે. પંડિતજી કેટલાક શબ્દોનો નિરર્થક પ્રયોગ કરવાના શોખીન દેખાય છે. "તો'' શબ્દ તો એમની ઝોળીમાં એટલી માત્રામાં ભરેલો છે કે એમણે ચકલાંને ચણ વેરે એમ છુટ્ટેહાથે સર્વત્ર 'તો' વેર્યો છે. ક્યાંક એનો પ્રયોગ સાર્થક છે. પણ મોટે ભાગે એવું જ. પણ ઉત્સાહવશ કેટલીક આવી ક્ષતિઓને બાદ કરીએ તો પંડિતજીનો આ પ્રયોગ અત્યંત સરાહનીય છે અને કેટલેક અંશે અનુકરણીય પણ છે.



# સામવેદ પરિચય

—ડો. જયંતિલાલ કે. ભટ્ટ

અખિલ બ્રહ્માંડ નાયક, રસિક શિરોમણિ રસેશ્વર શ્રીકૃષ્ણચંદ્ર એ ભગવદ્દ્ગીતાના વિભૂતિયોગમાં (૧૦–૨૨) જણાંવ્યું છે કે—વેદનાં સામવેદોઽસ્મિ વેદોમાં હું સામવેદ સ્વરૂપે છું એટલે કે સામવેદ મારું સ્વરૂપ છે. આવા વિભૂતિરૂપ દિવ્ય અને દુર્બોધ સામવેદનું ભાવ-વાહી શૈલીમાં નિરૂપણ કરવું અને તે પણ લોક ભોગ્ય શૈલીમાં–તે ખરેજ અતિકઠિન કામ ગણાય.

પ્રખર વેદાભ્યાસી, ચિંતક અને વેદાર્થમર્મજ્ઞ આચાર્યશ્રી વિષ્ણુદેવજી સિવાય બીજુ કોઇ પણ વ્યક્તિ આવું ભગીરથ કાર્ય કરવાનું સાહસ પણ ન કરી શકે, આજીવન વેદાભ્યાસી મહર્ષિ જ આ કામ કરી શકે.

મે, ૧૯૮૫ માં મહર્ષિ વેદવિજ્ઞાન અકાદમી આયોજિત 'સામવેદ શિબિર'માં મારે એક અધ્યાપકના નાતે જૂનાગઢ જવાનું થયું ત્યાં જે સાત દિવસ અમારે સામવેદ વિષે ચર્ચા કરવાની હતી તેના અનુસંધાને હું આચાર્યશ્રી વિષ્ણુદેવજી લિખિત સામવેદ પરિચય પુસ્તિકાઓ જોઈ શકયો. તેના અવલોકનથી મને એવું જણાયું કે પંડિતજીએ સામવેદને સરળ અને લોકભોગ્ય શૈલીમાં જનતા સમક્ષ પીરસ્યો છે.

વેદો સમજવા દુષ્કર છે અને તેમાં પણ સામવેદ વિષે તો પૂછવું જ શું ! પરંતુ આચાર્યશ્રી વિષ્ણુદેવજીએ સામનો મહિમા ખૂબ જ લીલામયી શૈલીમાં રજૂ કર્યો છે વાંચ-નારને ક્ષણભર શબ્દો વાગોળવાનું મન થયા કરે તેવી સાહિત્યિક છતાં સરળ ભાષામાં તેમણે સામગાન ગાયાં છે.

ભગવતી વાગ્દેવીના તેમના પર અપરિમિત આશીર્વાદ વરસ્યા છે. તો જ આ વેદવાણીનો વિસ્તાર તેમના હાથે થયો છે. સામ એ બહુધા છંદોબદ્ધ ગાન છે તેમાં સંગીતની સૂરાવલિઓ છે તો સાથે સાથે અનાહત બ્રહ્મનાદનું રહસ્યમય નિરૂપણ પણ છે. તેને ગુર્જરગિરામાં ઉતારવાનું કામ કરનાર પંડિતજીએ ખરેખર અભિનંદનને પાત્ર છે. તેમનું દીર્ઘાયુષ્ય વેદનારાયણની સેવામાં વપરાય તેવી આપણી પરમેશ્વર પ્રત્યેની પ્રાર્થના એળે નહિ જાય તેવો મને દૃઢ વિશ્વાસ છે.

પંડિતજીએ ઉદ્દ્ગીથનું સ્વરૂપ સમજાવતાં (સામવેદ પરિચય પુસ્તિકા–૧ પૃષ્ઠ–૧) ઉદ્દ્ગીથનું પ્રણવ સાવે સામંજસ્ય વર્ણવીને પ્રથમમણિ ઓંકાર, દેવમણિ મહાદેવ, વેદમણિ બ્રહ્મ વગેરે ઉક્તિઓના માધ્યમથી પ્રણવની મહત્તા અને બ્રહ્મત્વ ખૂબજ માર્મિક રીતે સમજાવ્યાં છે.

સ્વરસાધનાની વાત કરતાં તેઓ સ્વરોવાચ્ય साम्नः स्वरूपम् ને સચોટ રીતે સમજાવે છે. જેમણે મંત્રોનાં ગાન કર્યાં હોય અને મંત્રોનાં રહસ્યા માણ્યાં હોય તેવા ઋષિઓની વાણીને હૃદયંગમ શૈલીમાં રજૂ કરવામાં પંડિતજીએ 'ગાગરમાં સાગર' જેવું કામ કર્યું છે. સ્વરોની સાધના જીવને બ્રહ્મભાવ કેળવવામાં ખૂબજ મદદરૂપ બને છે. સાચો સાધક સ્વરોની સાધના દ્વારા સ્વરવિદ્યાના લક્ષ્ય પરમાત્માને મેળવીને જ ઝંપે છે. સંગીત ઈશ્વરની કુદરતી બક્ષિસ છે.

જે મનુષ્યને તે મળે છે તેને દુનિયાનો ખજાનો મળી ગયાથી પણ વિશેષ આનંદ પ્રાપ્ત થાય છે.

સ્વરની સાધના પરમપિતા વિષે ભાવ ઉત્પન્ન કરે છે. પ્રભાતમાં પક્ષીઓનો મધુર કલરવ જગત્પિતાનોજ સંદેશ આપે છે. ઝરણાઓનું વહેતું પાણી ચૈતન્યનાં સ્પંદનો વિષે જ આપણને સૂચવે છે તે માણવા માટે ભાવમય હૃદય જરૂરી છે તે પ્રમાણે પંડિતજી ગાય, મોર, ચાતક વગેરેનાં દૃષ્ટાંતોથી સંગીતના સ્વરોની સુંદર સમજ આપે છે. (જુઓ સામવેદ પરિચય પુસ્તિકા–૧ પૃષ્ઠ–૫૧)

ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ સાત સ્વરોની સમજ સામવેદના આધારે તેમણે સ્વરની સાધનામાં આપી છે.

શબ્દો મનુષ્યને વીંધી નાખે છે. કબીર કહે છે. शब्द संभारे बोलिये शब्द के हाथ न पाँव । એટલે શબ્દ બ્રહ્મ ને સમજવા માટે પણ પ્રથમ શબ્દસાધના કરવી પડે. સામના સ્વરો લોકોને મૂર્ચ્છિત કરીને કુછંદે નથી લઈ જતા. તે ભૂલેલા ને માર્ગ બતાવે છે. પંડિતજીના શબ્દોમાં– "કોઈ પણ શાસ્ત્ર કે સાધના પોતાની આગવી વિશેષતા ધરાવે છે. પણ લોકહિતમાં તેનો ઉપયોગ છે કે નહિ; એ વિચાર તો થવો જ જોઇએ. જેમાં લોકોનાં હિત હોય, એ પ્રકારનાં સાધન અને શાસ્ત્રની વિચારણા અગત્યની છે." (જુઓ સામવેદ પરિચય–પુસ્તિકા–૧ પૃષ્ઠ ૬૫, ફકરો ૫) એથી આગળ સ્વરની સાધનાની પરાકાષ્ઠા ત્યારે આવે છે જ્યારે સાધક સ્વરોની સાધના દ્વારા સાધ્ય બ્રહ્મમાં એકાગ્રતા કેળવી આત્મ–ભાન ભૂલી જાય છે. અને અનહદ આનંદ સાગરમાં હિલોળા લે છે. (જુઓ સામવેદ પરિચય. પુ. ૧, પૃષ્ઠ ૬૩ છેલ્લો ફકરો) ઈશ્વિરનો સાક્ષાત્કાર માત્ર દૃષ્ટિ પૂરતો મર્યાદિત નથી. બ્રહ્મનાં દર્શન માટે એકાગ્રતા જેવું કોઈ સાધન નથી. અને એકાગ્રતા કહો કે ધ્યાનાવસ્થા કહો કે તલ્લીનતા; એ તો સ્વર સાથે એક સ્વર થઈ જવાથી જ સાંપડે છે.

પંડિજીએ સામવેદનું રહસ્ય જે રીતે રજુ કર્યું છે. તે એક તેમનાં દીર્ઘકાલીન વેદચિંતન-માંથી નિષ્પન્ન અર્ક છે તે આપણે કબૂલવુંજ રહ્યું.

યંત્રયુગનો ભ્રાન્ત માનવ મંત્રયુગની મહત્તાને મથી મથીને પિછાનવા પ્રયત્ન કરે તો પણ ન પિછાની શકે તે સહજ છે. આ વેદામૃત એ તો મંત્રદ્દષ્ટા તપઃપૂત મહર્ષિઓની અનેક વર્ષોની અનવરત ચિંતનધારાનું સત્ત્વ છે તે કાંઈ અનાયાસે આપણાં હાથમાં ન આવી જાય. તેને માટે તો યમનિયમાદિથી યુક્ત પવિત્ર જીવન, રહસ્યાન્વેષણતત્પરા પ્રજ્ઞા અને વિશુદ્ધ પ્રયત્ન જરૂરી છે.

આચાર્ય શ્રી વિષ્ણુદેવજીમાં ઉપર્યુક્ત ત્રણેય ગુણોનો ત્રિવેણી સંગમ થયો છે. પરિણામે આપણે તેમની પાસેથી આ અનુપમ વેદામૃત ગુર્જરગિરામાં મેળવ્યું છે.

પ્રાચીન બ્રહ્મવાદી મહર્ષિઓએ સ્વાધ્યાયના તેજ પારખ્યાં, અને સ્વરોની સાધનાથી સ્વરચાર્ય પરમાત્માનું સ્વરૂપ પ્રત્યક્ષ નિ[illegible] એ વેદવાણીને સમજવી હોયતો પ્રત્યેક સંસ્કૃતિ સમુપાસક ભારતીયે આ આ વે સમજવી રહી. વેદવાણીને સમજ

પંડિતજીએ સુલભ કરી આપેલું સાહિત્ય વાંચવું રહ્યું. તો જ વેદોની ગરિમા અને ભવ્યતાનો સાચો પરિચય મેળવી શકાશે.

કેળવણીના પાયા આજે હચમચી ઉઠયા છે. જ્ઞાનના નામે ગંદકી વધી રહી છે ત્યારે વેદાર્થનું ચિંતન કરીને ભારતીય અસ્મિતાને જાગૃત કરવાનો સમય પાકી ગયો છે. કેળવણીમાં નવા બોધ પાઠો ઉમેરવા પડશે. ભારતીય શિશુઓને વેદામૃત પાવું પડશે. તેમની અસ્મિતા અને સંસ્કારને જાગૃત કરવાં પડશે. તે માટે મને લાગે છે કે પંડિતજી જેવા વેદમર્મજ્ઞ, આજીવન ચિન્તક અને ભારતીય સંસ્કૃતિ પ્રેમી વિદ્વાનોના હાથે લખાયેલું આ ઉત્તમ સાહિત્ય શિક્ષણમાં દાખલ કરવું પડશે.

ઋતનું શિક્ષણ મળે, સત્યના પાઠો શિશુઓના જીવનને ઘડનારાં પરિબળો બને તો જ આચાર્યજી વિષ્ણુદેવજીનો આ વેદાર્થ પરિશીલનનો અનુપમ પ્રયત્ન સાર્થક બનશે.

પરમ કૃપાળુ પરમાત્મા પંડિતજીને દીર્ઘાયુષ્ય અર્પે. જેથી તેમના દ્વારા વૈદિક સાહિત્ય સમૃદ્ધ બને અને આ દેશની જનતાની અપૂર્વ સેવા તેમના દ્વારા થતી રહે.



# "અથર્વવેદ પરિચય"

—ડૉ. દશરથભાઈ જી. વેદિયા

વેદાચાર્યશ્રી વિષ્ણુદેવ પંડિતજી પ્રાચ્ય અને પાશ્ચાત્ય બંને પરંપરાથી સંસ્કૃત, ધર્મ, વેદ–વેદાંગ સાહિત્યનો વિશદ અભ્યાસ કરી જ્ઞાન સમૃદ્ધ બન્યા છે. 'वृद्धं पात्रेषु निःसिञ्चेत्' એ ન્યાય અધ્યયન દ્વારા પ્રાપ્ત કરેલા જ્ઞાનને અધ્યાપન દ્વારા જ્ઞાનસંક્રાંતિ યજ્ઞના યજમાન બની વિતરક બન્યા. તેના વ્યાપને સતસંદેશ, ગીતાધર્મ વગેરે દ્વારા વધાર્યો. દેશ–વિદેશની યાત્રા દ્વારા વિશાળ જનસમુદાય સુધી વેદધર્મનો સંદેશો પહોંચાડ્યો. વેદમંદિરના અધ્યક્ષ પૂજ્યપાદ સ્વામિશ્રી ગંગેશ્વરાનંદજી મહારાજના આશિષ સાથે 'ભગવાન વેદ'ના સંપાદનમાં સહભાગી થયા. અથર્વવેદના અધૂરા સાયણ ભાષ્યને પૂર્ણ કરવામાં સ્વાધ્યાય, જ્ઞાન–વિદ્યા વિસ્તાર અને પ્રસાર કરવાની ઉમદા તક મળી. ચારેય વેદોનો પરિચય યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ દ્વારા ૧૯૭૩ થી ૧૯૮૦ માં પુસ્તિકાઓ તૈયાર કરી આમ જનતાને કરાવ્યો. ૧૯૭૮ માં મધુર જ્યોત ટ્રસ્ટ દ્વારા વેદ પ્રકાશન સમિતિના ઉપક્રમે ચારેય વેદોના ભાષાભાષ્ય ગ્રંથ શ્રેણીની યોજના કરી બારેય ગ્રંથો પ્રગટ કરવાનું ભગીરથ કાર્ય ભીષ્મની અદાથી એકલે હાથે હાથ ધર્યું છે. અહીં અથર્વવેદની છ પરિચય પુસ્તિકાઓ વિષે જોઈએ.

અથર્વવેદની નવ શાખાઓમાંથી માત્ર પૈપ્પલાદ અને શૌનક શાખાઓની સંહિતાઓ મળે છે. અથર્વવેદના ૨૦ કાંડ, ૭૩૧ સૂક્તો અને ૫૯૮૭ મંત્રો છે. શૌનક સંહિતા તો ઘણા સમયથી પ્રસિદ્ધ થયેલી છે : પૈપ્પલાદ શાખાની સંહિતાનું સંપાદન કલકત્તા સંસ્કૃત કૉલેજ તરફથી ૧૯૭૦ માં થયું છે. તેની ભૂમિકામાં પ્રા. શ્રી દુર્ગામોહન ભટ્ટાચાર્ય પિપ્પલાદ શાખાની સંહિતાને ઘણી પ્રાચીન ગણાવે છે. ગુજરાતના વસાઈ–ડાભલાના પંચોલી કુટુંબોમાં આ શાખાનું અધ્યયન થતું હતું; આ શાખાની સંહિતાનો આરંભ 'शं नो देवी' મંત્રથી થાય છે, જ્યારે શૌનક સંહિતાનો આરંભ 'ये० त्रिषप्ता' મેધાજનન સૂક્તથી થાય છે. આજે ગુજરાતમાં આંગળીને વેઢે ગણાય તેટલા જ અથર્વવેદી સંહિતાપાઠીઓમાં શૌનકસંહિતાનું વધુ અનુસરણ જણાય છે. શ્રી પંડિતજીએ શૌનકસંહિતા અને પૈપ્પલાદ સંહિતા બંનેનું અવલોકન કર્યું છે.

વેદ માનવીનાં જ્ઞાન, ડહાપણ, અનુભવ, ઊર્મિઓ અને દર્શનની અમૂલ્ય ખાણ છે. ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદની વેદત્રયી યજ્ઞીય કાર્યોના સંદર્ભમાં ઉપયોગી બનવાથી ઊર્મિ, વિધિ અને ગીતિ માટે જાણીતા થયા છે. પરંતુ અથર્વવેદ તો વ્યષ્ટિ અને સમષ્ટિના જનજીવનનાં વિવિધ પાસાંને આવરી લેનારો ઊર્મિ, વિધિ અને ગીતિના સમવાય સમો લોકવેદ છે. વ્યવહાર, જ્ઞાન, વિધિ અને દર્શન વિષયક પાસાંને સાંકળી લેનારો આ વેદ બ્રહ્મવેદ તરીકે પણ જાણીતો છે. વ્યક્તિ, સમાજ અને રાષ્ટ્રના જનજીવનના પ્રશ્નોનું સમાધાન આ વેદ કરે છે.

આ વેદના કેટલાય મંત્રો ઋગ્વેદ જેટલા પ્રાચીન છે અને ઋગ્વેદમાં મળી આવે છે. આ વેદના લગભગ છ હજાર મંત્રોનો વિષય વિભાગની દૃષ્ટિએ પં. શ્રી સાતવળેકરજીએ વિચાર કર્યો છે. હિન્દી તથા ગુજરાતીમાં સૂકતો સાનુવાદ આપ્યાં છે. પં. શ્રી વિષ્ણુદેવે વેદ પરિચય પુસ્તિકાની શ્રેણીમાં અથર્વવેદનો વિષય વિભાગ આગવી રીતે કરી ક્ષેત્રપતિ, ગૃહપતિ, રાષ્ટ્રપતિ, યજ્ઞપતિ, પિતૃપતિ અને બ્રહ્માધિપતિના ક્રમે સૂકતોનો શક્ય તેટલો વિષય વિભાગમાં સમાવેશ કરી ઉપયોગિતા અને પુરુષાર્થ સિદ્ધિને ન્યાય આપવા પ્રયાસ કર્યો છે.

### ક્ષેત્રપતિ :-

'कृषिमित्कृषस्व' દ્વારા ઋગ્વેદે કૃષિનું જન-જીવનદાયી વિદ્યા તરીકે બહુમાન કર્યું. વ્યક્તિ, સમાજ અને રાષ્ટ્રનો આધાર કૃષિ અને ક્ષેત્રપતિ છે. આથી અથર્વવેદનાં ૫૩ સૂકતોના આધારે ખેતરની પાળે પિતા આકાશ અને મા ધરતીનો છોરૂ ક્ષેત્રપતિ ઉષા, સૂર્ય, અગ્નિ, મરુત, ઇન્દ્ર અને વરુણ જેવા સહાયક દેવોને સફળ ખેતી માટે પ્રાર્થે છે. દેવમાતા અદિતિનાં સંતાનો—આદિત્યો—દેવો એક હોવા છતાં અનેક નામે ઓળખાય છે. 'શિયાળામાં ગતિ કરનાર સૂર્ય તે મિત્ર છે. વસંત સંપાતથી આરંભી ઉનાળામાં ગતિ કરનાર સૂર્ય તે વરુણ છે.' વળી "જે અગ્નિ છે તે સાંજે વરુણ થાય છે, સવારે સૂર્ય ઊગે છે, તે કાલે અગ્નિ મિત્ર બને છે. એ જ અગ્નિ સવિતા બનીને મધ્ય આકાશે ગતિ કરે છે તે જ અગ્નિ ઇન્દ્ર બનીને મધ્ય આકાશે તપે છે." (અ. ૧૩, ૩) વર્ષાનો દેવ ઇન્દ્ર છે. તેના સાથી મરુતો છે. દુંદુભિના ગડગડાટ, મયૂરોનાં નૃત્ય અને મંડૂકોનાં ગીતો સાથે 'વર્ષાનાં વધામણાં' થાય છે. (અ. ૪–૧૫) શ્રી પંડિતજીએ અથર્વ-વેદનાં સૂકતોમાંથી વર્ષા રોકાવાનાં કારણો, તેના નિવારણના ઉપાયો, મોસમી પવનો (અ. ૪,૧૬) વર્ષા માટે શિવનું લિંગબાણ ઢંકાઈ જાય તેટલો અભિષેક કરવાની પરંપરા (અ. ૪,૨૮) વગેરે તારવી આપ્યાં છે.

'વર્ષાનાં વધામણાં' સાથે ખેડ અને ખાતરને ભેળવવાનો પ્રયત્ન બીજા પ્રકરણમાં કર્યો છે. અનડ્વાન રૂપે ઇન્દ્ર, વાહક તરીકે અગ્નિ, પ્રજનનથી પ્રજાપતિ અને પરમધામના અનુષંગે વિરાટ રૂપે દર્શન (અ. ૩,૧૭;૪,૧૧), ઋષભની પ્રશંસા (અ. ૯,૪), વર્ષાજલ એ જ શ્રેષ્ઠ ઔષધ (અ. ૧,૪; ૧૯,૨) વગેરેનું દર્શન કરાવવામાં ઋષિ અને કૃષિનું અદ્વૈત દર્શન પંડિતજીએ કર્યું છે.

ત્રીજા પ્રકરણ 'કૃષિ અને શ્રી'માં સમાજ-વાદી સમાજભાવના વામદેવના મુખે (અ. ૩,૯) સંભળાય છે. ભરદ્વાજ (અ. ૨,૧૨) નબળાને પોષવાની સબળાની જવાબદારી બતાવે છે. અથર્વવેદ (૨.૧૪) લોકોને સ્વાર્થ અને લોભથી દૂર રહેવા જણાવે છે. તેનાથી સમાજ છિન્ન-ભિન્ન થાય છે. દીનતા, હીનતા અને સંકોચ વૃત્તિમાં સબડે છે. "આ બધી વિપત્તિઓ છે. જે દીનતા અને સંકોચ વૃત્તિમાંથી પેદા થાય છે. (૧) ઘરબાર ન હોવાં, (૨) બહારના આક્રમણથી રક્ષણ ન મળે તેથી ભયભીત રહેવું, (૩) મન-મતિમાં કોઈ કાર્ય કરવાનો નિર્ણય ન થવો; અને (૪) પ્રચંડ ક્રોધને કારણે બીજાના વૈરી થવું. આ બધી દાનવી આપત્તિઓનો નાશ કરીએ." અથર્વવેદના સમાજવાદી ઋષિનું ચિરંતન સત્યનું કેટલું ભવ્ય દર્શન છે!

આજે વિજ્ઞાન યુગમાં અંધશ્રદ્ધા ગણીને ફગાવી દઈએ તેવી વનસ્પતિમાં દેવ ભાવના અને શત્રુરૂપ જીવોને દૂર થવાની–કરવાની પ્રાર્થના જોઈએ. વિશ્વામિત્ર ૬,૧૪૨ માં યવને પ્રાર્થે છે. "યવમાં વસેલા એ દેવ છે, જે અમારી સ્તુતિ સાંભળે છે, તેને માટે અમે સારી વાણી બોલીએ છીએ. હે યવ! તમે આકાશની જેમ ઊંચે વધતા રહો અને સમુદ્રની જેમ અક્ષય્ય ભંડાર બનો." અથર્વા ઋષિ ખેતીને નુકસાન કરનારાં ઉંદર વગેરેનો નાશ કરવા અશ્વિનીકુમારોને પ્રાર્થે છે (અ. ૬,૫૧) સાથે સાથે તીડ, પતંગ, જભ્ય, ઉપવકસ વગેરેને પ્રાર્થે વિનવે છે, "જેમ બ્રહ્મા પ્રજાપતિ છે, તે કાચા અન્નને ખાતા નથી તેમ તમે પણ ખેતીના કાચા પાકને ખાતા નહીં, અમે જે જવ વગેરે ઉપયોગી ધાન્ય પકાવ્યાં છે, તે ખાતા નહિ, તેમજ તે ખેતીનો નાશ કરતા નહિ. તમે તેથી દૂર ચાલ્યાં જાઓ." અથર્વવેદની આવી પ્રાર્થનાઓની સચોટ અસરની પ્રતીતિ શ્રીમતી ડોરોથી મેકલિયને 'બ્લ્યુ હોર્ન એકસ્પેરિમેન્ટ'ના પ્રયોગોની વાત દ્વારા શ્રદ્ધા અને ભક્તિના રણકા સાથે કરી છે. તેમણે સ્કોટલેંડના પથરાળ મુલકમાં બટાટા કોબિજ વગેરેનાં દેવોને પ્રાર્થના કરી કરી આહાર પ્રાપ્ત કર્યો. તેમની ખેતીને નુકસાન પહોંચાડનાર જીવ જંતુઓને પ્રાર્થના કરી તેમની પ્રયોગભૂમિને નુકસાનથી બચાવી છે. આજે વીસમી સદીમાં જ્યાં અનેકવિધ રાસાયણિક ખાતરો અને ઝેરી દવાઓનો ઉપયોગ થાય છે, ત્યાં આવી પ્રાર્થનાઓની આશ્ચર્યકારક સફળતા શ્રીમતી ડોરોથીએને મહર્ષિ વેદવિજ્ઞાન અકાદમીએ તેમના ગુજરાત વિદ્યાપીઠમાં યોજેલા પ્રવચનમાં દર્શાવી છે. કૌશિક સૂત્ર ૨૪,૧૪ પ્રમાણે અથર્વવેદનું ભૂમિસૂક્ત ( ૧૨,૧ ) ભૂમિના વિકાસ માટેનું છે. અથર્વા ઋષિ જણાવે છે કે 'જ્યાં જ્યાં પરસ્પર સહકાર છે ત્યાં ત્યાં કુદરતના પદાર્થો ( વશા ગૌ, ઇન્દ્ર, મરુત, પર્જન્ય વગેરે)ના સહકારથી ઘી દૂધની નદીઓ વહે છે અને સમૃદ્ધિ વધે છે ( અ. ૧,૧૫ )

છેલ્લા પ્રકરણમાં 'સો સો શરદ'માં જ્વર, જ્વરના પ્રકારો, કમળો, કોઢ, પાંડુરોગ અતિ રક્તસ્રાવ કષ્ટપ્રસૂતિ વગેરે રોગો, કુષ્ઠ, દશવૃક્ષ દર્ભ, નિતત્ની, અશ્વથ વગેરે ઔષધો, પ્રતીકોપચાર, વર્ણોપચાર વગેરેનો યથાવકાશ સુરેખ અને સ્પષ્ટ પરિચય આપવામાં આવ્યો છે.

આમ ક્ષેત્રપતિ દ્વારા કૃષિ, સમૃદ્ધિ અને તંદુરસ્તી સાથે સંકળાયેલા મંત્રો, મંત્રોનો ભાવ, કૌશિકસૂત્રની ઉપચાર પદ્ધતિની એકસૂત્રતા પ્રસ્થાપિત કરવાનો પ્રયત્ન શ્રી પંડિતજીએ કર્યો છે.

## ગૃહપતિ

ઘર અને દંપતી સ્વાભાવિક રીતે આ પુસ્તિકાના કેન્દ્રસ્થાને આવે છે. શાલ અને સૂર્યાસૂક્ત (ઋ ૧૦, ૮૫ અને અથર્વ. ૧૪, ૧) માં ઘરની ભૂમિ, બાંધણી, વાગ્દાન અને વિવાહનું વર્ણન આવે છે. વહતુ (દાયજો,) વિવાહવિધિ, મંગલસૂત્ર, અશ્મારોહણ, પાનેતર (આશસત), ચુંદડી (વિશસન) અધિ વિકર્તન વગેરેનું આલેખન કરી વિવાહવિધિના કેટલાય રિવાજોનાં મૂળ સૂર્યાસૂક્તમાં બતાવ્યાં છે.

ગૃહપતિને વિવાહ, ગર્ભાધાન, સીમંત, પુંસવન, જાતકર્મ, ઉપનયન વગેરે સાથે સંબંધ હોવાથી તેમનું નિરુપણ કર્યું છે. શમી ઉપર ઊગેલા અશ્વત્થના પંચાંગ ચૂર્ણનો મધ સાથે ચાટવાનો પુંસવનનો પ્રયોગ બતાવ્યો છે.

यत्र नार्यस्तु पूज्यन्ते. નો ધ્વનિ અથર્વ. ૧૪,૨ માં સંભળાય છે. "ઘરની કોમળ નારીઓ અને વહુઓ રુદન કરે કે ક્લેશ કરે, તે બધાં પાપ પ્રજાઓમાં, પશુઓમાં અને ઘરનાં સાધનોમાં ઊતરે છે." સ્ત્રી-પુરુષના સમાન સખ્યભાવને ગાર્હસ્થ્યનો આદર્શ માન્યો છે. પત્નીને ઘરની સામ્રાજ્ઞી માની છે. તેથી વરવધૂનાં ગુણ (૧,૧૪), વરની પસંદગી (૬, ૮૨) વગેરે દ્વારા શ્રી પંડિતજીએ દર્શાવ્યાં છે.

દામ્પત્યને સ્થિર રાખનાર કામનો વિશદ પરિચય **૨,૨૫**; ૩,૨૧;૯,૨; ૬,૧૩૦; **૧૯,૫૨** વગેરે સૂક્તોના આધારે કરાવવામાં આવ્યો છે. દાંપત્યની સ્નેહસાંકળ અપત્ય અને વીરપુત્રને ઋષિ ભૂલ્યા નથી. પ્રેમ સંપાદનના ઉપાયો, સપત્નીની ઈર્ષ્યા અને સ્પર્ધાનું નિવારણ, વંધ્યાની સ્થિતિ, દુરાચારી કે પ્રતિકૂળ પતિને નપુંસક બનાવતી પત્નીનાં ચિત્રો ઉપસાવવામાં આવ્યાં છે.

ત્રીજા પ્રકરણ 'આજીવિકા'માં કંજુસાઈ ને હીનવૃત્તિ ગણવાની વૈદિક ભાવના રજૂ કરી છે. પાપી લક્ષ્મીને દૂર થવા અને શુભલક્ષ્મીને આવવા પ્રાર્થી છે. દાનેશ્વરી અને ઐશ્વર્યશાળી ઇન્દ્ર અને સવિતાને મિત્રો બનાવવા અથર્વ-વેદનો ઋષિ ઝંખે છે. પ્રારબ્ધને બદલે પુરુષાર્થ ને નવાજ્યો છે. (૧, ૨૬) "ખૂટવાના ભયથી નદીઓ વહેવાનું બંધ કરતી નથી." સેવા અને પરોપકારનાં કાર્ય ચાલુ રાખવા ઋષિ જણાવે છે. અથર્વવેદ (૩, ૧૫) માં આદર્શ વ્યાપારી રજૂ કર્યો છે.

અથર્વવેદે સંઘરાખોરી અને કંજુસાઈ ને નિંદી છે (૫,૭) તો સાથે સાથે વધુ પડતી ઉદારતાને પરિણામે દેવાદારની સ્થિતિને પણ તેણે વખોડી કાઢી છે (૬,૧૧૭) સેવા, પરોપકાર, મીઠી વાણી ભર્યા વ્યવહારને સદા વખાણ્યો છે (૬.૪૧, ૬,૬૨).

આમ શ્રી પંડિતજીએ આજીવિકાથી ધન મેળવવાની રીત અને તેના વિનિયોગને સુચારુ રૂપે ન્યાય આપ્યો છે.

### (૩) રાષ્ટ્રપતિ :

આ પુસ્તિકામાં સમાજમાં સાંઘિક ભાવના, સુમતિ, હૃદયશક્તિ અને ધ્યેયની સમાનતા ઉપર ભાર મૂકવામાં આવ્યો છે.

રાજ્યવિહીન આદિ સમાજમાં પલટો આવ્યો. એક વિરાટ-વિશ્વમાંથી, સામ્રાજ્ય. ભોજ્ય, સ્વારાજ્ય, વૈરાજ્ય, પારમેષ્ઠ્ય, રાજ્ય, મહારાજ્ય, જાતરાજ્ય, આધિપત્ય વગેરે શાસન પદ્ધતિઓ અસ્તિત્વમાં આવી તેમાં એકરાષ્ટ્ર-રાષ્ટ્રનો વિકાસ થયો.

સમાજ વિરાટ પુરુષ છે. રાષ્ટ્રપતિ કે પ્રજાપતિએ સૌના મનનું રંજન કરી પ્રજાને પુષ્ટ કરવાની સૌ પ્રથમ ફરજ છે. શુદ્ધ આદર્શ રાજનીતિનાં બીજ અથર્વવેદમાં વીણી લઈ શ્રી પંડિતજીએ આ પુસ્તિકામાં સંઘર્યાં છે.

સામ્મનસ્ય, સમાનન્યાય, સમાન વહેંચણી સહકાર વગેરે દ્વારા ભેદ, વિદ્વેષ, અસંતોષને દૂર કરી રાષ્ટ્રી શક્તિની અનુભૂતિ સૌને કરાવવી જોઈએ (૪,૩૦) 'પ્રજાનું રાજ્ય તે પ્રાજ્ય. વિરાટનું શાસન તે વૈરાજ્ય' આવી સરળ રીતે શાસન પદ્ધતિઓની સમજ શ્રી પંડિતજીએ આપી છે. આર્ષદૃષ્ટા ઋષિઓના પ્રતિનિધિ સમા વસિષ્ઠે પુરોહિતની જવાબદારી સ્પષ્ટ કરી છે. (અ. ૩,૧૯) પ્રજાપતિ, વિરાટ, ગૌ ની સ્તુતિઓ

રાષ્ટ્રિયતાને પોષનાર છે. શાસક, પુરોહિત અને પ્રજાના સંબંધોને વ્યક્ત કરતા શ્રી સાતવળેકરજીના વિચારોને સમાવવામાં શ્રી પંડિતજીએ ઔચિત્ય જાળવ્યું છે.

'પ્રજાપતિના આક્રમણ' પ્રકરણમાં બ્રહ્મા–પ્રજાપતિની પોતાની પુત્રી ઉપરની કૂડી નજરની કથાનું શ્રી પંડિતજીએ સુંદર અર્થઘટન કરી અંગુલિનિર્દેશ કર્યો છે કે જે શાસક પોતે જ પ્રજા તરફ લોભ, દ્વેષ પક્ષપાત, કામ વગેરેથી ભરેલ કૂડી નજર નાખે તેની દશા પ્રજાપતિ જેવી થાય. સભા અને સમિતિ પ્રજાપતિની પુત્રીઓ છે. પ્રજાપતિને વશ રાખવાનું કામ મંત્રીમંડળનું છે. પ્રતિસરમણિ, અભીવર્તમણિ વગેરેનાં નવાં અર્થઘટન આપવા પ્રયાસ કર્યો છે. રાજ્ય ચિહ્ન તરીકે અભીવર્ત વિષેની માન્યતા તર્કસંગત છે. ઇન્દ્ર, પ્રજાપતિની સ્તુતિઓ તેમનું મહત્વ દર્શાવે છે. પરંતુ પ્રજાજનોને અથર્વવેદ ઉવેખતો નથી– "જે પ્રજાજનો ધીવર, રથકાર, કર્મકાર વગેરે વિવેકી અને બુદ્ધિશાળી છે, તે રાજાઓ છે, રાજકર્તાઓ છે, તે ઉપરાંત જે સારથિઓ અને ગ્રામનેતાઓ છે, તે પણ રાજકર્તાઓ છે ( અ. ૩,૫,૬,–૭ ) આમ શ્રી પંડિતજીએ અથર્વવેદના આધારે રાજાશાહીમાં લોકશાહીનાં દર્શન કરાવ્યાં છે.

'સભા અને સમિતિ' પ્રકરણમાં વિરાટ્ પ્રજાજનના શાસનને મહાનવ્રત કહ્યું છે. સભા, સમિતિ, સેના અને સુરા–ધનને ચતુરંગ ગણાવ્યાં છે. સભા તો નરિષ્ટા છે. પ્રજાનું હિત એજ તેનું કાર્ય છે. ગ્રામજનોનું સંગઠન તે સમિતિ. વિશિષ્ટ જનોનું મંડળ તે સભા. શાસક તેમની સલાહથી શાસન કરે. અથર્વવેદમાં આત્મ રક્ષણને ખૂબ મહત્વ આપ્યું છે (૩, ૩) રાષ્ટ્રની સેવાને અજર અમર બનાવવાનો માર્ગ ભૃગુ–અંગિરાએ ચીંધ્યો છે (૮, ૮).

અંતિમ પ્રકરણ 'માતૃભૂમિનું ગીત' માં અદિતિને સ્વતંત્રતાની દેવી કે માતૃભૂમિ (૧૨,૧) કહી છે અને દિતિને પરતંત્રતાની ભૂમિ કહી છે. ભૂમિસૂક્ત નું પરિશીલન માતૃભૂમિની આદર્શ ભાવના વ્યક્ત કરે છે.

**(૪) યજ્ઞપતિ :—**

આરંભમાં વેદમાં આજ કરતાં જુદાં અર્થમાં વપરાતા દાનવ–દાનવાન, અસુર–પ્રાણવાન્ જેવા શબ્દોનો પરિચય આપી યજ્ઞની વિભાવનાને સ્પષ્ટ કરી છે. આત્મયાજી અને દેવયાજી યજમાનની આહુતિ દ્વારા થતી અર્પણક્રિયાને સમજાવી છે. પશુયજ્ઞમાં પશુઓના બલિદાનની વિકૃતિને સમજાવતાં કહ્યું છે કે; આત્માનાં બલિદાન આપવાનાં હોય, મનનો સુયોગ કે બુદ્ધિનાં સમર્પણ કરવાના હોય ત્યાં વૈદિક યજ્ઞોમાં પશુનાં બલિદાનનો અર્થ કેમ માની શકાય ? અથર્વાની અનુમતિની સ્તુતિ ( ૭,૨૧ ) અને યાજક–અયાજક વચ્ચે વિવેકની જાગૃત્તિ ઈચ્છતા અંગિરા ( ૨.૩૫ ) સ્વાર્થને બદલે પરમાર્થને કેન્દ્રસ્થાને લાવે છે; અથર્વા–કુદરતના સહકારથી પ્રકૃતિ યજ્ઞનું દર્શન કરાવે છે. ( ૩,૧૦,૧૧ )

યજ્ઞમાં સમાજના હિતની સાથે સાથે પશુઓનાં હિત અને સ્વાસ્થ્યની ચિંતા કરવામાં આવે છે ( અ. ૩,૨૮,૪,૨૩ ) વિષ્ટારી જેવા વ્યાપક યજ્ઞની ભારોભાર પ્રશંસા કરી છે ( ૪, ૩૪ )

યજ્ઞ અને સમાજસેવા કરનારનાં વાણી, વર્તન અને વિચાર સમાન હોવાં જોઈએ. (૫,૧૨)

યજ્ઞીય હવિ હોમાતાં રોગનાં કીટાણુઓ દૂર થતાં હોવાનું ચાતન ઋષિ જાણે છે ( ૬,૩૨ ) મતલબ કે સામાજિક સ્વાસ્થ્યની સુરક્ષા માટે યજ્ઞો ઉપકારક છે.

શ્રી પંડિતજીએ સ્પષ્ટ રીતે બતાવ્યું છે કે યજ્ઞોપવીતથી યજ્ઞ ક્રિયાની દીક્ષા મળે છે (૬,૪૬) અને વિવાહથી તે દંપતીનું જીવનવ્રત બને છે. ( ૬,૪૮ )

બીજા પ્રકરણમાં 'સ્તુતિ પ્રાર્થનાનું બળ' સાધુસંતની આપવીતિ દ્વારા અહંતાના નાશ માટે એકાંત અને પ્રાર્થનાની અનિવાર્યતા બતાવી છે. મનની સ્થિરતા, સવિતા નારાયણની પ્રેરણા, સુમતિની વૃદ્ધિ, દુર્વૃત્તિનો નાશ ઉપરાંત સ્વસ્તિ, આયુષ્ય, માનપ્રતિષ્ઠા, તપ વગેરે વિષયોની વૈયક્તિક પ્રાર્થના ઉપરાંત સામૂહિક પ્રાર્થનાની વાત પણ અહીં કરી છે. સામૂહિક પ્રાર્થનાના પ્રસંગે અગ્નિ સાત મુખોવાળો બને છે. શ્રી પંડિતજીએ અગ્નિનાં સાત મુખો તે પાંચ જ્ઞાનેન્દ્રિય, મન અને હૃદયને ગણાવી પ્રતીકાત્મક અર્થ સ્પષ્ટ કર્યો છે. સ્વરક્ષા ( ૬,૩,૪,૫ ) અને આત્મશુદ્ધિ ( ૬,૧૯ ) ને પ્રાર્થનામાં મહત્ત્વના ગણ્યાં છે. યજ્ઞ દ્વારા સેવાનાં કાર્યો ચાલુ રહે તે માટે પણ પ્રાર્થના છે. ( ૧૯,૫૮ )

'ઘર અને પશુપાલન' પ્રકરણમાં શાલાસૂક્ત (૩,૧૨) દ્વારા આદર્શઘરની કલ્પના રજૂ કરી છે. આદર્શપત્ની સુવ્યવસ્થા દ્વારા ઘરને મંગળ બનાવે છે. ( ૯,૩ ) ઘરની માફક ગોષ્ઠ શાળા ( ગૌશાળા ) પણ સુખ સગવડવાળી હોવાનું ઋષિ જરૂરી માને છે. ( ૩,૧૪ ) ગોષ્ઠ ઘરની બાજુએ હોય, ઘરને ફરતો બગીચો હોય, પોયણાંવાળું તળાવ ઘરને શીતળ રાખે. ઘરનો અગ્નિ ઠંડીથી રક્ષણ આપે ( ૬,૧૦,૬ ). પશુઓમાં ગાયો તો દૈવી સંપત્તિ છે. ( ૪,૨૧;૭,૮૨ ) છતાં ઋષિ બધાં જ પશુઓને આવકારે છે ( ૨,૨૬ ) અઘ્ન્યા ગૌ, વશા ગૌ, ઋતાવરી ગૌની પ્રશંસા પણ હૃદયંગમ છે. આ નાનકડા પ્રકરણમાં પ્રાચીન કાળમાં ઋષિના ઘરનું સુંદર ચિત્ર ઉપસાવવામાં આવ્યું છે.

## (૫) પિતૃપતિ

"ચિરનિદ્રામાં પોઢી ગયેલા હે પિતૃઓ ! અમે તમારા જીવંત વારસો તમારે વિષે ચિંતન કરીએ છીએ, અથવા તો જાતિની યાત્રાનું સાતત્ય આગળ ધપાવી રહ્યા છીએ "પશ્ચિમના મહામનીષિ શ્રી એમિયલના વચનોમાં આપણી "पितृदेवो भव: ની ભાવના વ્યક્ત થાય છે. પિતૃપતિનું આરાધન કરતાં કરતાં પરમાત્માને પણ અમરજીવનની આશાથી જ 'તમે પિતા છો' કહીને પ્રાર્થ્યા છે. નચિકેતાએ એ જ હેતુથી યમની પાસેથી મૃત્યુનું વિજ્ઞાન અને અમરતાનું જ્ઞાન પામ્યા છે. सुकृतस्य लोक : ની પ્રાપ્તિ, અગ્નિની આરાધના ( ૬,૧૨૧ ) બાળપણ, વડપણ, ઘડપણ એ જ ક્રમે મરણના અને પુનર્જન્મના ક્રમે ઘટમાળ ચાલુ રહે છે. મરણ પછી જીવનના અનુસંધાનમાં, સૂક્ષ્મ દેહની માન્યતામાં અથર્વવેદનાં સૂક્તો અનેક તાત્વિક રહસ્યો વ્યક્ત કરે છે (૪, ૧૪; ૪, ૩૪, ૬, ૧૨૨–૧૨૩, ૧,૧ વગેરે ) જીવાત્માના વિહાર અથર્વવેદના ઋષિ ૩,૧૧ માં બતાવે છે. માનવનાં મન, બુદ્ધિ, ચિત્ત અને વાણીનાં વિવિધ પ્રકારોને આત્મા જોડે છે. તે વિષે ઋષિ અથર્વા સ્પષ્ટ છે. (૭,૧) જીવાત્મા દેહનો પાલક છે. તે અવિનાશી છે. તે શરીરમાં વસીને અનેક કાર્યો કરે છે. (૭,૨, ૭,૩) તે જન્મમરણથી રહિત છે ( ૭,૨૧ ) તે જ જીવનને ઉન્નત બનાવે છે ( ૭,૨૨ ) આ લોક

અને પરલોકમાં ગતિ કરે છે (૭,૪૨) સ્થૂલ કે સૂક્ષ્મ દેહનાં બંધનો તેને નડે છે (૭,૮૮) પંચૌદન એ જ દ્વારા અવિનાશી જીવાત્માનું સ્વરૂપ નિરૂપાયું છે (૯,૫) આ જ જીવાત્મા સંસાર રૂપી વૃક્ષ ઉપર વિષયો રૂપી કડવાં મીઠાં ફળ ખાનાર પક્ષી છે.

બીજા પ્રકરણ 'યમ અને પિતૃલોક'માં અંત્યેષ્ટિ સંસ્કાર, તર્પણ, શ્રાદ્ધ દ્વારા પિતૃભક્તિનો મહિમા બતાવાયો છે. (અ. ૧૮, ૧), ત્વષ્ટાની પુત્રી સરણ્યુ જ યમની માતા બની તેનો પિતૃલોક પિતૃઓનું નિવાસસ્થાન છે. (૧૮, ૨). યમ તેમનો રાજા છે. તેના માર્ગમાં બે શ્વાન જીવાત્માને મળે છે. પુણ્યશાળીઓ પિતૃલોકમાં જાય છે. (૧૮, ૨). અને સૂક્ષ્મદેહ સાથે જીવાત્મા પિતૃરૂપ બને છે. (૧૮, ૨) અથર્વવેદમાં અગ્નિદગ્ધ, અનગ્નિદગ્ધ પિતૃઓનાં વર્ણન છે. પ્રકાશ સાથેનો દેહ પામી સ્વર્ગની પીઠ પરના યમના પિતૃલોકમાં એ બધા પિતૃઓ જાય છે. ઉદન્વતી નીચેનો દ્યુલોક છે. નક્ષત્રો વાળો પીલુમતી દ્યુલોક છે. પિતૃઓ નિવાસ કરે છે, તે પ્રદ્યૌ દ્યુલોક છે. પિતા-પિતામહ અને પ્રપિતામહ પણ આ લોકમાં છે. અગ્નિદાહ પછી અગ્નિને જલથી શાંત કરવાની વિધિ પણ આલેખાઈ છે. (૧૮, ૩) શબને ગાડામાં લઈ જવાનો રિવાજ, સ્મશાનેથી પાછા ફરતાં પ્રથમ સ્ત્રીઓ અને પછી પુરુષો નો ઘરમાં પ્રવેશ, પ્રેત ને પિતૃ બનવાની સ્તુતિ (૧૮, ૩), પિતૃયાન માર્ગે ગમન (૧૮, ૪) તે માટેના યજ્ઞ અને પુણ્યની પ્રાપ્તિનું વિશદ આલેખન કરી અંતે શ્રી પંડિતજી શ્રી સાતવળેકરજીના શબ્દોમાં સાર આપે છે.

ત્રીજા પ્રકરણ 'યમયમી'માં યમ-યમી દ્વારા મિથુનીભાવનું તત્ત્વજ્ઞાન, આચાર-વિવેક અને નીતિ ની મર્યાદાઓ સમજાવી છે. યમગાન દ્વારા યમીએ યમને સ્વર્ગની પ્રાપ્તિ કરાવી. તો મૃત્યુનું તત્ત્વજ્ઞાન સમજાવી પિતૃયજ્ઞ. (૧૮, ૧) દ્વારા જીવનની ઉન્નતિનો મૃત્યુ-અંધકાર કે નિર્ઋતિ ઉપર વિજયનાં ગીત ગાયાં છે. યમ પોતે એક મર્ત્ય માનવ છે, પોતે ધર્માચરણ કરે છે અને ધર્માચરણનો આદેશ આપે છે. પુણ્ય શાળીઓ માટે તે ધર્મરાજ છે, કલ્યાણકારી છે. પરંતુ પાપીઓ માટે તે ભયંકર અને વિનાશકારી છે.

અથર્વવેદમાં પિતૃમેધ કાંડ (૧૮)ની શરૂઆતના મંત્રોમાં યમ-યમીનો સંવાદો છે. હિબ્રુ મતે તે માનવ જાતિનાં આદિ માતાપિતા છે. પણ ભારતીય પરંપરામાં તે જોડિયા ભાઈ-બેન છે. તે આદમ અને ઈવ બન્યાં નથી

આ પુસ્તિકામાં પિતૃમેધનું સરસ અને સચોટ આલેખન થયું છે.

**(૬) બ્રહ્માધિપતિ :—**

આ પુસ્તિકામાં, પૂજ્યપાદ શ્રી ગંગેશ્વરાનંદજીએ કહ્યું છે તેમ, બ્રહ્મપરક સૂક્તોને સમાવ્યાં હોવાથી મંત્રોપનિષદ્ છે. વેદમાં અંતે ઉપનિષદ્ આવે તેમ અહીં અંતિમ પુસ્તિકામાં મંત્રોપનિષદ્નો વિન્યાસ ઔચિત્યસભર છે. બ્રહ્મવેદના સાર્થક્યની પ્રતીતિ કરાવવા આ પુસ્તિકા પૂરતી છે.

બ્રહ્મચારી, બ્રહ્મજ્ઞાન, વ્રાત્ય બ્રહ્મનું પ્રાગટ્ય, અગ્નિહોત્રીનું યજન, વિરાટ વગેરેની વિગતે સમજ 'એક વૃક્ષ-એક યક્ષ'માં દ્વા સુપર્ણા૰ ને આરંભમાં સમજાવીને આપી છે. અથર્વવેદ (૧૦, ૭) ના સંવાદસૂક્ત કે માંત્રિકોપનિષદ્ની સમજૂતિ પણ પ્રતીકોને સ્પષ્ટ કરનારી છે.

'શેષનું સંકર્ષણ' માં પુરુષ સૂક્ત ની સમજ ઉચ્છિષ્ટ બ્રહ્મ (૧૧, ૭), સર્વનું અધિષ્ઠાન આત્મરૂપ હોવાનું જણાવતા કુત્સ (૧૦,૮), સતત ચાલતી સર્જન–વિસર્જનની ક્રિયાની પાછળ બ્રહ્મનું દર્શન, વિવિધરૂપે વિલાસ કરતા બ્રહ્મનું દર્શન (૭, ૬૬), તે જ વેન કે વરવા લાયક છે. તેવી પ્રતીતિ (૨, ૧; ૧, ૩૨), ધ્યાનમાં નાદદર્શન (૭, ૧), બ્રહ્મયજ્ઞ–આત્મયજન (૧૯, ૪૩) વગેરે દ્વારા ઉચ્છિષ્ટ–બ્રહ્મની લીલાનાં દર્શન દાર્શનિકની અદાથી શ્રી પંડિતજીએ કરાવ્યાં છે.

'અંતર્જ્યોતિ-આત્મદર્શન'માં 'પિંડે તે બ્રહ્માંડે' એ ન્યાયે પિંડમાં બ્રહ્મદર્શન કરવા આત્મદેવનું ઉર્ધ્વીકરણ (અ. ૧૩, ૧) રોહિતબ્રહ્મ દ્વારા નિરૂપ્યું છે. આદિત્ય' સુપર્ણ, જ્યોતિષ્માન્ સૂર્ય, આત્મસુખ આપનાર સવિતા વગેરે દ્વારા અને બ્રહ્મ સુરેખ આલેખ્યાં છે. સર્જન કરનારા પ્રકૃતિનું ગૌરૂપે વર્ણન (અ. ૯,૧૦) પણ મનોહર રીતે નિરૂપાયું છે.

'વેદમાતા ગાયત્રી' અથર્વવેદ (૧૯,૭૧ અને ૧૯, ૨૩)ના આધારે સમજાવી ગ્લાવ મૈત્રેય અને મૌદ્ગલ્યના સંવાદ રૂપે ગાયત્ર્યુપનિષદ્ સમજાવતાં મહામંત્રનાં પદોનો વિગતે સરહસ્ય અર્થ આપી વેદમાતા તરીકે પ્રતિષ્ઠિત કરે છે.

આમ છ પુસ્તિકાઓમાં શ્રી પંડિતજી એ અથર્વવેદનો પરિચય આગવી રીતે આપી લોકશિક્ષણનું કાર્ય કર્યું છે. અનુકૂળતા જણાઈ ત્યાં કૌશિકસૂત્ર, વૈતાનસૂત્ર અને ગોપથ બ્રાહ્મણનો સહારો અંગુલિનિર્દેશ પૂરતો લીધો છે. નાનકડી પુસ્તિકાઓમાં સાગરને ગાગરમાં સમાવવા જતાં ત્રિગતશોખી, પર્યાયોક્ત શૈલીથી વ્યાસ કે બાણની પ્રતિભા ઉપસાવે તેવા શ્રી પંડિતજીની મનીષાને પોતાના સકલ જ્ઞાનને જનતા સમક્ષ રજૂ કરવા ભાષાભાષ્યમાં સ્વાભાવિક રીતે મોકળાશ મળે છે. શ્રી પંડિતજી આવી જ રીતે કૌશિક સૂત્ર અને વૈતાન સૂત્રને સંહિતાના મંત્રો સાથે રજૂ કરે, તો અથર્વવેદનું ગૌરવ વધારવામાં ઉપકારક બને. શ્રી પંડિતજીને પરમાત્મા દીર્ઘાયુ બનાવી તેમના સેવા અને સ્વાધ્યાયના યજ્ઞને સતત સક્રિય રાખી એક વેદવિદ્‌ની તપોયાત્રાનો પુણ્યપ્રસાદ સૌને મળતો રહે; તેવી અભ્યર્થના.



# ભગવાન શંકરાચાર્ય

## આજીવન સારસ્વતને વંદના

—ડૉ. રમેશ બેટાઈ

### વંદના

શ્રી વિષ્ણુદેવ પંડિત સિત્તેર વર્ષની વયે પહોંચ્યા છે તે નિમિત્તે આપણે સરસ્વતીના એક પનોતા પુત્ર તરીકે તેમનું અભિવાદન કરીએ અને તેમને અભિનંદીને "શતં જીવ શરદઃ" એવી શુભાશંસા વ્યક્ત કરીએ. આમ કરીએ ત્યારે વાસ્તવમાં અભિવાદન અને શુભાશંસા વય માટે નથી, પરન્તુ તેમણે જીવનની પ્રત્યેક ક્ષણ સરસ્વતીની ઉપાસનામાં વીતાવી છે તેને માટે છે; ગુજરાતની સંસ્કારભારતી અને જ્ઞાનગિરાને સતત સમૃદ્ધ કર્યા કરતા રહેવા બદલ છે. પૌરસ્ત્ય પદ્ધતિ પ્રત્યેના સવિશેષ અનુરાગ છતાં તેમણે પોતાના અભ્યાસ, સંશોધન અને લેખનમાં પૌરસ્ત્ય તથા પાશ્ચાત્ય અભ્યાસ અને સંશોધન પદ્ધતિઓનો સુભગ સમન્વય સાધ્યો છે. પરિણામે તેમના લેખનમાં બન્ને પદ્ધતિઓના ઉત્તમાંશોનો લાભ મળ્યો છે. આથી તેમના વિવિધ વિષયોને સ્પર્શતા નાના મોટા ગ્રન્થોમાં શાસ્ત્રીયતા અને ઊંડાણ ઘણા સારા પ્રમાણમાં જોવા મળે છે. ઋગ્વેદથી આરંભ કરીને આ વિદ્વાને કેટ-કેટલા વૈવિધ્યપૂર્ણ વિષયોને આવરી લીધા છે અને પ્રમાણભૂત ગ્રન્થો આપ્યા છે! અને તે પણ, કેવા! તેમનાં પુસ્તકોમાં વ્યક્ત થતી વિચારધારાઓ બાબત કોઈક વખત ક્યાંક મતભેદ હોય તો પણ, ત્યારે પણ તેમની મહેનત, શાસ્ત્રીયતા અને નિષ્ઠા માટે કોઈપણ વાચક કે વિદ્વાનના મનમાં શંકા જાગશે નહીં. આથી આપણે તેમને માટે 'શતં જીવ શરદઃ' એવી શુભેચ્છા વ્યક્ત કરીએ ત્યારે વાસ્તવમાં આપણી અપેક્ષા, તેમની કલમે હજી વધુને વધુ સેવા અવિરતપણે "संस्कृतं नाम दैवी वाक् अन्वाख्याता महर्षिभिः" ની થાય એવીજ હોય.

### ભગવાન શંકરાચાર્ય

આ શુભાશંસા સાથે આપણે આ વિદ્વાનની એક ઉચ્ચ કક્ષાની પ્રમાણભૂત કૃતિનું સંક્ષિપ્ત અવલોકન કરીએ. આ કૃતિ છે—"ભગવાન શંકરાચાર્ય," જે સન ૧૯૫૯ માં જગદ્ગુરુ ગ્રન્થમાલામાં, શ્રી શારદાપીઠ, દ્વારકા તરફથી પ્રગટ કરવામાં આવી છે. બ્રહ્મલીન જગદ્ગુરુશ્રી અભિનવ સચ્ચિદાનંદ તીર્થ સ્વામી મહારાજના આશીર્વાદ અને પ્રા. રા. બ. આઠવલેની પ્રરોચના સાથે આ પુસ્તક પ્રગટ થયું છે તે આનંદની વાત છે.

પુસ્તકનો અભ્યાસ કરવા માંડતાં, પ્રથમ દૃષ્ટિએ જ આપણા મનમાં એ ખ્યાલ બંધાય છે કે આ કૃતિ ભગવાન શંકરાચાર્યના જીવન, વ્યક્તિત્વ, અક્ષરદેહ, દર્શન અને સર્વકાલીન આન્તરરાષ્ટ્રીય પ્રભાવનો, એટલે કે સર્વાંગીણ અભ્યાસ કરે છે. લેખકની દૃષ્ટિ સ્વાભાવિક રીતે જ મહાપ્રભાવી આચાર્યની બાબતમાં મુખ્યતયા પ્રશંસાપરક છે. આથી આ કૃતિમાં લેખકની કલમે શંકરાચાર્યની ટીકા થવાનો ખાસ કોઈ અવકાશ

નથી, વળી શંકરાચાર્ય અને તેમના સમ્પ્રદાયના સમયની બાબતમાં પણ લેખક ઈ. પૂ. ના પરમ્પરાગત મતને વળગી રહ્યા છે. વાસ્તવમાં આ આખો પ્રશ્ન અત્યન્ત વિવાદાસ્પદ છે. છતાં આ અભ્યાસ સર્વથા શાસ્ત્રીય અને ઊંડાણભર્યો છે તેમાં શંકા નથી. લેખકે શંકરાચાર્યનો પોતાનો અભ્યાસ જે ત્રણ વિભાગમાં વહેંચી દીધો છે અને તેનાં જે પ્રકરણો પાડયા છે તેના પરથી જ અભ્યાસની સુવ્યવસ્થા અને ચોકસાઇની પ્રતીતિ આપણને થાય છે. આ ત્રણ વિભાગો છે—જીવન–ચરિત્ર (પાનાં ૧ થી ૧૪૮), શાંકર-વેદાન્તની મીમાંસા (પાનાં ૧૪૯ થી ૨૬૦) અને શાંકર સમ્પ્રદાય (પાનાં ૨૬૧ થી ૩૧૬). જીવન ચરિત્રમાં ભગવાન શંકરાચાર્યના વ્યક્તિત્વ અને તેમના જીવન આસપાસ સંકળાયેલી જુદી જુદી કથાઓની ભૂમિકા પ્રથમ ત્રણ પ્રકરણોમાં આપી છે. તેના પરથી શંકરાચાર્યનો પ્રાદુર્ભાવ કઇ સાંસ્કૃતિક અને દાર્શનિક ભૂમિકા પર થાય છે તેનો સારો એવો પરિચય આપણને મળી રહે છે. શંકરાચાર્યનું જીવન, વ્યક્તિત્વ અને દાર્શનિક ચિન્તન સમજવામાં આ ભૂમિકા આપણને ચોક્કસ રીતે મદદકર્તા થાય છે. પ્રકરણ ચારથી આઠમાં તેમનાં જીવન અને પ્રવૃત્તિઓનો પૂરો પરિચય આપ્યા પછી છેલ્લાં બે પ્રકરણોમાં શંકરાચાર્યના ધાર્મિક, દાર્શનિક અને સાંસ્કૃતિક પ્રદાનની અગત્યતા સુંદર રીતે મીમાંસવામાં આવી છે.

બીજા વિભાગમાં શંકરાચાર્યના કેવલાદ્વૈતવાદી વેદાન્ત દર્શનના મૂળભૂત સિદ્ધાન્તો તથા તેની ઉચ્ચ અને અપૂર્વ સિદ્ધિ સફળ અને સ્પષ્ટ રીતે ચર્ચાયાં છે. આ મીમાંસામાં ભગવાન શંકરાચાર્યના દર્શનનાં તમામ પાસાં એકંદરે તેમના તુલનાત્મક મહત્ત્વ અનુસાર ચર્ચાયાં છે અને પરિણામે તેમનું મૂળભૂત ચિન્તન પ્રમાણમાં ઘણી સારી રીતે ઉપસી આવે છે. આ અભ્યાસમાં લેખક સતત ઉચિત અવતરણો આપતા જાય છે. આને પરિણામે આ અભ્યાસ સવિશેષ પ્રમાણભૂત બને છે. આથી શાંકરવેદાન્તની આ મીમાંસા શાસ્ત્રીય હોવા ઉપરાન્ત સ્પષ્ટ અને અસંદિગ્ધ બની છે. હા, એમાં અન્ય આચાર્યોના દર્શનની થોડીક તુલનાત્મક મીમાંસા ઉમેરાય તો આ સુંદર અભ્યાસ સવિશેષ સુંદર બને.

પ્રથમ બંને વિભાગોમાં દરેક પ્રકરણના અન્તભાગમાં એ પ્રકરણના પ્રતિપાદિત વિષયની સમીક્ષા પણ લેખકે કરી છે, તેના પરથી પણ લેખકની વિદ્વત્તાનો પરિચય આપણને મળી રહે છે.

'સમ્પ્રદાય' નો ત્રીજો વિભાગ પણ ઐતિહાસિક દૃષ્ટિએ અને ખાસ તો ભાવુકજનો માટે અગત્યનો અને રસપ્રદ બની રહે છે.

પરિશિષ્ટોમાં લેખકે કાલચર્ચા ઉપરાન્ત વિદ્વાનોનાં મન્તવ્યો 'ચિરન્તન શ્રદ્ધાંજલિ' રૂપે આપ્યાં છે તે ભગવાન શંકરાચાર્યની બહુશ્રુતતા તથા તેના પ્રભાવની દ્યોતક છે, અને આનાથી અભ્યાસીઓને સારી એવી માહિતી તથા સારું એવું માર્ગદર્શન મળી રહે છે. શાંકરસમ્પ્રદાયની ભારત દેશની સેવા કેટલી ઉચ્ચ કક્ષાની અને મહામૂલી છે, તે અહીં સ્પષ્ટ સમજાય છે.

સામાન્ય વાચક તેમજ અભ્યાસી સૌને સમાન રીતે આ પુસ્તક વાંચવું ગમે તેવી તેની ભાષાની એકંદરે જળવાયેલી પ્રવાહિતા એ પણ લેખકનું જમાપાસું છે.

જરૂરી સુધારા વધારા સાથે આ કૃતિ ફરી છપાશે તે જાણી આનંદ થયો. એ પ્રસંગે, ખાસ કરીને શાંકરદર્શનના વિભાગનું પુનરીક્ષણ કરીને લેખક નવી આવૃત્તિ આપશે તો આ ગુણવાન કૃતિની ગુણવત્તામાં વધારો થશે.

મુદ્રારાક્ષસો તરફ પણ સામાન્ય ઇશારો કરી લઇએ. જો કે તે માટે લેખકને ભાગ્યે જ જવાબદાર ગણી શકાય.

શંકરાચાર્યનો આવો બીજો વિદ્વત્તાપૂર્ણ અને ઉપયોગી અભ્યાસ ગુજરાતીમાં તો નથી જ. મહાદેવનના લેખનો ગુજરાતી અનુવાદ ગુજરાતીમાં ઉપલબ્ધ છે. ×

આ સાથે એવું પણ લાગે છે કે આ કૃતિનો હિન્દી અને અંગ્રેજીમાં અધિકૃત અનુવાદ કરવાં આવે તો તે પણ આવકારપાત્ર બનશે,

મેધાવી વિદ્વાનની આ સુંદર અને ઉપયોગી કૃતિ વાંચીને શંકરાચાર્યના વ્યક્તિત્વ અને દર્શનનો આત્મીય પરિચય પામ્યાનો સંતર્પક અનુભવ કોઈપણ જિજ્ઞાસુ વાચકને થશે.

---

× પ્રા.. સી. વી. રાવલનો વિશાળ અભ્યાસ પણ ગુજરાતીમાં છે. તેને બાદ કરતાં !





# હિન્દુ ધર્મદર્શન — પરિચય

**ડૉ. નારાયણ મ. કંસારા**

સંસ્કૃત ભાષામાં સચવાયેલી પ્રાચીન ભારતીય સંસ્કૃતિના મૂળ સ્રોત રૂપ વેદોથી પુરાણો અને આધુનિક કાળ સુધીની ધર્મ અને દર્શનને લગતી વાઙ્મય સમૃદ્ધિના અઠંગ અભ્યાસી આચાર્ય વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિત જેવા આધુનિક અને પ્રાચીન શિક્ષણ પામેલા વિદ્યા-પુરુષની કલમે લખાયેલ 'હિન્દુ ધર્મ દર્શન' ગ્રંથને હરિઃઓમ્ આશ્રમ પ્રેરિત શ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવ સ્મારક સર્વધર્મદર્શન ગ્રંથમાળામાં પુષ્પ ૮ તરીકે પ્રસિદ્ધ કરીને વલ્લભવિદ્યાનગરની સરદાર પટેલ યુનિવર્સિટીએ પોતાનું જ ગૌરવ વધાર્યું છે. હિન્દુધર્મનો સુવર્ણયુગ, તેનો કપરી કસોટીનો મધ્યયુગ અને હવે મૂળથી ઉખડી બેસવા લાગેલો અર્વાચીનયુગ આ ત્રણેની આવશ્યકતાઓને લક્ષમાં રાખીને, ધર્મ-સાહિત્ય અને ધાર્મિક આચાર એ બંનેને લગતા એક સળંગ સારલેખનરૂપે બે ભાગમાં પણ એક જ ગ્રંથરૂપે, આ અમૂલ્ય સામગ્રી આપણી સમક્ષ આ વિદ્વાન પંડિતે રજૂ કરી છે. લેખકને મહર્ષિ યુરોપિયન રિસર્ચ યુનિવર્સિટી, સિલિસબર્ગ, સ્વીટ્ઝરલૅન્ડ, તરફથી એ યુનિવર્સિટીના 'વેદ-વિજ્ઞાન વિભાગ'માં અનુસંધાન કાર્ય કરવા નિમંત્રણ મળેલું, ત્યારે ત્યાંનાં 'વેદભવન' ગ્રંથાલયમાંના ઘણા અપ્રાપ્ય ગ્રંથોનો ઉપયોગ કરવાની દુર્લભ તક મળી હતી. અમદાવાદના વેદમંદિરના સ્થાપક વેદદર્શનાચાર્ય સ્વામીશ્રી ગંગેશ્વરાનંદજી મહારાજે પણ 'શુભાશંસા'માં પ્રમાણિત કર્યું છે કે ધર્મનું રહસ્ય સમજવામાં આ ગ્રંથ સારી સહાયતા કરશે. કેમકે હિન્દુ ધર્મે પ્રમાણગ્રંથો રૂપે સ્વીકારેલ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોના વિશાળ સાહિત્યનો ઊંડો અભ્યાસ કરીને લેખકે આ ગ્રંથના વિષયનું આલેખન કર્યું છે.

ત્રણસો ચોર્યાશી પૃષ્ઠોમાં વિસ્તરેલો આ ગ્રંથ પૂર્વભાગ અને ઉત્તરભાગ એમ બે ભાગમાં વહેંચાયેલો છે. પૂર્વભાગમાં પ્રાસ્તાવિક, સિંધુ ખીણની સંસ્કૃતિ, વૈદિક સાહિત્ય, અધ્યાત્મ–વેદાન્ત દર્શન તથા ઇતિહાસ અને પુરાણ એ પાંચ પ્રકરણો છે. ઉત્તરભાગમાં હિન્દુ ધર્મની મૂળ બાબતો, લક્ષણ, સંસ્કાર–જીવનઘડતર, તીર્થો અને તહેવારો, જાતિ અને ધર્મ, ધર્મના સીમા-સ્તંભો તથા ધર્મનું ઉજ્જવળ ભાવિ એ વિષયોને લગતાં સાત પ્રકરણો છે. આ રીતે પૂર્વભાગમાં ધર્મશાસ્ત્ર તરીકે ઓળખાતા સાહિત્યમાં સમાતા વેદો, ઉપનિષદો, તંત્ર–આગમ, સ્મૃતિઓ, ઇતિહાસ–રામાયણ અને મહાભારત, પુરાણો, ૬ દર્શનો અને વેદાન્ત પ્રસ્થાનત્રયી અર્થાત્ બ્રહ્મસૂ. ગીતા અને શ્રીમદ્ભાગવતને સિદ્ધાન્ત રૂપે સ્વી કારીને, વિવિધ મત–સંપ્રદાયોની સ્થાપના કરનાર આચાર્યોના ગ્રંથોનો સર્વગ્રાહી ઉદાર અધ્યાત્ ભાવનાનું દર્શન કરાવતો, પરિચય કરાવવા આવ્યો છે. એ જ રીતે ઉત્તરભાગમાં ધર્મશાસ્ત્ર

સમગ્ર અભ્યાસથી ફલિત થતી અને મધ્યયુગના તેમજ વર્તમાનયુગના સાધુસંતો અને મહાત્માઓએ આચારમાં ઉતારી લોકવ્યવહારમાં પ્રચલિત કરેલી ધર્મદષ્ટિને આલેખવાનો પ્રયત્ન કર્યો છે. ઉપરાંત તીર્થધામો, વ્રતો, તહેવારો, યજ્ઞયાગાદિ ક્રિયાઓ અને ધર્મગ્રંથોનાં પાઠ-પારાયણોએ ધર્મભાવના ટકાવી રાખવામાં ઘણો મોટો ફાળો આપ્યો છે. તેથી ઉત્તરભાગમાં એ પાસાને પણ સમુચિત સ્પર્શી લઈ વર્તમાનયુગની પરિસ્થિતિમાં ધર્મદૃષ્ટિનું સ્વરૂપ નિરૂપી ધર્મને કારણે આવેલાં પરિવર્તનો અને ચઢતી–પડતીનો ઇતિહાસ આલેખી, ધર્મના પાલનમાં સહાયરૂપ બનતી કેટલીક લોકવ્યવહાર બાબતોનો નિર્દેશ કરી, ધર્મદૃષ્ટિને વિશદ રીતે રજૂ કરવાનો પૂર્ણ પ્રયાસ આ લેખકે કર્યો છે.

પ્રાસ્તાવિકના પહેલા પ્રકરણ(પૃ. ૧–૨૬)નો પ્રારંભ વિષ્ણુપદી ગંગાની ગાથા અને પરદેશીઓ આપણા દેશના નિવાસીઓને 'હિંદુ' એવા નામે જેના નામના તળપદા ઉચ્ચારણને આધારે ઓળખ્યા તે લોકમાતા સિન્ધુના મહત્ત્વ નિરૂપણથી થાય છે. પછી પંજાબના મોન્ટગોમોરી જિલ્લામાંના— 'મુઆં–જો દડો' અર્થાત્ મરી ગયેલાઓનો ઢગલો તરીકે ઓળખાતા એક ટેકરા નીચે દટાયેલ નગરના અવશેષોમાં મળી આવતા પ્રાચીન સંસ્કૃતિના મહત્ત્વનો નિર્દેશ કરી, વૈદિક ધર્મ એ મૂળે તો માનવધર્મ જ છે એ હકીકત તરફ ધ્યાન ખેંચી, ધર્મને લગતી સમજ જેમાંથી મળે છે તે ધર્મશાસ્ત્ર અને તેનું પ્રતિપાદન કરનારાં શ્રુતિ, સ્મૃતિ અને પુરાણ વિષે સંક્ષેપમાં સમજ આપી છે. વેદોમાંની ઋક્, યજુસ્ અને સામન્ એ ત્રણ શૈલીઓ તથા એને અનુસરીને વેદસંહિતાઓનાં સંકલન, મોટા માનવસમાજને લક્ષમાં રાખીને ધર્મ, નીતિ અને સંસ્કાર-ઘડતરની દષ્ટિએ કથા તથા આખ્યાનો રૂપે રામાયણ અને મહાભારતની રચના, મહાભારતનો દર્શન શાસ્ત્રો સાથેનો સંબંધ તથા જૈન અને બૌદ્ધ ધર્મોનો ઉદય આ બધા વિષયોની ટૂંકી રૂપરેખા આપીને, લેખકે મધ્યયુગમાંની ધર્મની પરિસ્થિતિનો ચિતાર આપ્યો છે. હિંદુ ધર્મની ઉદાર નીતિ, ધર્મ પરનાં આક્રમણો અને એને પરિણામે હિંદદેશની અવદશા, મુસ્લિમ સંસ્કૃતિની અસર, મધ્યયુગોના સંતોનું સાહિત્ય, યુરોપીય પ્રજાનું આક્રમણ, ધર્મ અને સત્તા વચ્ચે સંઘર્ષ, અંગ્રેજી શિક્ષણ અને ખ્રિસ્તી મિશનરીઓની પ્રવૃત્તિ, સ્વરાજ્ય, ગાંધીવાદ આ બધાં પરિબળોનું આકલન કર્યું છે. પ્રકરણના અંતે ભારતીય સંસ્કૃતિના પુરસ્કર્તા કાકાસાહેબ કાલેલકરના વચનને ટાંકીને પંડિતજીએ પ્રતિપાદન કર્યું છે કે હજી પણ લોકોનાં રિવાજો, માન્યતાઓ, જ્ઞાતિબંધારણો, તહેવારો વગેરે તપાસીએ તો આપણા ભારતીય સમાજની દરેક હિલચાલોનો જીવતો ઇતિહાસ મળી શકે તેમ છે.

ઋગ્વેદમાં પંજાબની સાત નદીઓનો સપ્ત સિન્ધુ નામે અને પારસીઓના ધર્મગ્રંથ 'અવેસ્તા'માં સપ્તહિન્દુ નામે ઉલ્લેખ મળે છે. ઋગ્વેદમાંના હરિયૂપિયા સ્થાનને જ આપણે 'હડપ્પા' નામે ઓળખીએ છીએ. પંડિતજીએ બીજા પ્રકરણ પૃ. ૨૭–૩૦માં આ સાત નદીઓમાંની મુખ્ય સિન્ધુ નદીની ખીણમાં પાંગરેલી પ્રાચીન સંસ્કૃતિનો પરિચય આપ્યો છે. આ સંસ્કૃતિનો પરિચય અહીં આપવાનું પ્રયોજન શું ? પ્રયોજન એ જ કે હિન્દુ જાતિએ જે હિન્દુધર્મનો સ્વીકાર કર્યો છે તેને લગતી માહિતીઓ વિપુલ પ્રમાણમાં આ સંસ્કૃતિ અવશેષમાં મળી આવે છે. પુરાણમાં

અવાંતર પ્રલયોની વાતો, પ્રજાઓનો સામૂહિક વિનશ તથા તેમાંથી તે સંસ્કૃતિનાં બીજો સચવાઈને બીજે પાંગર્યાનાં વર્ણનો આવે છે; તે પ્રકારની ઘટનાઓની નક્કર સાબિતી આ સંસ્કૃતિના અવશેષોમાં સમજાઈ રહી છે. વેદકાળ પછીના સ્મૃતિકાળ અને પુરાણકાળની સંસ્કૃતિઓની આની સાથે સરખામણી કરીએ તો હિંદુ ધર્મની કેટલીક મૌલિક માન્યતાઓનો આધાર પણ અહીં મળી શકે એમ છે.

વૈદિક સાહિત્યનું નિરૂપણ કરતું પ્રદીર્ઘ ત્રીજું પ્રકરણ ( પૃ. ૩૧–૧૨૩ ) હિંદુ સંસ્કૃતિના સંપૂર્ણ ધર્મ સાહિત્યના ક્ષેત્રને સંક્ષેપમાં આવરી લેવાનો પ્રશસ્ય પુરુષાર્થ દાખવે છે. વેદનું મંત્રબ્રાહ્મણાત્મક સ્વરૂપ, મુખપાઠની પરંપરાને લીધે 'શ્રુતિ' દ્વારા સંક્રમણ, વેદોની ચાર સંહિતાઓ અને અનેક શાખાઓ એ દરેક શાખાઓનાં પોતપોતાનાં બ્રાહ્મણ–આરણ્યક–ઉપનિષદો, કલ્પ તરીકે ઓળખાતું શ્રૌતસૂત્ર અને ગૃહ્યસૂત્રોનું સાહિત્ય આટલો વેદ-સાહિત્યના વિસ્તાર નિરૂપીને પછી પંડિતજીએ ઋગ્વેદનો વિગતવાર પરિચય આપવા માંડ્યો છે. એમાં ઋગ્વેદ સંહિતાનાં દશમંડળ, પંચાશી અનુવાક, ૧૦૨૮ સૂક્તો અને ૧૦૫૫૨ મંત્રોવાળી આજે મળી આવતી શાકલ સંહિતાનો આધાર લીધો છે. પછી સૂક્તોમાંના મંત્રોના ઋષિ, દેવ અને છંદોને અનુસરીને આર્ષેયસંહિતા, દૈવતસંહિતા અને છાંદસંહિતા પણ સંભવી શકે છે, તે દર્શાવી, ઋગ્વેદના ગાયત્રી, અનુષ્ટુપ, ત્રિષ્ટુપ વગેરે છંદોનું મહત્ત્વ સમજાવ્યું છે. ઋગ્વેદના દેવોમાંથી અગ્નિનાં ત્રણ સ્વરૂપ, ઇન્દ્ર તેમજ સોમનો વૈદિક યજ્ઞયાગ સાથેનો સંબંધ સ્પષ્ટ કર્યો છે. પછી ઋગ્વેદના ઋષિઓના સાત પરિવારોનો અને ઋગ્વેદના ઐતરેય, કૌષીતકિ અને શાંખાયન બ્રાહ્મણ ગ્રંથોનો આ વેદ સાથેનો આંતરિક સંબંધ સ્પષ્ટ કર્યો છે. યજુર્વેદમાં દેવ અને વેદ શબ્દોનો પરસ્પર સંબંધ દર્શાવી, બ્રહ્મ અને આદિત્ય સંપ્રદાયની પરંપરાઓ, આદિત્ય સંપ્રદાય અને ભગવાન યાજ્ઞવલ્ક્ય, યજુર્વેદ સંહિતામાં આવતા વિષયો, તૈત્તિરીયસંહિતા અને શુક્લ યજુર્વેદની વાજસનેયી શાખાની કાણ્વ તથા માધ્યંદિન સંહિતાઓની તુલના, શતપથ બ્રાહ્મણ એ વિષયોને સંક્ષેપમાં ચર્ચ્યા છે. સામવેદના સાહિત્યનો અહેવાલ આપતાં સામવેદની મૌખિક પરંપરા અને સંહિતાઓ, છંદ આર્ચિક, છંદ આર્ચિકનાં ગાન અને પર્વો, સામવેદની શાખાઓ, જૈમિનિની પરંપરા, છંદ આર્ચિક સાથે ગાન સંહિતાઓની ઓળખ આપીને સામવેદના બ્રાહ્મણગ્રંથો, ષડ્વિંશ બ્રાહ્મણ, છાંદોગ્ય ઉપનિષદ્ અને કેનોપનિષદનો નિર્દેશ કર્યો છે. અથર્વવેદના સાહિત્યની રૂપરેખા આપતાં અથર્વવેદની શાખાઓ અને સંહિતાઓ, અથર્વવેદનું ગૃહ્યવેદ અને બ્રહ્મવેદ તરીકે મહત્ત્વ, અથર્વવેદ સંહિતાનાં મંત્રોપનિષદ, ગોપથ બ્રાહ્મણ અને વેદત્રયીમાં અથર્વવેદના સ્થાન અંગે ચર્ચા કરી છે. બ્રાહ્મણગ્રંથોના વિષયોનું નિરૂપણ કરતી વખતે વેદાર્થમાં ઉપયોગી બ્રાહ્મણગ્રંથો, વિદ્યાના સ્વાધ્યાય, પ્રવચન, આગમ અને વ્યવહાર એ ચાર પ્રકારો, મંત્રની આધિભૌતિક આધિદૈવિક અને આધ્યાત્મિક એમ ત્રિવિધ વ્યાખ્યાઓ, ચૌદ વિદ્યાઓનાં બીજ, વિદ્વાન આચાર્યો અને રાજાઓ અંગેના ઉલ્લેખોની ચર્ચા કરીને વિદ્યાવિકાસનો ખ્યાલ આપ્યો છે.

આ પ્રકરણમાં બ્રાહ્મણગ્રંથોમાં નિરૂપાયેલ વિષયવસ્તુની રૂપરેખા રજૂ કરતાં આપ–જળ-તન્માત્રા–પ્રથમ સર્જન, પૃથ્વીલોકનાં સર્જન, અગ્નિનાં સર્જન, હિરણ્યગર્ભ—મહાન અંડ બ્રહ્માંડ, પૃથ્વીનાં આપોદેવી, ફેન, મૃતિકા, શુષ્કાય, ઉષા

સિકતા, સર્કરા, અયસ અને ઔષધિ એ નવ પ્રકારનાં સર્જન, પૃથ્વીના પેટાળમાં અગ્નિ, સૃષ્ટિ સર્જનનું પ્રતીક યજ્ઞ આ બધા વિષયોની છણાવટ કરીને બ્રાહ્મણગ્રંથો વેદમંત્રોનાં આખ્યાન—પ્રવચન રૂપે ફક્ત યજ્ઞયાગનાં વિધિવિધાન જ બતાવતાં નથી; પરંતુ સૃષ્ટિવિજ્ઞાનના રહસ્યને પ્રગટ કરવામાં યજ્ઞવિધિની પ્રક્રિયાઓને કેવી રીતે સ્પષ્ટ કરે છે તે દર્શાવ્યું છે.

આ જ પ્રકરણમાં આરણ્યક અને ઉપનિષદોનો પરિચય આપવા ઋગ્વેદના ઐતરેય અને તૈત્તિરીય આરણ્યકનો સંક્ષેપમાં ચર્ચા કરીને તેમાંના ગુરુશિષ્ય પરંપરાએ ઊતરી આવેલી અગ્નિ ચયનની અનેક પ્રક્રિયાઓ અને વિદ્યાઓ તરફ લક્ષ ખેંચ્યું છે. કૃષ્ણયજુર્વેદના મૈત્રાયણીય શુક્લ, યજુર્વેદનું બૃહદારણ્યક, સામવેદનું તલવકાર આરણ્યક અને ચાર ઉપવેદોનો આયુર્વેદ, ધનુર્વેદ, ગાન્ધર્વવેદ અને સ્થાપત્યવેદ નો—ચાર વેદો સાથેનો સ્પષ્ટ કરી, ઉપનિષદોના તત્ત્વજ્ઞાનની રૂપરેખા આરંભી છે. એમાં ક્રમશઃ ઈશોપનિષદ્, કેનોપનિષદ્, કઠોપનિષદ્, પ્રશ્નોપનિષદ્, મુંડકોપનિષદ્ માંડૂકયોપનિષદ્, તૈત્તિરીયોપનિષદ્ ઐતરેયોપનિષદ્, છાંદોગ્યો,પનિષદ્, બૃહદારણ્યકોપનિષદ્ અને શ્વેતાશ્વતરોપનિષદ્; એ મુખ્ય અગિયાર ઉપનિષદોની દાર્શનિક દૃષ્ટિનો સંક્ષેપમાં પરિચય આપ્યો છે. પછી ધર્મસૂત્રો અને સ્મૃત્તિઓનો પરિચય આપતાં ગૌતમ ધર્મસૂત્ર, બોધાયન ધર્મસૂત્ર, આપસ્તંબ ધર્મસૂત્ર એ ત્રણનો વિગતવાર વિષય પરિચય અને હિરણ્યકેશી ધર્મસૂત્ર, વસિષ્ઠ ધર્મસૂત્ર, વિષ્ણુ ધર્મસૂત્ર હારિત ધર્મસૂત્ર, શંખ અને લિખિતનાં ધર્મસૂત્ર, માનવ ધર્મસૂત્ર અને વૈખનસ ધર્મસૂત્રનો, ખૂબ ટૂંકાણમાં અછડતો પરિચય આપ્યો છે. વચ્ચે કૌટિલ્યના અર્થશાસ્ત્રને મહત્ત્વનું દર્શાવી, સ્મૃતિગ્રંથો અને તેમના રચયિતાઓની નોંધ લીધી છે, અને મનુસ્મૃતિ તથા યાજ્ઞવલ્કયસ્મૃતિનો આછો પરિચય અને પરાશરસ્મૃતિનો સંક્ષેપમાં નિર્દેશ કરી લીધો છે.

ત્યારબાદ તંત્ર કે આગમ સાહિત્યનો પરિચય આપવાનો ઉપક્રમ કર્યો છે. એમાં પ્રથમ તો વેદો અને તંત્રો—નિગમ અને આગમ—એ બેનો પરસ્પર સંબંધ ચર્ચી વૈદિક યજ્ઞયાગોમાંની પ્રતીક ઉપાસનામાંથી દેવપૂજાની પદ્ધતિનો પ્રચાર, તેમની અંતરંગ અને બહિરંગપૂજા, પાંચ દેવો—ગણપતિ, સૂર્ય, વિષ્ણુ, શિવ અને શક્તિ—વિષેનાં પૂજન, અર્ચન, શૈવ, વૈષ્ણવ અને શાક્ત આગમનો વિકાસ સ્પષ્ટ કર્યો છે. પછી શક્તિ તત્ત્વજ્ઞાનનું મૂળ રહસ્ય દર્શાવતાં જણાવ્યું છે કે સૃષ્ટિનાં સર્જન કરતી વેળાએ પરમપુરુષ સદાશિવની જ્ઞાન, ઈચ્છા અને ક્રિયા એ ત્રણ શક્તિઓ જાગ્રત થાય છે. વાલકેશ્વર તંત્રનું અવતરણ ટાંકીને સ્પષ્ટ કર્યું છે કે જે ષોડશી ત્રિપુરાદેવી છે, તે જ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ બને છે. પછી તંત્ર સાધનાના પ્રકારો અંગે માહિતી આપતાં માર્ગદર્શન ગુરુની આવશ્યકતા, ત્રણ દિવ્યગુરુઓ, ત્રણ સિદ્ધગુરુઓ અને ત્રણ મનુષ્યગુરુઓ મળી નવ નાથની પરંપરા, પશુભાવ, ધીરભાવ અને દિવ્યભાવને અનુસરીને સાધકોના ત્રણ વર્ગ, દીક્ષાના પ્રકારો, મંત્રસાધનામાં બીજાક્ષરનું મહત્ત્વ, સમષ્ટિ સાથે વ્યષ્ટિનો સંબંધ, કરોડરજ્જુમાંનાં છ ચક્રો અને તેમનો ભૂર, ભુવર, સ્વર વગેરે લોક સાથેનો સંબંધ, કરોડરજ્જુમાંની ઈડા, પિંગલા અને સુષુમ્ણા એ ત્રણ યોગનાડીઓ અને તેમનો કુંડલિની સાથે સંબંધ દર્શાવી, અનુક્રમે મૂલાધારચક્ર, સ્વાધિષ્ઠાનચક્ર, મણિપૂરચક્ર, અનાહા-

ચક્ર, વિશુદ્ધચક્ર, આજ્ઞાચક્ર અને હજાર પાંખડી-વાળા સહસ્રદલ કે શૂન્યચક્રનો પરિચય આપ્યો છે. પછી સાધકજનના અધિકાર અને સ્વભાવને અનુસરીને પૂજા ધ્યાન, જપ અને સ્તુતિ એ ચાર પ્રકારની ઉપાસનાનાં પ્રયોજન સમજાવી, દેવી આરાધના સાથે સપ્તશતી દુર્ગાપાઠનું ખૂબ સંક્ષેપમાં મહત્ત્વ પ્રગટ કર્યું છે. આ પ્રકરણમાંના ઉપરોક્ત વિષયોનો પરિચય ખૂબ મૌલિક અને સ્વતંત્ર ચર્ચાના સ્વરૂપનો છે, કેવલ પરિચયાત્મક નથી.

અધ્યાત્મ-વેદાન્તદર્શનને લગતા ચોથા પ્રકરણમાં આત્મદર્શનની અનુભૂતિની ઝાંખી કરવાથી આરંભ કર્યો છે. ઉપનિષદોનો સિદ્ધાન્ત છે કે આંખથી બહારનું (પર) છે તે 'પરોક્ષ' છે, જ્યારે આંખની અંદર (પ્રતિ) છે તે 'પ્રત્યક્ષ' આમ સીધી સમજ આપીને પછી આંખો બંધ કરી (आवृत्त चक्षुः) અંદરનાં નેત્ર ખોલીને અપરોક્ષ બ્રહ્મનું દર્શન કરાવવા ઉપનિષદોની મથામણ છે. આ માટે અજ્ઞાનનાં પડળ ખોલવાની જરૂર પડે છે. એની ચાવી ગુરુ પાસે હોય છે. અને ગુરુ પણ શાસ્ત્ર મર્યાદાને અનુસરીને ચાલે છે. એમાં ગુરુ અનુભવનો આધાર લે છે. જનકની સભામાં યાજ્ઞવલ્કય જ્ઞાની હતા છતાં વિવેક રાખીને પોતાને ગોકાય-ગાયો મેળવવાની દાનત રાખનારા-કહે છે. આમ વેદાન્તદર્શન એટલે અધ્યાત્મભાવ, એને જાગ્રત કરવામાં શ્રુતિ અને સાથે સ્મૃતિ, સદાચાર રૂપે ગુરુનું માર્ગદર્શન સહાયભૂત નીવડે છે. પરંતુ આત્માની અનુભૂતિ તો સાધકે જાતે જ કરવાની છે. આ માટે શાસ્ત્રનું શ્રવણ, તેને સંગત તાર્કિક ઉપપત્તિઓ દ્વારા મનન, અને પછી ચિત્ત શુદ્ધ સહ તેનું ધ્યાન આ સાધના-પ્રણાલી ઉપનિષદોએ પ્રબોધી છે, એ રહસ્ય સ્પષ્ટ કર્યું છે,

પછી મહાભારતમાંથી વેદવાદ, સાંખ્ય અને યોગ,પાંચરાત્રઅને પાશુપત મત અંગે માહિતી આપી પ્રસ્થાનત્રયી વિભાવનાની સરળ સમજૂતી આપી, બ્રહ્મસૂત્રો અને તેના મુખ્ય પાંચ ભાષ્યકારો— શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાય, નિમ્બાર્કાચાર્ય અને વલ્લભાચાર્ય—તેમના ભાષ્યગ્રંથો, તેમના મતોનાં નામ, તેમના મતાનુસાર સૂત્ર સંખ્યા, અધિકરણ સંખ્યા, બ્રહ્મસૂત્રોના ચાર અધ્યાયો, તેમની પાદવાર વિષય-વ્યવસ્થા વિષે ટૂંકમાં અછડતી માહિતી આપી, આ બ્રહ્મસૂત્રોમાંથી અદ્વૈત, દ્વૈત, દ્વૈતાદ્વૈત, વિશિષ્ટ દ્વૈત અને શુદ્ધ દ્વૈત જેવા પરસ્પર સ્પર્ધા-વિરોધ કરતા મતો કેમ ફલિત થઈ શકે છે તે સમજણ આપી, બ્રહ્મસૂત્રનું મૂળતાત્પર્ય ઉપનિષદોના સિદ્ધાન્તો વિષે દેખાતા વિરોધને દૂર કરવામાં સહાયક બનવાનું છે એ છતું કર્યું છે. પછી સૈદ્ધાન્તિક મતભેદ હોવા છતાં એ તરફ ખાસ ધ્યાન ખેંચ્યું છે કે આ પાંચેય આચાર્યો વેદ, સ્મૃતિ, વ્યાસ-સૂત્રો અને ઈતિહાસ-પુરાણ જેવા પ્રાચીન સાહિત્યને એકસરખી રીતે પ્રમાણભૂત ગણે છે. બધા જ આચાર્યો જીવ, જગત અને ઈશ્વર એ ત્રણેય તત્ત્વો અનાદિ છે એ બાબતનો પૂર્ણ રીતે સ્વીકાર કરે છે. આ બધા જ આચાર્યો ધર્મ અને નીતિના ધોરણને સર્વોત્તમ ગણે છે. સિદ્ધાન્તની દૃષ્ટિએ આ આચાર્યો જીવ, જગત અને ઈશ્વરના પરસ્પર સંબંધ વિષે એકમત ધરાવતા નથી, તે કારણે તેમનાં અલગ અલગ મંતવ્યોના આધારે તે તે સંપ્રદાયોની સ્થાપના થઈ છે. આ ભૂમિકા સ્પષ્ટ કરીને પછી આ પાંચ આચાર્યોના મતની આછી પાતળી રૂપરેખા આપી છે. ત્યારબાદ જીવ, જગત અને ઈશ્વર વિષે ન્યાય-વૈશેષિક, સાંખ્યયોગ અને વેદાન્ત એ ત્રણ મુખ્ય દાર્શનિક વિચારસરણીઓને લક્ષમાં રાખીને તેમનાં સ્વરૂપ,

લક્ષણ તથા પરસ્પર સંબંધ અંગેનાં મંતવ્યો રજૂ કર્યાં છે અને પછી શંકરાચાર્યના મતાનુસાર આત્માની અનુભૂતિ, બ્રહ્મનું તટસ્થ અને સ્વરૂપ લક્ષણ તથા બ્રહ્મની માયા અને અવિદ્યા શક્તિ આ વિષે સમજૂતી આપી છે.

પાંચમું પ્રકરણ છે ઇતિહાસ અને પુરાણને લગતું. રામાયણ અને મહાભારત એ બે આર્ષગ્રંથો ઇતિહાસ છે. પંડિતજી જણાવે છે કે વાલ્મીકિ ઋષિ મંત્રકૃત હતા. એ ભાર્ગવ કુળના હતા. એમનું નામ હતું ઋક્ષ પ્રાચેતસ. કૃષ્ણ યજુર્વેદની એક ચરક શાખાના એ પ્રવચનકાર હતા. તપ કરી અનુભવ મેળવી, તેમણે જૂની કાયાનો વલ્મીક–રાફડો દૂર કર્યો અને નવી કાયાનો કલ્પ કર્યો, તેને કારણે વાલ્મીકિ ગણાયા. ક્રૌંચવધના પ્રસંગ અને રામાયણની રચનાની ઘટનાના સંદર્ભમાં પંડિતજીએ એક નવું અર્થઘટન આપ્યું છે : રામ તો રાજા, તેણે પ્રજાનાં રંજન કરવાં. તેની આજ્ઞાથી લક્ષ્મણ સીતાને વનમાં મૂકી ગયા. આ તે જ વન હતું, જ્યાં ક્રૌંચીએ કરુણ ચિચિઆરી પાડી હતી, એકલી અટૂલી નારીના રુદને વનને કરુણાથી ભરી દીધું. સીતાના જોડકા પુત્રોને નામ આપવાનો પ્રસંગ આવ્યો ત્યારે ઋષિના હાથમાં દર્ભની સળી હતી; ઉપરની સળી ચૂંટી લીધી, તે કુશ. હાથમાં નીચેની સળી રહી ગઈ, તે લવ. ઋષિના આશ્રમમાં રાજકુમારોનો ઉછેર થયો અને સાદાઈના સંસ્કારો મળી ગયા. જે વેદવેદ્ય પરમપુરુષ છે તેણે જ્યારે દશરથના પુત્રરૂપે અવતાર લીધો ત્યારે પ્રાચેતસ્ વાલ્મીકિ દ્વારા વેદે રામાયણરૂપે અવતાર લીધો. આ રામાયણને વેદની પ્રતિષ્ઠા મળી છે. વેદોના આદર્શને રામના ચરિતમાં તે કવિ પવિત્ર પુરાતન આમની વાત આસ ( ઇતિ ) ખરેખર ( હ ) બની હતી ( આસ ) એ રીતે નિરૂપીને ગૂંથે છે. કવિ કાલિદાસે ‘ રઘુવંશ ’ ( ૧૫–૬૪ )માં વાલ્મીકિનો પરિચય આપતાં કહ્યું છે કે મંત્રદ્રષ્ટા વાલ્મીકિ દશરથ તેમજ જનકના મિત્ર હતા; તે બંને પ્રત્યેની પ્રીતિને લીધે તેમણે મિથિલાધિપતિની પુત્રી સીતાના પુત્રોને સંસ્કાર આપ્યા. લવકુશ પણ એટલું તો જાણે છે કે તેઓ સીતાના પુત્રો અને વાલ્મીકિના શિષ્યો પછી રામસભામાં રામાયણનું ગાન, વાલ્મીકિસહ સીતાનું રામસભામાં આગમન અને મૈથિલીનો ભૂમિવિવર પ્રવેશ વગેરે ઘટનાનું ભાવવાહી નિરૂપણ કરી પંડિતજીએ રામાયણની સરળ શૈલી અર્થસંગતિ, ઘટનાક્રમનું સુરેખ આલેખન, મધુર વર્ણનો, રામચરિતના નાયક રામનો આદર્શ, રામના હૃદયમાં સીતાનું સ્થાન, રામના જીવનમાં સીતા-ત્યાગના પ્રસંગનું ઔચિત્ય; આ બધા વિષે ચર્ચા કરી છે. આ ઉપરાંત તુલસીકૃત રામચરિતમાનસ, અધ્યાત્મ રામાયણ, યોગવાસિષ્ઠ અને અન્ય રામાયણ કથા સંગ્રાહક સંસ્કૃત સાહિત્ય કૃતિઓ વિષે પણ નિર્દેશ કર્યો છે.

હવે વ્યાસકૃત મહાભારતનો પરિચય આરંભાય છે. વ્યાસ જે પરંપરામાં ઊતરી આવ્યા છે તેમાં નારાયણ, બ્રહ્મા, વસિષ્ઠ, શક્તિ અને પરાશર એ પાંચ તો વેદના મંત્રદ્રષ્ટા ઋષિઓ છે. પરાશરના પુત્ર વ્યાસ પોતે વ્યાખ્યાન–પ્રવચનકાર છે. રામચરિત ગાન કરવા માટે હતું. જ્યારે મહાભારત કથા છે, તેથી વ્યાખ્યાન–પ્રવચનના રૂપે તેની રજૂઆત થઈ છે. આ માટે સંવાદનું માધ્યમ સ્વીકારવાની પ્રથા તે કાળે હતી. મહાભારત અને પુરાણો કથાની પરંપરામાં સંવાદો રસ કરે છે.

વેદવ્યાસના પિતા પરાશર છે અને ગુરુ જાતૂકણ્ર્ય છે આ જાતૂકણ્ર્ય વસિષ્ઠના પુત્ર અને શક્તિના

પુત્ર જતૂકર્ણના પુત્ર છે. કૃષ્ણદ્વૈપાયન વ્યાસે પોતે રચેલી જય કે ભારત કથા વૈશંપાયનને સંભળાવી, વૈશંપાયન અને જનમેજયના સંવાદરૂપે આ કથા સૌતિએ સાંભળી અને આજે ઉપલબ્ધ મહાભારતની શરૂઆત લોમહર્ષણસૂતના પુત્ર ઉગ્રશ્રવા સૌતિ અને શૌનકના સંવાદથી થાય છે. વેદવ્યાસે તપ અને બ્રહ્મચર્યના પ્રતાપે સનાતન વેદનો વિસ્તાર કરી આ પુણ્ય ઇતિહાસની રચના કરી. બ્રહ્માની સૂચનાથી વેદવ્યાસે ગણેશનું સ્મરણ કર્યું. ગણેશે લેખક-લહિયાની કામગીરી બજાવી.

આ પ્રાચીન ગ્રંથના મૂળસ્વરૂપની ખોજમાં અર્વાચીન વિદ્વાનો બહારનાં પ્રમાણો તથા આલેખનો શોધવામાં ખૂબ જ શ્રમ ઉઠાવે છે, તો પણ અંતરંગ પરીક્ષા તરફ ધ્યાન આપવું જરૂરી છે. પછી પંડિતજી આ અંતરંગ પરીક્ષા કરતાં કહે છે કે મહાભારતના આરંભમાં શૌનક અને સૌતિનો સંવાદ સાઠ અધ્યાયો સુધી ચાલે છે. ત્યાંથી આગળ છેક અઢારમાં સ્વર્ગારોહણ પર્વ સુધી જનમેજય અને વૈશંપાયનનો સંવાદ ચાલે છે. મહાભારતનાં અઢાર પર્વ ઉપરાંત હરિવંશના શ્લોકો ઉમેરવામાં આવે, તો તેના લાખ શ્લોક થાય; એ રીતે બહારનાં પ્રમાણો તેમજ મહાભારતના આદિપર્વના ૬૨માં અધ્યાયના
इदं शतसहस्रं हि श्लोकानां पुण्यकर्मणाम् ।
सरस्वत्यात्यजेनेह व्याख्यातमपितौजसा ॥१४॥
એ શ્લોકમાંના આંતરિક પ્રમાણ સાથે સંગતિ બેસે છે. વેદવ્યાસે પોતે જ લાખ શ્લોકોના મહાભારતની રચના કરી, જે લખવા માટે લેખક-લહિયા તરીકે ગણેશની સહાય લેવી પડી. હવે જો વેદવ્યાસે માત્ર આઠ હજાર શ્લોકો રચ્યા હોત, તો તેમને સરળતાથી કંઠે રહે પણ તેવું બન્યું નથી. હવે જ્યાં ભારતની વાત આવે છે ત્યાં જ ભરતવંશના રાજાઓનાં આખ્યાનની વાત આવે છે. તેમના મહાન જન્મનું વર્ણન કરનાર મહાભારત ઇતિહાસ ગણાય છે. મૂળે લાખ શ્લોકોની રચના થઈ હોય અને પછી તેના સંક્ષેપ થવા લાગ્યા હોય, તો વેદોની નાની-નાની શાખાઓની સંહિતાઓની જેમ બની શકે પણ ઈ.સ. ૪૪૫ (વિ.સં. ૫૦૨)ના શિલાલેખમાં 'शतसहस्त्र्यां संहितायां वेदव्यासेन उक्तम्' એવો નિર્દેશ છે. ઇ.સ.ના પહેલા સૈકામાં થઈ ગયેલા અશ્વઘોષ કવિએ હરિવંશના અને મહાભારતના શ્લોકોનો આધાર લીધો છે. બૌધાયન ગૃહ્યસૂત્રમાં વિષ્ણુસહસ્રનામ ભગવદ્‌ગીતા અને યયાતિનાં ઉપાખ્યાનોનો નિર્દેશ છે. આ પરથી સિદ્ધ થાય છે કે મહાભારતનું એક લાખ શ્લોકો સાથેનું સ્વરૂપ ઘણું પ્રાચીન છે. કૃષ્ણદ્વૈપાયન મુનિએ નિત્યનિરંતર સાવધાન રહી ત્રણ વર્ષ સુધી પરિશ્રમ ઉઠાવી આ મહાભારતના અદ્‌ભુત ઉપાખ્યાનની રચના કરી છે,

મહાભારતનો મુખ્ય શ્લોક છે यतो धर्मस्ततो जयः, અર્થાત્ જ્યાં ધર્મ ત્યાં જય. પાંડવો ધર્મયુદ્ધ કરી રહ્યા છે, છતાં પણ પ્રસંગ આવે અસત્ય બોલવું પડે તો તે ક્ષન્તવ્ય ગણાય, એ વિષે કૃષ્ણની સંમતિ છે. ખરી રીતે તો રાજા યુધિષ્ઠિરે અસ્પષ્ટ વાણીમાં બોલી પોતાના આત્માને જ છેતર્યો છે; આત્મવંચના કરી યુધિષ્ઠિરનો આત્મા દુઃખી થયો. તેને થયું કે મેં વિશ્વાસઘાત કર્યો છે. એક બાજુ વિશ્વાસઘાત અને બીજી બાજુ આત્મવંચના. એકલી ઘટનાઓનાં આલેખન એ ઇતિહાસ ગણાય. પણ મહાભારતમાં આવાં આલેખન છે, તે સાથે ઘટનાઓનાં આલોચન પણ છે. વેદ-સાહિત્યમાં માનવધર્મને સૌથી ઉત્તમ ગણ્યો છે. મહાભારતમાં પણ માનવધર્મના સંબંધમાં જ આ પ્રકારની આલોચના છે. મહાભારતનું યુદ્ધ ધર્મયુદ્ધ હતું.

એમાં કૌરવપક્ષે અધર્મ, અનીતિ, અનાચાર, વિશ્વાસઘાત અને ક્રૂરતાનો આશ્રય લેવાયા હતો. એનો સામનો કરવા માટે જ કપરા સંજોગોમાં કૃષ્ણે આવા પ્રસંગે સનાતન નિયમોમાં અપવાદ પ્રવર્તાવ્યા. છતાં યુધિષ્ઠિરનો રથ અને ઘોડા ધરતીથી ચાર આંગળ ઉપર ચાલતા—અર્થાત્ વાસ્તવિકતા સાથે કુમેળમાં આદર્શવાદને પ્રાધાન્ય હતું. પણ અર્ધસત્ય અને અર્થાત્ જ અર્ધ-અસત્ય—બોલવાથી તે રથ અને ઘોડા ધરતીને અડીને ચાલવા લાગ્યા. તાત્પર્ય કે આદર્શવાદની વાસ્તવિકતા સાથે સુસંગતિ સાધવી પડી. આ રીતે મહાભારત ગ્રંથ દ્વારા વેદવ્યાસે ધર્મના રહસ્યને સમજાવવા પૂરેપરો પ્રયત્ન કર્યો છે. ઉપરાંત વેદવ્યાસે પરમાર્થ સાધવા મોક્ષપુરુષાર્થ અને તેના પોષક અધ્યાત્મશાસ્ત્ર અને વેદાન્ત-દર્શનનું પણ નિરૂપણ કર્યું છે.

પછી આવે છે શ્રીમદ્ ભાગવત મહાપુરાણ. શરૂઆતમાં પંડિતજીએ ચતુઃશ્લોકી ભાગવત અને પુરાણની પંચલક્ષણી અને દશલક્ષણી એમ બે પરંપરાઓ સમજાવી છે. પછી સર્ગવિસર્ગ અને વિશ્વરૂપે ભગવાન, બ્રાહ્મ અને પાદ્મ કલ્પ, વારાહ કલ્પ અને મનુ તથા શતરૂપાની સૃષ્ટિ, પ્રાકૃત વૈકૃત સર્ગ, સર્ગ સૃષ્ટિના દશ પ્રકાર, વિસર્ગ-સૃષ્ટિ, કશ્યપ પ્રજાપતિની સૃષ્ટિ, કાલ અને યુગની ગણના, ચાર યુગ અને મહાયુગ, ભૂગોળ અને ખગોળ, દેવી ભાગવત, અઢાર પુરાણોનાં નામ અને શ્લોક સંખ્યા આ બધા વિષયોની ચર્ચા કરી છે.

ઉત્તર ભાગમાં સૌ પ્રથમ સ્વામી વિવેકાનંદનાં વચનોનું એક પાનાનું અવતરણ આપી એકમાત્ર ધર્મ તે નિર્ભયતાનો ધર્મ એ મુદ્રાલેખ સ્થાપ્યો છે. પછી પહેલા પ્રકરણમાં હિંદુધર્મની નીચેની મૂળ બાબતોનું નિરૂપણ કરવા માંડ્યું છે. પંડિતજી કહે છે કે, (૧) ચાર બાબતો પૂરક છે : શ્રુતિ, સ્મૃતિ, સદાચાર અને સ્વ-આત્માને પ્રિય હોય તે, અર્થાત્ અંતરાત્માનો અવાજ. (૨) વિરુદ્ધ બાબતોમાં વિવેક દૃષ્ટિ : હિંદુધર્મને કસોટી પર ચઢાવવામાં આવે તો તે સો ટચનું નીવડે તેમ છે. કારણ કે તેમાં વિરુદ્ધ બાબતોમાં વિવેક દૃષ્ટિને અગત્યની ગણવામાં આવી છે. અહીં હરિશ્ચન્દ્રને પાકા સત્યવાદી, યુધિષ્ઠિરને કાચા સત્યવાદી અને યાજ્ઞવલ્કયને સાચા તત્ત્વ-દર્શી તરીકે ઢાંકયા છે. (૩) પ્રતિકૂળ બાબતોને નભાવી ન લેવાય : હિન્દુ ધર્મે ગુરુને મોટી પ્રતિષ્ઠા આપી છે અને તે સાથે પ્રજાનું પાલન કરનાર રાજાને પણ દેવનો અંશ ગણ્યો છે. આ તો એક આદર્શ રજૂ કર્યો છે, પણ તેમાં વિવેક અને વ્યવહાર જોવાનો હોય છે. ગુરુ હોય, આચાર્ય હોય કે રાજા હોય; તે જો ધર્મની વિરુદ્ધ વર્તન કરે, કે આજ્ઞા આપે તો તે માન્ય કરી શકાય નહિં. અને ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપનું, અહીં વેનરાજાનું દૃષ્ટાન્ત આપ્યું છે. (૪) ધર્મનાં વચન અધિકારીને મુખે શોભે : અહીં રાજાની કથા, ઋષભદેવ અને જાજલિનાં દૃષ્ટાન્ત નિરૂપ્યાં છે. (૫) ઉદારતા અને સહિષ્ણુતાને પરિણામે અનેક મતમતાંતરો : હિંદુ ધર્મે ઉદારતા અપનાવી અને સહિષ્ણુતાનો ગુણ પણ કેળવી લીધો છે. પરિણામે કોઈ એક જ પ્રકારની માન્યતા જડ કરી બેઠી નથી અને આત્માને રૂપે એ પ્રમાણે વર્તવાની છૂટ મળી છે. આને કારણે હિંદુ ધર્મમાં અનેક અનુયાયીઓ, ફિરકાઓ-મતો વગેરે જોવા મળે છે. પણ તેમાં એક સૂત્રતા પણ જોવા મળે છે. તે પોતે ગમે તે ધર્મ પાળતો હોય પણ તેને હિંદુધર્મ માન્ય છે. તે ધર્મનાં લક્ષણ પાળશે અને તેના અંતરાત્માને

સંતોષ થશે. સનાતન ધર્મનો કોઈ કાળ, દેશ કે દશા સાથે સંબંધ નથી. જેને હિંદુ ધર્મ મળ્યો છે તે ગમે તે દેશમાં જશે કે ગમે તેવી દશામાં મુકાશે, તેને તે પાળશે. (૬) ધર્મનાં પાલન અધિકાર પ્રમાણે થવા જોઈએ: અહીં પંડિતજી ઋષભદેવના પુત્ર ભરતચક્રવતીનું દૃષ્ટાન્ત ચર્ચ્યું છે. સ્ત્રી, શૂદ્ર અને હલકા બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્યને વેદત્રયી સંભળાવવી નહિં એવો શાસ્ત્રનો આદેશ હોવા છતાં આ લોકોને આત્મબોધ આપવો નહિ એવું તો કોઈએ કહ્યુ નહિ. કેટલાક સંતો, મહાત્માઓ અને ભક્તજનોએ તો સમાધાન કરી લીધું. તેમણે મહાભારત, રામાયણ, ભાગવત વગેરે ગ્રંથો ધરી દીધા અને તેમને વેદ જેવી મોટી પ્રતિષ્ઠા આપી દીધી. એથી કોઈ વંચિત રહ્યું નહિ. (૭) હિંદુ ધર્મની આદર્શ ભાવના : અહીં પંડિતજીએ એક તત્ત્વ-ચિંતકનું અવતરણ ટાંકીને એમ પ્રતિપાદન કર્યું છે કે હિંદુધર્મ વ્યવહાર અને આદર્શ એ બંને બાજુઓનું પૂરેપૂરું સમતોલન કરે છે.

બીજા પ્રકરણમાં હિંદુધર્મનાં લક્ષણોની ચર્ચા કરી છે. પ્રથમ લક્ષણ છે: કૃતયુગ તે જ સુવર્ણ-યુગ. એ યુગમાં રાજા નહોતો કે નહોતું રાજ્ય, નહોતો દંડ કે નહોતો ગુનો. વિચાર, વાણી અને વર્તનમાં એકતા હતી. ગ્રીક અને સેમેટિક પ્રજા પણ આવા સુવર્ણયુગનો આદર્શ સ્વીકારાયો છે. વેદોમાં વિશ્વભરના માનવોએ કેળવવાની ઉદારબંધુતા—universal brotherhood—માટે બોધ આપ્યો છે; આખા વિશ્વની માનવજાતને એક આદર્શ જીવનનો આદેશ આપ્યો છે. હિંદુ-ધર્મે કર્તવ્ય કર્મની સાથે પુનઃ જન્મનો સિદ્ધાન્ત જોડી દીધો છે. આ જન્મ અને કર્મને જોડનાર એક દૈવી ચેતના છે. હિંદુધર્મે આ કર્મના સિદ્ધાન્તની સાથે પુનર્જન્મના સિદ્ધાન્તને પણ વણી લીધો છે. આ જન્મમરણનો રેંટ ક્યારે શરૂ થયો તેની મથામણમાં ધર્મશાસ્ત્ર પડતું નથી પણ વેદાન્તે તો જણાવી દીધું કે તે અનાદિકાળથી ચાલ્યા કરે છે, પણ તેનો અંત જરૂર છે. વાસના, અજ્ઞાન કે પૂર્વપ્રજ્ઞાને લીધે જીવાત્માને જન્મ લેવો પડે છે. પણ જો જ્ઞાન પ્રાપ્ત થઈ જાય તો કર્મોનો ક્ષય થઈ જવાથી રેંટ અટકી જાય છે અને જીવાત્માને મોક્ષ મળે છે.

હિંદુધર્મે જન્મ અને મોક્ષની વચમાં જીવાત્માની ગતિના બે માર્ગ બતાવ્યા છે: એક છે દેવયાન અને બીજો છે પિતૃયાણન એ બે પુણ્ય કર્મ કરનારની ગતિઓ છે; બાકી જેમાં પાપ-પુણ્ય મિશ્ર છે, તેમને તો જન્મમરણના ચાકડે ભમ્યા જ કરવાનું છે.

શ્રાદ્ધતર્પણની પ્રક્રિયા રૂઢ અને જટિલ બનતાં બુદ્ધિજીવી વ્યક્તિઓને તે તરફ અણગમો જાગ્યો છે. પણ તે પ્રક્રિયાના રહસ્યનો સ્વીકાર કરવો જ રહ્યો. પંડિતજી આ રહસ્ય દર્શાવતાં કહે છે કે પ્રાણ ચાલ્યા ગયા પછી સ્થૂલદેહ સડવા માંડે છે. એને અગ્નિસંસ્કાર આપવો એ સામાન્ય નિયમ હિંદુધર્મશાસ્ત્ર સ્વીકાર્યો છે, જેથી એનાં સર્વ અંગ ભસ્મીભૂત થાય, તેના અસ્થિ તીર્થમાં પધરાવાય અને પ્રેતને-શરીર છોડી ગયેલ જીવાત્માને સ્થૂલદેહમાં વાસના રાખવા અવકાશ ન રહે. તેનાં સ્નેહીસંબંધીજનો પ્રેતને અવગતિમાં પડતો બચાવવા પિંડદાન કરે અને દસમે કે અગિયારમા દિવસે પ્રેતને પિંડમાં બોલાવી, દર્ભથી તે પિંડને છૂટા પાડી, જીવાત્માને ભાન કરાવે કે હવે પિંડ સાથેનો સંબંધ છૂટી ગયો છે, જેથી પ્રેતની વાસના છૂટી જાય, અને

એમાં કૌરવપક્ષે અધર્મ, અનીતિ, અનાચાર, વિશ્વાસઘાત અને ક્રૂરતાનો આશ્રય લેવાયા હતો. એનો સામનો કરવા માટે જ કપરા સંજોગોમાં કૃષ્ણે આવા પ્રસંગે સનાતન નિયમોમાં અપવાદ પ્રવર્તાવ્યા. છતાં યુધિષ્ઠિરનો રથ અને ઘોડા ધરતીથી ચાર આંગળ ઉપર ચાલતા—અર્થાત્ વાસ્તવિકતા સાથે કુમેળમાં આદર્શવાદને પ્રાધાન્ય હતું. પણ અર્ધસત્ય-અને અર્થાત્ જ અર્ધ-અસત્ય—બોલવાથી તે રથ અને ઘોડા ધરતીને અડીને ચાલવા લાગ્યા. તાત્પર્ય કે આદર્શવાદની વાસ્તવિકતા સાથે સુસંગતિ સાધવી પડી. આ રીતે મહાભારત ગ્રંથ દ્વારા વેદવ્યાસે ધર્મના રહસ્યને સમજાવવા પૂરેપૂરો પ્રયત્ન કર્યો છે. ઉપરાંત વેદવ્યાસે પરમાર્થ સાધવા મોક્ષપુરુષાર્થ અને તેના પોષક અધ્યાત્મશાસ્ત્ર અને વેદાન્ત-દર્શનનું પણ નિરૂપણ કર્યું છે.

પછી આવે છે શ્રીમદ્ ભાગવત મહાપુરાણ. શરૂઆતમાં પંડિતજીએ ચતુઃશ્લોકી ભાગવત અને પુરાણની પંચલક્ષણી અને દશલક્ષણી એમ બે પરંપરાઓ સમજાવી છે. પછી સર્ગવિસર્ગ અને વિશ્વરૂપે ભગવાન, બ્રાહ્મ અને પાદ્મ કલ્પ, વારાહ કલ્પ અને મનુ તથા શતરૂપાની સૃષ્ટિ, પ્રાકૃત વૈકૃત સર્ગ, સર્ગ સૃષ્ટિના દશ પ્રકાર, વિસર્ગ-સૃષ્ટિ, કશ્યપ પ્રજાપતિની સૃષ્ટિ, કાલ અને યુગની ગણતા, ચાર યુગ અને મહાયુગ, ભૂગોળ અને ખગોળ, દેવી ભાગવત, અઢાર પુરાણોનાં નામ અને શ્લોક સંખ્યા આ બધા વિષયોની ચર્ચા કરી છે.

ઉત્તર ભાગમાં સૌ પ્રથમ સ્વામી વિવેકાનંદનાં વચનોનું એક પાનાનું અવતરણ આપી એકમાત્ર ધર્મ તે નિર્ભયતાનો ધર્મ એ મુદ્રાલેખ સ્થાપ્યો છે. પછી પહેલા પ્રકરણમાં હિંદુધર્મની નીચેની મૂળ બાબતોનું નિરૂપણ કરવા માંડયું છે. પંડિતજી કહે છે કે, (૧) ચાર બાબતો પૂરક છે : શ્રુતિ, સ્મૃતિ, સદાચાર અને સ્વ-આત્માને પ્રિય હોય તે, અર્થાત્ અંતરાત્માનો અવાજ. (૨) વિરુદ્ધ બાબતોમાં વિવેક દૃષ્ટિ : હિંદુધર્મને કસોટી પર ચઢાવવામાં આવે તો તે સો ટચનું નીવડે તેમ છે. કારણ કે તેમાં વિરુદ્ધ બાબતોમાં વિવેક દૃષ્ટિને અગત્યની ગણવામાં આવી છે. અહીં હરિશ્ચન્દ્રને પાકા સત્યવાદી, યુધિષ્ઠિરને કાચા સત્યવાદી અને યાજ્ઞવલ્કયને સાચા તત્ત્વ-દર્શી તરીકે ઢાંકયા છે. (૩) પ્રતિકૂળ બાબતોને નભાવી ન લેવાય : હિન્દુ ધર્મે ગુરુને મોટી પ્રતિષ્ઠા આપી છે અને તે સાથે પ્રજાનું પાલન કરનાર રાજાને પણ દેવનો અંશ ગણ્યો છે. આ તો એક આદર્શ રજૂ કર્યો છે, પણ તેમાં વિવેક અને વ્યવહાર જોવાનો હોય છે. ગુરુ હોય, આચાર્ય હોય કે રાજા હોય; તે જો ધર્મની વિરુદ્ધ વર્તન કરે, કે આજ્ઞા આપે તો તે માન્ય કરી શકાય નહિં. અને ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપનું, અહીં વેનરાજાનું દૃષ્ટાન્ત આપ્યું છે. (૪) ધર્મનાં વચન અધિકારીને મુખે શોભે : અહીં રાજાની કથા, ઋષભદેવ અને જાજલિનાં દૃષ્ટાન્ત નિરૂપ્યાં છે. (૫) ઉદારતા અને સહિષ્ણુતાને પરિણામે અનેક મતમતાંતરો : હિંદુ ધર્મે ઉદારતા અપનાવી અને સહિષ્ણુતાનો ગુણ પણ કેળવી લીધો છે. પરિણામે કોઈ એક જ પ્રકારની માન્યતા જડ કરી બેઠી નથી અને આત્માને રૂપે એ પ્રમાણે વર્તવાની છૂટ મળી છે. આને કારણે હિંદુ ધર્મમાં અનેક અનુયાયીઓ, ફિરકાઓ-મતો વગેરે જોવા મળે છે. પણ તેમાં એક સૂત્રતા પણ જોવા મળે છે. તે પોતે ગમે તે ધર્મ પાળતો હોય પણ તેને હિંદુધર્મ માન્ય છે. તે ધર્મનાં લક્ષણ પાળશે અને તેના અંતરાત્માને

સંતોષ થશે. સનાતન ધર્મનો કોઈ કાળ, દેશ કે દશા સાથે સંબંધ નથી. જેને હિંદુ ધર્મ મળ્યો છે તે ગમે તે દેશમાં જશે કે ગમે તેવી દશામાં મુકાશે, તેને તે પાળશે. (૬) ધર્મનાં પાલન અધિકાર પ્રમાણે થવા જોઈએ: અહીં પંડિતજી ઋષભદેવના પુત્ર ભરતચક્રવર્તીનું દૃષ્ટાન્ત ચર્ચ્યું છે. સ્ત્રી, શૂદ્ર અને હલકા બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્યને વેદત્રયી સંભળાવવી નહિં એવો શાસ્ત્રનો આદેશ હોવા છતાં આ લોકોને આત્મબોધ આપવો નહિ એવું તો કોઈએ કહ્યું નહિ. કેટલાક સંતો, મહાત્માઓ અને ભક્તજનોએ તો સમાધાન કરી લીધું. તેમણે મહાભારત, રામાયણ, ભાગવત વગેરે ગ્રંથો ધરી દીધા અને તેમને વેદ જેવી મોટી પ્રતિષ્ઠા આપી દીધી. એથી કોઈ વંચિત રહ્યું નહિ. (૭) હિંદુ ધર્મની આદર્શ ભાવના : અહીં પંડિતજીએ એક તત્ત્વ-ચિંતકનું અવતરણ ટાંકીને એમ પ્રતિપાદન કર્યું છે કે હિંદુધર્મ વ્યવહાર અને આદર્શ એ બંને બાજુઓનું પૂરેપૂરું સમતોલન કરે છે.

બીજા પ્રકરણમાં હિંદુધર્મનાં લક્ષણોની ચર્ચા કરી છે. પ્રથમ લક્ષણ છે: કૃતયુગ તે જ સુવર્ણ-યુગ. એ યુગમાં રાજા નહોતો કે નહોતું રાજ્ય, નહોતો દંડ કે નહોતો ગુનો. વિચાર, વાણી અને વર્તનમાં એકતા હતી. ગ્રીક અને સેમેટિક પ્રજા પણ આવા સુવર્ણયુગનો આદર્શ સ્વીકારાયો છે. વેદોમાં વિશ્વભરના માનવોએ કેળવવાની ઉદારબંધુતા—universal brotherhood—માટે બોધ આપ્યો છે; આખા વિશ્વની માનવજાતને એક આદર્શ જીવનનો આદેશ આપ્યો છે. હિંદુ-ધર્મે કર્તવ્ય કર્મની સાથે પુનઃ જન્મનો સિદ્ધાન્ત જોડી દીધો છે. આ જન્મ અને કર્મને જોડનાર એક દૈવી ચેતના છે. હિંદુધર્મે આ કર્મના સિદ્ધાન્તની સાથે પુનર્જન્મના સિદ્ધાન્તને પણ વણી લીધો છે. આ જન્મમરણનો રેંટ ક્યારે શરૂ થયો તેની મથામણમાં ધર્મશાસ્ત્ર પડતું નથી પણ વેદાન્તે તો જણાવી દીધું કે તે અનાદિકાળથી ચાલ્યા કરે છે, પણ તેનો અંત જરૂર છે. વાસના, અજ્ઞાન કે પૂર્વપ્રજ્ઞાને લીધે જીવાત્માને જન્મ લેવો પડે છે. પણ જો જ્ઞાન પ્રાપ્ત થઈ જાય તો કર્મોનો ક્ષય થઈ જવાથી રેંટ અટકી જાય છે અને જીવાત્માને મોક્ષ મળે છે.

હિંદુધર્મે જન્મ અને મોક્ષની વચમાં જીવાત્માની ગતિના બે માર્ગ બતાવ્યા છે: એક છે દેવયાન અને બીજો છે પિતૃયાણન એ બે પુણ્ય કર્મ કરનારની ગતિઓ છે; બાકી જેમાં પાપ-પુણ્ય મિશ્ર છે, તેમને તો જન્મમરણના ચાકડે ભમ્યા જ કરવાનું છે.

શ્રાદ્ધતર્પણની પ્રક્રિયા રૂઢ અને જટિલ બનતાં બુદ્ધિજીવી વ્યક્તિઓને તે તરફ અણગમો જાગ્યો છે. પણ તે પ્રક્રિયાના રહસ્યનો સ્વીકાર કરવો જ રહ્યો. પંડિતજી આ રહસ્ય દર્શાવતાં કહે છે કે પ્રાણ ચાલ્યા ગયા પછી સ્થૂલદેહ સડવા માંડે છે. એને અગ્નિસંસ્કાર આપવો એ સામાન્ય નિયમ હિંદુધર્મશાસ્ત્ર સ્વીકાર્યો છે, જેથી એનાં સર્વ અંગ ભસ્મીભૂત થાય, તેના અસ્થિ તીર્થમાં પધરાવાય અને પ્રેતને-શરીર છોડી ગયેલ જીવાત્માને સ્થૂલદેહમાં વાસના રાખવા અવકાશ ન રહે. તેનાં સ્નેહીસંબંધીજનો પ્રેતને અવગતિમાં પડતો બચાવવા પિંડદાન કરે અને દસમે કે અગિયારમા દિવસે પ્રેતને પિંડમાં બોલાવી, દર્ભથી તે પિંડને છૂટા પાડી, જીવાત્માને ભાન કરાવે કે હવે પિંડ સાથેનો સંબંધ છૂટી ગયો છે, જેથી પ્રેતની વાસના છૂટી જાય, અને

તેનો વાસનાદેહ નિત્યપિતૃલોકમાં ભળી જાય છે: તેના સૂક્ષ્મદેહ સાથેના જીવાત્માએ તો બીજે જન્મ લઈ લીધો હોય, પણ વાસનાદેહ પિતૃલોકમાં ભળી ગયો હોય તેને રાજી રાખવા માટેનાં શ્રાદ્ધકર્મને હિંદુધર્મે અનિવાર્ય ગણ્યું છે. આ શ્રાદ્ધતર્પણને વીરપૂજા ગણીએ તો પણ વાંધો નથી. એ ઋણ સ્વીકાર છે. બીજી દૃષ્ટિએ જોઈએ તો આ શ્રાદ્ધતર્પણ કોઈ એક વ્યક્તિ માટે મર્યાદિત નથી. સમાજ, રાષ્ટ્ર અને વિશ્વને માટે જેણે કોઈ કાર્ય કર્યાં હોય, બલિદાન આપ્યાં હોય, શહીદી વહોરી હોય તેમના પ્રત્યેની કૃતજ્ઞતાની ભાવના છે. રોજે રોજના પૂજનમાં આ શ્રાદ્ધતર્પણનો સમાવેશ છે, આ પિતૃયજ્ઞ છે.

હિંદુધર્મે ધર્મગ્રંથોના અધ્યયનને–સ્વાધ્યાયને –બ્રહ્મયજ્ઞ કહ્યો છે. છેક વેદમંત્રોથી શરૂ કરી ભક્તજનોએ રચેલાં પદ, ભજન અને સ્તોત્રોના પાઠનો આ બ્રહ્મયજ્ઞમાં સમાવેશ થાય છે. આ ઋષિતર્પણ છે. સમાજ કે રાષ્ટ્રની જે વિશિષ્ટ વિભૂતિઓ છે તે દેવો છે. તેમની પાસે જ બુદ્ધિશક્તિ છે તે દૈવીસંપત્તિ છે, જેનો ઉપયોગ સમાજ, રાષ્ટ્ર અને વિશ્વનાં હિત સાધવામાં થાય છે. એ દૈવીસંપત્તિ મેળવવા મનાવે જે યજન કરવાનું તે દેવયજ્ઞ છે. સમાજ માટે, સમષ્ટિ માટે વ્યક્તિ જે કાંઈ ત્યાગ કરે તે યજ્ઞ છે. અતિથિનો સત્કાર કરી ભોજન જમાડવું તે અતિથિયજ્ઞ અને કાગડો, કૂતરો, કીડી, પીપળો વગેરેને અન્ન કે જળથી તૃપ્ત કરવાં તે ભૂતયજ્ઞ છે. પિતૃયજ્ઞ, ઋષિયજ્ઞ, દેવયજ્ઞ, અતિથિયજ્ઞ અને ભૂતયજ્ઞ એ પાંચ મહાયજ્ઞો છે. સામાન્ય માનવી આ યજ્ઞો સહેલાઈથી કરી શકે છે. બીજા મોટા મોટા યજ્ઞો કરવામાં ઘણા મોટા કર્મકાંડીઓ પણ અટવાઈ જાય છે. પણ આ પાંચ મહાયજ્ઞોનું પાલન સહજ રીતે થઈ શકે છે, તેથી તેની ભાવનાને હિંદુધર્મમાં વિશિષ્ટ સ્થાન મળ્યું છે.

ત્રીજા પ્રકરણમાં હિન્દુધર્મના જીવનઘડતરના પાયારૂપ સંસ્કારોનું નિરૂપણ કર્યું છે. હિંદુધર્મે માનવને 'દ્વિજ' બનવાનો અધિકાર આપ્યો છે. ગૃહ્યસૂત્રોમાં સંસ્કારોને બે વિભાગોમાં વહેંચ્યા છે. માતાપિતાનાં લગ્ન એ ભાવિપ્રજાનો પ્રથમ સંસ્કાર છે. પછી ગર્ભાધાન, પુંસવન, સીમન્તોન્નયન, જાતકર્મ, નામકરણ, નિષ્ક્રમણ, અન્નપ્રાશન અને ચૌલકર્મ એટલા સંસ્કારો માતાપિતાએ પુત્રને આપવાના હોય છે. ત્યારબાદ ઉપનયન સંસ્કાર ઘડતરનું કામ ગુરુજન સંભાળી લે છે. ઉપનયન એ મુખ્ય સંસ્કાર છે. વિદ્યા ભણી રહીને ગુરુના આશ્રમોથી પાછા ફરવાનું—સમાવર્તન—થાય પછી આવે છે. વિવાહસંસ્કાર અને ગૃહસ્થજીવન દરમિયાન પાંચ મહાયજ્ઞો જોડતાં પંદર સંસ્કાર થાય છે. પછી સોળમો સંસ્કાર છે અંત્યેષ્ટિ, જેમાં ઘરના અગ્નિને સ્મશાનમાં લઈ જઈ તેમાં માનવના દેહનો અંત્ય-છેલ્લી ઇષ્ટિરૂપે મૂકવામાં આવે છે. પંડિતજી, અહીં વિચારે છે કે માનવના જીવનમાં બે જ સંસ્કારો મહત્ત્વના છે: (૧) ઉપનયન અને (૨) વિવાહ. બાળકનો જન્મ એક અકસ્માત નથી. પણ અગ્નિની સાક્ષીએ વ્રતધર્મ પાળવાનો સંકલ્પ કરી ઇચ્છા મુજબ સંતાન પ્રાપ્ત કરી તેનું યોગ્ય જીવનઘડતર કરવા માટે પરસ્પરને વચનબદ્ધ કરતાં ગૃહસ્થ અને ગૃહિણીનું સ્વૈચ્છિક ફળ છે. પંડિતજીએ આ સંદર્ભમાં ગૃહ્ય કે આવસ્થ્ય અગ્નિનું રહસ્ય સમજાવવા ઉવર્શીનું આખ્યાન નિરૂપ્યું છે અને તાત્પર્ય તારવતાં કહ્યું છે કે એક મનુ–માનવ જન્મ લે, તે એક અસાધારણ ઘટના છે. માનવનો જન્મ એ ઘાસ, કીડા,

પતંગિયા કે પશુના જન્મની જેમ એક સામાન્ય ઘટના નથી. માનવનો જન્મ દેવત્વની પ્રાપ્તિ અર્થે છે. એમાં સત્યની સાથે જળનાં જોડાણ છે. વિજ્ઞાનની વિદ્યાઓ સાથે વેદવિજ્ઞાનનો સુમેળ જોડાય તો વિશ્વબંધુત્વની સ્થાપના થાય.

ધર્મશાસ્ત્રમાં આઠ પ્રકારના વિવાહ સ્વીકારાયા છે, તેના મૂળમાં જઈને પંડિતજીએ દાખવ્યું છે કે આદિ સ્વયંભૂના પુત્ર મનુપ્રજાપતિની આદર્શ ભાવનાનું વિવરણ કરીને તેમની ત્રણ કન્યાઓ—દેવહૂતિ,આકૂતિ અને પ્રસૂતિ—અનુક્રમે બ્રાહ્મ, પ્રજાપત્ય અને ગાન્ધર્વ વિવાહને પ્રવર્તક બની. પછી તેમાં બીજા પ્રકારો ઉમેરાયા, પણ લગ્નનો વિધિ તો એકસરખો જોવા મળે છે. સંસ્કારી પ્રજાજન દ્વારા સમાજ અને રાષ્ટ્રનાં હિત સાચવવાં હોય તો મૂળ પાયામાં રહેલ આ લગ્ન તથા સંસ્કાર પ્રણાલીને વ્યવસ્થિત રાખવી જોઈએ. પ્રહ્લાદ, અભિમન્યુ વગેરેએ શિક્ષણની શરૂઆત માતાના ગર્ભમાંથી કરી હતી. આના અનુસંધાનમાં પંડિતજીએ વેદના સૂર્યાસૂક્ત (ઋ. વે. ૧૦.૮૫)નું સુંદર વિવરણ આપ્યું છે. લગ્નવિધિનાં બીજાં પાસાંઓની ચર્ચા કરી છે, પછી વિદ્યાભ્યાસરૂપ સંસ્કારની સમજ આપતાં ભાગવત કથાના પરીક્ષિત-શમિક અને કશ્યપ બ્રાહ્મણની સંજીવની વિદ્યાનો પ્રસંગ નિરૂપ્યો છે. પ્રાચીન શિક્ષણપ્રથા પ્રમાણે વિદ્યા સહજ રીતે મળતી તે છાંદોગ્યોપનિષદ્‌માંનો સંદર્ભ ટાંકીને યજ્ઞોપવીત સંસ્કારનું છાંદોગ્ય પરિશિષ્ટના કાત્યાયન સૂત્રને આધારે વિસ્તૃત વર્ણન કરીને તાદૃશ રીતે સ્પષ્ટ કર્યું છે. ત્યારબાદ ગૃહસ્થધર્મ અને આજીવિકાની વૃત્તિ, વર્ણાશ્રમની સમાજ-વ્યવસ્થાની ખૂબ વિસ્તારથી આધુનિક જમાનાના સંદર્ભમાં મૂલગામી છણાવટ કરીને એની પાછળનું હાર્દ નવેસરથી પ્રગટ કર્યું છે. માનવજીવનને એક યાત્રા ગણી છે. યજ્ઞને દેવરથ કહ્યો છે કેમ કે એની મદદથી લાંબો જીવનમાર્ગ પણ સરળતાથી માપી લેવાય છે. તે યાત્રામાં આ સ્થૂળદેહ પછી સૂક્ષ્મદેહ સાથે જીવાત્માએ યાત્રા કરવાની છે. આ કારણે જ ઉપનયન અને વિવાહની જેમ અંત્યેષ્ટિની ગણના પણ સોળ સંસ્કારમાં કરવામાં આવી છે. આ તરફ પંડિતજીએ ધ્યાન ખેંચ્યું છે. આ સંદર્ભમાં અંત્યેષ્ટિ સંસ્કારને લગતી વૈદિક ઋચાઓનું વિસ્તૃત વિવરણ રજૂ કર્યું છે.

ચોથા પ્રકરણમાં હિન્દુધર્મનાં તીર્થો અને તહેવારોનું નિરૂપણ છે. ધર્મનું મૂળ છે પ્રાર્થના અને તીર્થાટનમાં પ્રાર્થના માટેનું ઉત્તમ સ્થાન છે તીર્થ. એકાન્ત રમણીય સુંદર પ્રદેશોને જોતાં ભારતીય જનને હૈયે ભક્તિ જાગે. તપ, વ્રત કે યોગની સાધના કરવાનું મન થાય અને તેનાં પુણ્યપાવન ચરિતથી સાધુસંગની સુવાસ પ્રસરે, દેવદેવીઓનાં પૂજન થાય અને સ્થાનોને તીર્થની પ્રતિષ્ઠા મળી જાય. આ ભાવે ભારતમાં રહેલાં જળાશયો, વનો, અરણ્યો, ઉપવનો, પર્વતો, ગામો કે નગરો પાસે અનેક તીર્થો જોવાં મળે છે. તીર્થયાત્રાની સાથે પિંડદાન કે તર્પણ કે શ્રાદ્ધની ભાવના જોડાવાનું કારણ એ છે કે પૂર્વજોનું સ્મરણ થાય અને એમના સંસ્કારવારસાને સાચવવાની સ્મૃતિ જાગે.

જન્માષ્ટમી, નવરાત્રીઓ, મહાશિવરાત્રી, રામનવમી, બળેવ, દિવાળી, દશેરા, હોળી, ગંગા દશહરા વગેરે પર્વો એકસરખી રીતે ઉજવાય છે અને ત્યારે નાનામોટા મેળા ભરાય છે. એમાં દૂર દૂરના પ્રદેશના લોકો એકઠા મળીને ભાવ-ભર્યું ચિત્ર સરજે છે. રાજાઓ, રાજ્યો, સત્તાઓ બદલાતી જતી હતી; પરંતુ સામાન્ય પ્રજાજનની ભાવનાને આંચ આવી ન હતી. ગમે તેવી

મુશ્કેલીઓ અને અગવડોમાં હિંદુજને યાત્રા કરવાનું ચાલુ રાખ્યું હતું અને જાણ્યેઅજાણ્યે ભારતમાતાની એક ભવ્યમૂર્તિ અંકાઈ ગઈ છે. આ બધી સાંસ્કારિક ભૂમિકાને ખૂબ વિશદ રીતે રજૂ કરીને પંડિતજીએ દ્વારિકા, જગન્નાથ, બદરીનાથ અને રામેશ્વર એ ભારતનાં ચાર ધામોનો; અયોધ્યા, મથુરા–વૃંદાવન, હરિદ્વાર કે માયાવતી, કાશી, કાંચી, ઉજ્જૈન અને દ્વારિકા એ સાત પુણ્યપુરી–નગરીઓ; સોમનાથ–પ્રભાસપાટણ, શ્રીશૈલ પર મલ્લિકાર્જુન, ઉજ્જૈનમાં મહાકાલ, માળવામાં ઓંકારેશ્વર, બિહાર–ઓરિસ્સામાં વૈજનાથ, દક્ષિણમાં ભીમા નદીના કિનારે ભીમાશંકર, દક્ષિણમાં રામેશ્વર, દ્વારિકાથી બેટદ્વારિકા જતાં નાગેશ્વર, કાશીમાં કાશીવિશ્વનાથ, નાસિકમાં ત્ર્યંબકેશ્વર,હિમાલયમાં કેદારનાથ અને મધ્યપ્રદેશમાં દેવગિરિ પર ઘુસૃણેશ્વર એ બાર જ્યોતિર્લિંગો, પાંચ સરોવરો, ચોરાશી બેઠકો અને પ્રાચીન ગુફાઓનો સુંદર પરિચય આપ્યો છે. ત્યારબાદ વ્રત–તહેવારોની મહત્તા દર્શાવતાં દિવાળીથી શરદપૂર્ણિમા સુધીના છવ્વીસ તહેવારો અંગે સંક્ષેપમાં માહિતી આપી છે.

પાંચમા પ્રકરણમાં હિંદુજાતિ અને હિંદુધર્મ અંગે વિવરણ કરતાં શ્રુતિસ્મૃતિ અને પુરાણ, ભારત તે હિંદુસ્થાન, સપ્તસિંધુનો પ્રદેશ તે હિંદ, હિંદુસ્થાનની ભાષાનો ઉદ્ગમ, ભારતની પુણ્યભૂમિ તરીકેની પ્રતિષ્ઠા, આક્રમણો અને પ્રતીકાર અને સંસ્કૃત ભાષાની પ્રતિષ્ઠા એ વિષયો નિરૂપ્યા છે. છઠ્ઠા પ્રકરણમાં હિંદુધર્મના સીમાસ્તંભોમાં વેદવ્યાસની પ્રતિષ્ઠા, મહાભારત, ઇતિહાસ–પુરાણનાં પ્રામાણ્ય, દ્રષ્ટા–ઋષિઓની પરંપરા, વેદાન્ત ધર્મપ્રવર્તક, વેદાન્ત પ્રસ્થાનત્રયી, ભાષ્યકારશ્રી શંકરાચાર્યનું જીવનકાર્ય જેમાં તીર્થયાત્રા અને ધર્મપ્રચાર, પાંચ દેવોની ઉપાસના, કાશ્મીરની અને નેપાળની આચાર્યે કરેલી યાત્રા, ચારપાઠ અને ધર્મશાસન એ ઘટનાઓની વિસ્તારથી નોંધ લીધી છે. ત્યારબાદ મધ્યયુગીન ભાગવત ધર્મના સીમાસ્તંભો અને સમન્વયકારી સંપ્રદાયનો વિસ્તૃત પરિચય આપ્યો છે.

છેલ્લા—સાતમા પ્રકરણમાં હિંદુધર્મના ઉજ્જ્વળ ભાવિ અંગેના પોતાના વિશ્વાસ અંગે પંડિતજીએ વિવેકાનંદના અમેરિકા પ્રવાસ અને તિલક, મદનમોહન માલવિયા, રવીન્દ્રનાથ ઠાકુર, રાજાજી, ગાંધીજી વગેરેના ફાળાનો આધાર લઈ, આધુનિક પુરાતત્ત્વવેત્તાઓની શોધોના હથોડાના આઘાતો સાથે ટકી રહેવાનું આધ્યાત્મિક બળમાં શ્રદ્ધા દર્શાવી છે. ગ્રંથના અંતે મહર્ષિ મહેશયોગીની મહર્ષિ યુરોપિયન રીસર્ચ યુનિવર્સિટી (MERU)ના કાર્યનો નિર્દેશ કરીને ગ્રંથનું સમાપન કર્યું છે.

આ પ્રસંગે આ. સ્વ. આનંદશંકર બાપુભાઈ ધ્રુવના ગ્રંથનું સ્વાભાવિક સ્મરણ થઈ આવે છે. એ ગ્રંથમાં હિંદુધર્મના સૈદ્ધાન્તિક સ્વરૂપના પરિચયને પ્રાધાન્ય મળ્યું હતું. પંડિતજીએ હિંદુધર્મના ઐતિહાસિક, સામાજિક, ધાર્મિક, આધ્યાત્મિક, ભૌતિક, ભૌગોલિક, રાજકીય વગેરે સર્વ પાસાંઓને આવરી લઈ ધર્મનું જીવંત સ્વરૂપે તાદૃશ નિરૂપણ કર્યું છે. આ એક જ ગ્રંથનું વાંચન રસપ્રદ, જ્ઞાનપ્રદ અને આશાપ્રેરક નીવડી, હિંદુધર્મ અને દર્શનનો વિશદ પરિચય આપવા સમર્થ છે. પંડિતજીએ આ ગ્રંથ રચવાનો પરિશ્રમ લઈને ગુજરાતી સાહિત્યમાં એક અમૂલ્ય ગ્રંથરત્નનું પ્રદાન કર્યું છે.

# કૃષ્ણકથામૃત--એક અમૃતપાન

—પ્રો. પ્રેમાબહેન ટાંક

શ્રીરામ અને શ્રીકૃષ્ણ એ હિંદુઓનાં મહાન શ્રદ્ધાસ્થાનો છે. મર્યાદા-પુરુષોત્તમ શ્રીરામ માટે હિંદુઓનાં મનમાં અપાર ભક્તિભાવ હોવા છતાં સામાન્ય જનોને શ્રીકૃષ્ણચરિત્ર પ્રત્યે હંમેશા અસાધારણ આકર્ષણ રહ્યું છે. રાજા રામનું ચરિત્ર વાંચી વાચક આશ્ચર્યમિશ્રિત આદરથી નતમસ્તક થાય છે. પણ શ્રીકૃષ્ણ **લોકાવતાર** છે. અનેકાનેક રાજાઓના અધિપતિ હોવા છતાં તેઓ આખરે જનતાના માનવી છે. તેથી પોતાના આપ્ત માટે હોય એવો પ્રેમભાવ શ્રીકૃષ્ણ માટે સામાન્ય માનવીને હોય છે. આજથી પાંચ હજાર વર્ષ પહેલાં આ વિભૂતિએ ભરતભૂમિને પાવન કરી ત્યારથી આજ સુધી શ્રીકૃષ્ણ ઉપર ઘણા ગ્રંથો રચાયા, ઘણાં કાવ્યો લખાયાં. આચાર્યશ્રી વિષ્ણુદેવ પંડિતનું 'કૃષ્ણકથામૃત' આવું જ કૃષ્ણજીવન ઉપર આધારિત સુંદર ગદ્યકાવ્ય છે. અત્યંત પ્રવાહી અને રસમય શૈલીમાં શ્રીકૃષ્ણનાં જન્મ પહેલાંની પરિસ્થિતિથી માંડી તેમની અવતારસમાપ્તિ સુધીની અસંખ્ય ઘટનાઓનો આચાર્યશ્રી વિષ્ણુદેવે તાદૃશ ચિતાર આપ્યો છે. કૃષ્ણકથા-લેખન પાછળની પોતાની ભૂમિકા રજૂ કરતા તેમણે પ્રારંભમાં જ જણાવ્યું છે—"આજે આપણે કૃષ્ણકથા વાંચવી છે, **ઇતિહાસ**ને પાને કીર્તિ ગાવી છે. કઈ મૂર્તિને વંદન કરીશું અને કોનો મહિમા ગાઈશું ? જુઓ આ નંદયશોદા-નંદન અને આ ગો-ગોપ-ગોપીજનવલ્લભ. તો પેલા યદુવંશ કુલતિલક અને કંસનિષૂદન ! અને પેલા પાર્થસારથિ અને ભીષ્મપિતામહના ભગવાન. એમની વિવિધ મૂર્તિઓમાં કલા, ધર્મ, વીરતા વગેરે વિભૂતિઓ વસી છે. એ કૃષ્ણકથા અદ્‌ભુત છે." આ વિવિધ વિભૂતિઓનું દર્શન કરાવવા આચાર્યશ્રીએ 'કૃષ્ણકથામૃત' લખવા માટે કલમ ઉપાડી છે.

पुञ्जीभूतं प्रेम गोपाङ्गनानाम्
मूर्तिभूतं भागधेयं यदूनाम् ।
एकीभूतं गुप्तवित्तं श्रुतीनाम्
श्यामीभूतं ब्रह्म मे संनिधत्ताम् ॥

આ શ્લોકને અનુસરી તેમણે શ્રીકૃષ્ણના જીવનના વિવિધ તબક્કા દર્શાવ્યા છે.

ગોપ-ગોવાલણના પ્રેમના રાશિરૂપ શ્રીકૃષ્ણના જીવનનું પ્રથમ વર્ણન કરીને પછી યદુવંશતિલક શ્રીકૃષ્ણનું ચિત્ર તેમણે રજૂ કર્યું છે. શ્રીકૃષ્ણના જીવનનો આ બીજો તબક્કો છે. કંસ સાત્ત્વિક ક્ષત્રિય મટીને તામસી રાક્ષસ બને છે. શ્રીકૃષ્ણના પગલાં થતાં જ યાદવોના ભાગ્યનો વિકાસ થાય છે. પછી લેખકે દ્વારિકાવાસી શ્રીકૃષ્ણનું વર્ણન કર્યું છે, અને પછી નિર્દેશ કર્યો છે અર્જુનને ગીતાજ્ઞાન આપનાર અને વિશ્વરૂપદર્શન કરાવનાર શ્રીકૃષ્ણનો. અહીં આચાર્યશ્રીએ એક અત્યંત મૌલિક વિચાર રજૂ કરતાં લખ્યું છે—"શ્રીકૃષ્ણના જીવનની એક ખૂબીનાં અહીં દર્શન થાય છે. ગોપગોપીઓનો ઉદ્ધાર કરીને **ભારતની ગ્રામ્યસંસ્કૃતિનો તેમણે વિકાસ સાધ્યો.** પરંતુ યાદવ કુળનો ઉદ્ધાર કરીને પાછા તેમને

શાંત કર્યા. અને એ રીતે **રજોગુણપ્રધાન નાગરિકુસંસ્કૃતિને તેમણે આગળ વધવા ન દીધી.**"

સામાન્ય જનોને પણ શ્રીકૃષ્ણચરિત્ર સહેલાઈથી સમજાય, તેમાં રસ પડે અને શ્રીકૃષ્ણની ઐતિહાસિકતાની જાણ થાય તે હેતુથી આચાર્યે પ્રારંભના સૂર્યવંશ અને ચંદ્રવંશના મહિમાનું સવિસ્તર વર્ણન આપ્યું છે. અત્યંત રોચક શૈલીમાં શ્રીકૃષ્ણના જન્મકાળનું વર્ણન કરતા તેઓ લખે છે—"દ્વાપર અને કલિયુગનો તે સાંધ્યકાલ હતો, કલિયુગના માનવીઓને જીવનમાં ઉતારવા જે આદર્શની સ્થાપના કરવાની હતી તે માટે ભગવાન કૃષ્ણ પ્રગટ થવાના હતા." અત્યંત ટૂંકાં વાક્યો—ક્યાંય શબ્દોનો આડંબર નહિ, વાંચતાની સાથે જ સ્પષ્ટ ચિત્ર નજર સમક્ષ દેખાય એવી **ચિત્રશૈલીમાં** શ્રી. પંડિતજી લખે છે—"આકાશ નિર્મળ હતું. તારાગણ ચમકતા હતા. રાત્રિનો પહેલો પ્રહર વીતી રહ્યો હતો. ચંદ્રની આઠ કલાની આછી આભા મધ્ય આકાશની વચ્ચે પ્રગટ થઈ રહી હતી. અંધકાર આછો પથરાયો હતો. શીતળ સમીર વહેતો હતો 'સાવધાન' અને 'જાગતા રહો' પુકારનાર કારાગારના અંગરક્ષકો પણ જ્યાં હતા ત્યાં જ થંભી ગયા હતા. વસુદેવ જાગતા હતા અને સાવધાન હતા. દેવકીના ઉદરથી એ અદ્ભુત બાળકનો જન્મ થયો."

શ્રીકૃષ્ણની બાળલીલાઓનાં વર્ણનમાં લેખકનો તન્મયતાની પ્રતીતિ થાય છે. પછી તે વર્ણન યમલાર્જુનમોક્ષ પ્રસંગનું હોય કે માટી ખાધી છે કે નહિ તે બતાવવા માટે મુખ ખોલતાં શ્રીકૃષ્ણે માતાને કરાવેલાં વિશ્વરૂપદર્શનનું હોય! અઘાસુર, ધેનકાસુર, વ્યોમાસુર, કેશી કે અરિષ્ટાસુર જેવા અસુરોના વધનો તેમજ કાલિયામર્દન, ગોવર્ધનલીલા વગેરેનો લેખકોનો બાળલીલાઓમાં યથોચિત સમાવેશ કર્યો છે.

પ્રસ્તુત કૃષ્ણ ચરિત્રનાં 'આદર્શ રાજપુરુષ,' 'કૃષ્ણ વિષ્ટિ' અને 'કૃષ્ણ સારથિ' એ ત્રણ પ્રકરણો અતિ સુંદર છે. શ્રી. વિષ્ણુદેવજીની નિરૂપણ શક્તિનાં અને નિર્ણયશક્તિના અહીં દર્શન થાય છે. "કૃષ્ણે જે જીવ જીવીને ઉત્તમ આદર્શની સ્થાપના કરી તે જીવનન આજે સર્વગ્રાહી બન્યું છે. કૃષ્ણના આદર્શ જીવન વિષે તેઓ લખે છે. કૃષ્ણને આજનો યુગ યોગી, જ્ઞાની વીરપુરુષ અને બલશ્રેષ્ઠના આદર્શ તરીકે ઓળખે છે, અને તે જ તેની વિશેષતા છે. તેવી જ રીતે દ્રૌપદીની આર્ત પુકાર સાંભળી તેની લાજ રાખનાર કૃષ્ણનો મહિમા વ્યક્ત કરતાં તેમણે લખ્યું છે—'ભરસભામાં તેની જે લાજ લૂંટાતી હતી તે લાજ રાખનાર કૃષ્ણે નારીનું ગૌરવ સાચવ્યું છે." છતાં કૃષ્ણ પોતે કેમ રાજસભામાં હાજર થયા નહીં તેનું વિશ્લેષણ કરતાં તેઓ કહે છે. –"કૃષ્ણ ત્યાં પ્રત્યક્ષ થયા હોત તો કૌરવોના કાલ બન્યા હોત અને તેમના ક્રોધાગ્નિમાં દુર્યોધન અને દુઃશાસન બળી મર્યા હોત. પરંતુ પાંડવોએ જે શૌર્ય, સાહસ, ધીરજ, સહિષ્ણુતા વગેરે ગુણો કેળવવાના હતા તે અધૂરા રહી જાત. વિપત્તિઓની કસોટી પર કસાઈને પાંડવોનાં જીવન વિશેષ શુદ્ધ અને પવિત્ર બન્યાં હતાં. રાજપુરુષમાં જે યોગ્યતા અને કુશળતા જોઈએ તેના પાંડવો અધિકારી બન્યા હતા!" આવા ભાષ્યો ચરિત્રલેખનના ખાસ અલંકાર હોય છે. 'કૃષ્ણ કથામૃત'માં તે વિપુલ પ્રમાણમાં પ્રાપ્ત થાય છે અને તેમનાથી તેની શોભામાં અનેરો ઉમેરો થયો છે. કૃષ્ણ-

વિષ્ટિનાં નિરૂપણમાં કૃષ્ણની નિઃસ્વાર્થતાને તેમણે સુંદર શબ્દોમાં અભિવ્યક્ત કરી છે. કૌરવોને યુદ્ધથી પરાવૃત્ત કરવા માટે શ્રીકૃષ્ણ દુર્યોધન પાસે ગયા ત્યારે દુર્યોધને કૃષ્ણને પોતાને ત્યાં જમવાનો આગ્રહ કર્યો ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું "ભાઈ દુર્યોધન! કામ, ક્રોધ, અર્થ, લોભ, હિંસા, હેતુવાદ વગેરેને વશ થઈ હું મારા ધર્મને છોડી શકતો નથી. લોકો જ્યારે પારકાને ઘેર જમે છે ત્યારે જમાડનારનો પ્રેમ હોય કે જમનાર પોતે વિપત્તિમાં ફસાયો હોય ત્યારે જ જમે છે. મારા પર કોઈ જાતની આપત્તિ આવી પડી નથી કે જેને કારણે હું તમારી સાથે જમું. પ્રેમની જે તમે વાત કરી છે, તો મારે કહેવું પડે છે. મારે મન પાંડવો અને કૌરવો સરખાં છે. પરંતુ મારે નીતિનો પક્ષ કરવો પડે છે."

દૂત બનીને આવેલા શ્રીકૃષ્ણે ધૃતરાષ્ટ્રને જે ઉપદેશ કર્યો તેને શ્રી વિષ્ણુદેવજીએ સરસ શબ્દરૂપ આપ્યું છે. સુંદર સંવાદ શૈલીનો તે એક નમૂનો છે. કૃષ્ણ કહે છે. "મારી આ સલાહ છે. કે કૌરવો અને પાંડવો એક થાય, સાથે હરે ફરે, જમે અને અખંડ ચક્રવર્તી સામ્રાજ્ય ભોગવે આ સલાહ કરવાની તક આપ ઝડપી લેશો તો તમે ઘણા મોટા પુણ્યના ભાગી બનશો. પણ જો તમે સલાહ–સંપ નહિ કરો તો પાંડવો લઢવા માટે તૈયાર થાય છે. પણ તે સર્વ પાપના ભાગી આપ ગણાશો."

શ્રીકૃષ્ણની બાળલીલાઓના વર્ણનથી ભક્તજનો હર્ષઘેલા થાય છે. કંસવધ, જરાસંધવધ, શિશુપાલવધ જેવાં પરાક્રમોનું વર્ણન સાંભળી રોમાંચિત થાય છે. પણ શ્રીકૃષ્ણે કુરુક્ષેત્ર ઉપર અર્જુનનું સારથ્ય કરીને તેને મોહમાંથી ઉગાર્યો અને તેને નિમિત્ત બનાવી અખિલ માનવજાતિને જીવનકલાનો બોધ કરાવ્યો તે તેમનાં ચરિત્રનું અતિ ઉજ્જવળ પાસું છે. રણાંગણમાં અર્જુનનાં મનમાં જાગેલો વિષાદ એ કાવ્ય અને તત્ત્વજ્ઞાન બન્નેનો ઉત્તમ વિષય છે. યુદ્ધના સંહારમાં પોતાને હાથે કુલનો, કુટુંબનો, ગુરુજનોનો નાશ થશે એ વિચારમાત્રથી અર્જુનનું હૈયું હચમચી ઊઠયું. તેના મનમાં જાગેલી કૃપણતા જોઈ કૃષ્ણ કઠોર બન્યા. અને शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् એમ કહી પોતાને શરણે આવેલા અર્જુનને બોધ કરાવવા શ્રીકૃષ્ણમુખે ગીતા પ્રગટ થઈ. તેનું નિરૂપણ કરતાં પંડિતજી લખે છે– "કૃષ્ણમુખે પ્રગટ થયેલા એ ગીતાજ્ઞાને અનેક અર્જુનોના વિષાદ દૂર કર્યા છે. અર્જુનના કર્ણ પર કૃષ્ણના શબ્દો અથડાતા હતા, "બળાપો છોડી દે, વિષમતા દૂર કર. કર્મ કરી જાણ. તેને શરણે જા. અજ્ઞાનમોહ દૂર કર."

યુદ્ધ પૂરું થયું. પાંડવોનો વિજય થયો. પણ શ્રીકૃષ્ણ યાદવોના કલહને શાંત પાડી શકયા નહિ. તેથી તેઓ ઉદ્વિગ્ન થયા. તેમની ઉદ્વિગ્નતાનું, ચિંતાનું શ્રી વિષ્ણુદેવજીએ કેવું સુંદર શબ્દાંકન કર્યું છે! "કૃષ્ણ એક સમયે ચિંતામાં બેઠા હતા ત્યારે તેમનો પ્રિય મિત્ર અર્જુન આવી પહોંચ્યો. જેના મુખ પર સદા હાસ્ય હોય, જેની આંખમાં સદા અમી ઝરતાં હોય, જેના દેહ પર ઉત્સાહ અને પરાક્રમની પ્રભા ઝળકતી હોય તે કૃષ્ણને આ રીતે જોતાં અર્જુન વિસ્મય પામ્યો." પ્રસ્તુત ચરિત્રગ્રંથનું 'કૃષ્ણવિહાય' એ પ્રકરણ ઘણુંજ હૃદયસ્પર્શી છે. અર્જુન પાસે પોતાની હૃદયવ્યથા વ્યક્ત કરતાં સાક્ષાત્ પરમેશ્વર જ્યારે તેને કહે છે—"ભાઈ અર્જુન! યાદવોને સમૃદ્ધ કરવા માટે મેં એક પણ ઉપાય બાકી રાખ્યો નથી. તેમનાં હિત માટે મેં નથી જોઈ રાત કે નથી જોયો દહાડો!

મેં મારો રતિભર સ્વાર્થ પણ સાધ્યો નથી; છતાં સ્યમંતકમણિની આળ મારે માથે મૂકી ત્યારથી યાદવોમાં દ્વેષનાં બીજ વવાયાં !" ત્યારે લાગે છે કે માનવદેહ ધારણ કર્યો પછી ઈશ્વર-નેય દુઃખ સહન કરવું પડે છે. જે શ્રીકૃષ્ણે શત્રુઓનો સંહાર કરી તેમનાં રાજ્યો મેળવ્યા પછી પણ તેમના જ વારસદારોને રાજા બનાવ્યા. પોતે સાહસ, પરાક્રમ કરી તેનો બધો જ યશ યાદવોને આપ્યો તે શ્રીકૃષ્ણ તે યાદવોનો એટલે કે સ્વજનોનો પ્રેમ મેળવી ન શક્યાં. કેવો દૈવદુર્વિલાસ ! આચાર્યશ્રીએ તેને સુંદર રીતે શબ્દાંકિત કર્યો છે.

છેલ્લે ઉદ્ધવે શ્રીકૃષ્ણને પોતાનાં કલ્યાણ માટે ઉપદેશ આપવાની વિનંતી કરી. શ્રી વિષ્ણુદેવજી-એ આ હૃદ્ય પ્રસંગ ઘણો જ સુંદર રીતે નિરૂપ્યો છે. તેઓ લખે છે—કૃષ્ણે ઉદ્ધવને કહ્યું—"અર્જુનને મેં જીવનનું રહસ્ય સમજાય તેવું તત્ત્વજ્ઞાન આપ્યું છે. તે જ રીતે હું તમને ભાગવતનો ઉપદેશ આપું છું. જ્ઞાન અને વૈરાગ્ય જાગ્યા પછી ત્યાં ભક્તિના અંકુરો ફૂટે છે અને જીવન ભક્તિમય બનતા એક અદ્વિતીય તત્ત્વ-જ્ઞાન પ્રગટ થાય છે. જીવનભર કર્મ કરવા છતાં ભક્તજનને તેનો લેપ લાગતો નથી. કારણ આસક્તિ, વાસના, રાગદ્વેષ, કામક્રોધ વગેરે જ્ઞાનના પ્રતાપે બળીને ભસ્મીભૂત થઈ જાય છે. ભક્તજન ત્યાગી, જ્ઞાની, તપસ્વી બનીને પોતાના જીવનને કૃતાર્થ કરે છે અને પોતાંનાં હૃદયમાં બિરાજતા પરમાત્માનાં દર્શન કરે છે. ભાગવતનો આ ઉપદેશ છે." ઓછામાં ઓછા શબ્દોની મદદથી અત્યંત ઘન આશયની આવી અભિવ્યા-ક્તિ જ અર્થગૌરવ કહેવાય છે. અને રસમયતા, ચિત્રાત્મકતા, વૈચારિકતા વગેરે ગુણો ઉપરાંત 'અર્થગૌરવ' એ પણ પંડિતજીની ભાષાશૈલીનો આગવો ગુણ છે. ભાગવત જેવા મહાન ગ્રંથનો સાર કેટલા ઓછા શબ્દોમાં અને તે પણ કેટલી સમર્થ રીતે !

આચાર્ય વિષ્ણુદેવજીએ કૃષ્ણચરિત્રના આલે-ખનમાં હરિવંશ, ભાગવત, મહાભારત, ગર્ગ-સંહિતા જેવા ગ્રંથોનું દોહન કર્યું છે. એટલું જ નહિ પણ હિંદી કવિશ્રી દ્વારકાપ્રસાદ મિશ્રનું કૃષ્ણાયન મહાકાવ્ય, બાબુ બંકિમચંદ્રનું કૃષ્ણ-ચરિત તેમજ બંકિમચંદ્ર લાહિરોનું મહાભારત-મંજરી છે. ગ્રંથોનો પણ સૂક્ષ્મ અભ્યાસ કર્યો છે. જેના પરિણામે આપણને 'કૃષ્ણકથામૃત' ગ્રંથની પ્રાપ્તિ થઈ છે, જ્ઞાન, કર્મ અને ભક્તિનો સુભગ સમન્વય સાધી જીવન જીવવું એ જ સાચી જીવનકલા છે એવો નિષ્કર્ષ આ ગ્રંથના વાચકો તારવે તો નવાઈ નહિ. શ્રી વિષ્ણુદેવજી પોતે જ પ્રસ્તાવનામાં કહે છે—"શ્રીકૃષ્ણની બાળલીલા આકર્ષક છે તે જ રીતે તેમના જીવનની બીજી અનેક ઘટનાઓ આપણું ચિત્ત હરી લે તેવી અદ્ભુત છે....તે રાજા નથી પણ રાજાઓના ગર્વહરણ કરીને યોગ્ય રાજકુ-મારોને ગાદી અપાવનાર ક્રાંતિકારી ઉત્તમરાજ-પુરુષ છે. તે વિદ્વાન નથી પણ તેમની પાસે ઉત્તમ કોટિના વિદ્વાનો, મુનિઓ, સિદ્ધજનો આવીને જીવનની અનુભૂતિ અને શાસ્ત્રનાં પરમ કોટિનાં જ્ઞાન મેળવે છે. તે ગૃહસ્થ નથી પણ ગૃહસ્થના સાચા આદર્શને રજૂ કરનાર કર્મઠ યોગેશ્વર છે. તે સેવકનાય સેવક છે. ગુરુજનોનાય ગુરુજન–જગદ્-ગુરુ છે. રાજાઓના મહારાજા છે, પણ દીનજનોનાય દીનજન છે." આવા શ્રીકૃષ્ણની કથા માનવીઓ માટે અમૃત પુરવાર થાય એવી શ્રદ્ધાથી શ્રી વિષ્ણુદેવજીએ આ 'કૃષ્ણકથામૃત'થી

પીરસ્યું છે. ગ્રંથ વાંચવા માટે હાથમાં લીધો અને એક પછી એક કૃષ્ણચરિત્રની ઘટનાઓ નજર સમક્ષ આવવા માંડી. ગ્રંથ વાંચીને ક્યારે પૂરો થયો, ખબર પણ ન પડી. 'यावज्जीवेत् सुखं जीवेत्' એવી ચાર્વાક વિચારધારાને આધીન થયેલા આજના સમાજ માટે આવા ચરિત્રગ્રંથોની અત્યંત જરૂર છે. મહાભારતકારે કહ્યું છે તેમ 'दुःखदुद्विजते जन्तुः सर्वस्य सुखमीप्सितम्'— દરેક જીવને દુઃખથી ઉદ્વેગ થાય છે અને દરેકને સુખની અભિલાષા હોય છે. પણ આધિભૌતિક સુખો પાછળની આંધળી દોટ માનવીને દુઃખના ગર્તમાં જ ધકેલે છે. તેનો સદસદ્વિવેક નષ્ટ થાય છે. ભોગવીને કામ ક્યારેય શાંત થયો છે ખરો! 'हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ।' અગ્નિમાં હોમાતી આહુતિઓ વડે જેમ અગ્નિ વધારે ભભૂકી ઊઠે છે, શાંત થતો નથી તેમ એક આધિભૌતિક સુખની પ્રાપ્તિ બીજા આધિભૌતિક સુખ માટેની અભિલાષાને ઉત્પન્ન કરે છે. અભિલાષાને શાંત પાડતો નથી. જૈન ધર્મકથામાં આલેખાયું છે તેમ માનવી જીવન ખરેખર એક અમૂલ્ય રત્ન છે. પણ તેનો સદુપયોગ કરવાનું કામ ઘણું અઘરું છે. હથેળી પરથી સરકી જતા રેતીના કણની જેમ સુખો માનવીના હાથમાંથી સરી જાય છે. જ્યારે ખ્યાલ આવે છે ત્યારે ઘણું મોડું થયેલું હોય છે. તેથી સામાન્ય માનવીઓ માટે દીવાદાંડી બની શકે. તેવા આદર્શ પુરુષોના ચરિત્રગ્રંથોના લેખનની હંમેશા જરૂર હોય છે. ગુજરાતી ભાષામાં 'કૃષ્ણકથામૃત' લખી આચાર્ય શ્રી વિષ્ણુદેવજીએ કૃષ્ણચરિત્ર માટેના ભાગવત, ગીતા, હરિવંશ વગેરે સંસ્કૃત ગ્રંથોનાં દ્વાર જેમના માટે ખુલ્લાં નથી તેવા ગુજરાતી જિજ્ઞાસુઓ માટે શ્રીકૃષ્ણ-ચરિત્રનાં દ્વાર ખોલ્યાં છે, કૃષ્ણ કથારૂપી અમૃતનું પાન કરાવ્યું છે. આબાલવૃદ્ધ, સ્ત્રી–પુરુષ, વિશ્રુત–અવિશ્રુત–બધાને રસ પડે એવી સરળ, પ્રવાહી આડંબરરહિત શૈલીમાં, બને ત્યાં સુધી આધારભૂત ગ્રંથોમાંની કૃષ્ણચરિત્રની ઘટનાઓનો ક્રમ સાચ-વીને આચાર્યશ્રી પંડિતજીએ આ ગ્રંથ લખી કૃષ્ણ–કિંકરની' ફરજ સુંદર રીતે અદા કરી છે. તેમની તન્મયતા, વિમર્શશીલતા અને નિરૂપણની નક્કરતા પ્રશંસાપાત્ર છે. સાંપ્રદાયિક દૃષ્ટિથી પર રહીને, માનવજીવનને મહત્ત્વ આપી શ્રીકૃષ્ણે જે પોતે ગીતા જીવી બતાવી તેનું આવું સુંદર આલેખન કરવા માટે શ્રી વિષ્ણુદેવજીને ધન્યવાદ અને ગીર્વાણવાણીના આવા અમૃતકુંભો સામાન્ય જનો સુધી આવી જ રીતે તેઓ પહોંચાડી શકે તે માટે પ્રભુ તેમને દીર્ઘાયુ અને ઉત્તમ આરોગ્ય આપે એવી તે 'શ્યામીભૂત બ્રહ્મ' પાસે અભ્યર્થના!



મેં મારો રતિભર સ્વાર્થ પણ સાધ્યો નથી; છતાં સ્યમંતકમણિની આળ મારે માથે મૂકી ત્યારથી યાદવોમાં દ્વેષનાં બીજ વવાયાં !" ત્યારે લાગે છે કે માનવદેહ ધારણ કર્યા પછી ઈશ્વર-નેય દુઃખ સહન કરવું પડે છે. જે શ્રીકૃષ્ણે શત્રુઓનો સંહાર કરી તેમનાં રાજ્યો મેળવ્યા પછી પણ તેમના જ વારસદારોને રાજા બનાવ્યા. પોતે સાહસ, પરાક્રમ કરી તેનો બધો જ યશ યાદવોને આપ્યો તે શ્રીકૃષ્ણ તે યાદવોનો એટલે કે સ્વજનોનો પ્રેમ મેળવી ન શકયાં. કેવો દૈવદુર્વિલાસ ! આચાર્યશ્રીએ તેને સુંદર રીતે શબ્દાંકિત કર્યો છે.

છેલ્લે ઉદ્ધવે શ્રીકૃષ્ણને પોતાનાં કલ્યાણ માટે ઉપદેશ આપવાની વિનંતી કરી. શ્રી વિષ્ણુદેવજી-એ આ હૃદ્ય પ્રસંગ ઘણો જ સુંદર રીતે નિરૂપ્યો છે. તેઓ લખે છે—કૃષ્ણે ઉદ્ધવને કહ્યું—"અર્જુનને મેં જીવનનું રહસ્ય સમજાય તેવું તત્ત્વજ્ઞાન આપ્યું છે. તે જ રીતે હું તમને ભાગવતનો ઉપદેશ આપું છું. જ્ઞાન અને વૈરાગ્ય જાગ્યા પછી ત્યાં ભક્તિના અંકુરો ફૂટે છે અને જીવન ભક્તિમય બનતા એક અદ્વિતીય તત્ત્વ-જ્ઞાન પ્રગટ થાય છે. જીવનભર કર્મ કરવા છતાં ભક્તજનને તેનો લેપ લાગતો નથી. કારણ આસક્તિ, વાસના, રાગદ્વેષ, કામક્રોધ વગેરે જ્ઞાનના પ્રતાપે બળીને ભસ્મીભૂત થઈ જાય છે. ભક્તજન ત્યાગી, જ્ઞાની, તપસ્વી બનીને પોતાના જીવનને કૃતાર્થ કરે છે અને પોતાનાં હૃદયમાં બિરાજતા પરમાત્માનાં દર્શન કરે છે. ભાગવતનો આ ઉપદેશ છે." ઓછામાં ઓછા શબ્દોની મદદથી અત્યંત ઘન આશયની આવી અભિવ્યા-ક્તિ જ અર્થગૌરવ કહેવાય છે. અને રસમયતા, ચિત્રાત્મકતા, વૈચારિકતા વગેરે ગુણો ઉપરાંત 'અર્થગૌરવ' એ પણ પંડિતજીની ભાષાશૈલીનો આગવો ગુણ છે. ભાગવત જેવા મહાન ગ્રંથનો સાર કેટલા ઓછા શબ્દોમાં અને તે પણ કેટલી સમર્થ રીતે !

આચાર્ય વિષ્ણુદેવજીએ કૃષ્ણચરિત્રના આલે-ખનમાં હરિવંશ, ભાગવત, મહાભારત, ગર્ગ-સંહિતા જેવા ગ્રંથોનું દોહન કર્યું છે. એટલું જ નહિ પણ હિંદી કવિશ્રી દ્વારકાપ્રસાદ મિશ્રનું કૃષ્ણાયન મહાકાવ્ય, બાબુ બંકિમચંદ્રનું કૃષ્ણ-ચરિત તેમજ બંકિમચંદ્ર લાહિરીનું મહાભારત-મંજરી છે. ગ્રંથોનો પણ સૂક્ષ્મ અભ્યાસ કર્યો છે. જેના પરિણામે આપણને 'કૃષ્ણકથામૃત' ગ્રંથની પ્રાપ્તિ થઈ છે, જ્ઞાન, કર્મ અને ભક્તિનો સુભગ સમન્વય સાધી જીવન જીવવું એ જ સાચી જીવનકલા છે એવો નિષ્કર્ષ આ ગ્રંથના વાચકો તારવે તો નવાઈ નહિ. શ્રી વિષ્ણુદેવજી પોતે જ પ્રસ્તાવનામાં કહે છે—"શ્રીકૃષ્ણની બાળલીલા આકર્ષક છે તે જ રીતે તેમના જીવનની બીજી અનેક ઘટનાઓ આપણું ચિત્ત હરી લે તેવી અદ્ભુત છે....તે રાજા નથી પણ રાજાઓના ગર્વહરણ કરીને યોગ્ય રાજકુ-મારોને ગાદી અપાવનાર ક્રાંતિકારી ઉત્તમરાજ-પુરુષ છે. તે વિદ્વાન નથી પણ તેમની પાસે ઉત્તમ કોટિના વિદ્વાનો, મુનિઓ, સિદ્ધજનો આવીને જીવનની અનુભૂતિ અને શાસ્ત્રનાં પરમ કોટિનાં જ્ઞાન મેળવે છે. તે ગૃહસ્થ નથી પણ ગૃહસ્થના સાચા આદર્શને રજૂ કરનાર કર્મઠ યોગેશ્વર છે. તે સેવકનાય સેવક છે. ગુરુજનોનાય ગુરુજન—જગદ્-ગુરુ છે. રાજાઓના મહારાજા છે, પણ દીનજનોનાય દીનજન છે." આવા શ્રીકૃષ્ણની કથા માનવીઓ માટે અમૃત પુરવાર થાય એવી શ્રદ્ધાથી શ્રી વિષ્ણુદેવજીએ આ 'કૃષ્ણકથામૃત'થી

પીરસ્યું છે. ગ્રંથ વાંચવા માટે હાથમાં લીધો અને એક પછી એક કૃષ્ણચરિત્રની ઘટનાઓ નજર સમક્ષ આવવા માંડી. ગ્રંથ વાંચીને ક્યારે પૂરો થયો, ખબર પણ ન પડી. 'यावज्जीवेत् सुखं जीवेत्' એવી ચાર્વાક વિચારધારાને આધીન થયેલા આજના સમાજ માટે આવા ચરિત્રગ્રંથોની અત્યંત જરૂર છે. મહાભારતકારે કહ્યું છે તેમ 'दुःखदुद्विजते जन्तुः सर्वस्य सुखमीप्सितम्'— દરેક જીવને દુઃખથી ઉદ્વેગ થાય છે અને દરેકને સુખની અભિલાષા હોય છે. પણ આધિભૌતિક સુખો પાછળની આંધળી દોટ માનવીને દુઃખના ગર્તમાં જ ધકેલે છે. તેનો સદસદ્વિવેક નષ્ટ થાય છે. ભોગવીને કામ ક્યારેય શાંત થયો છે ખરો! 'हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ।' અગ્નિમાં હોમાતી આહુતિઓ વડે જેમ અગ્નિ વધારે ભભૂકી ઊઠે છે, શાંત થતો નથી તેમ એક આધિભૌતિક સુખની પ્રાપ્તિ બીજા આધિભૌતિક સુખ માટેની અભિલાષાને ઉત્પન્ન કરે છે. અભિલાષાને શાંત પાડતો નથી. જૈન ધર્મકથામાં આલેખાયું છે તેમ માનવી જીવન ખરેખર એક અમૂલ્ય રત્ન છે. પણ તેનો સદુપયોગ કરવાનું કામ ઘણું અઘરું છે. હથેળી પરથી સરકી જતા રેતીના કણની જેમ સુખો માનવીના હાથમાંથી સરી જાય છે. જ્યારે ખ્યાલ આવે છે ત્યારે ઘણું મોડું થયેલું હોય છે. તેથી સામાન્ય માનવીઓ માટે દીવાદાંડી બની શકે. તેવા આદર્શ પુરુષોના ચરિત્રગ્રંથોના લેખનની હંમેશા જરૂર હોય છે. ગુજરાતી ભાષામાં 'કૃષ્ણકથામૃત' લખી આચાર્ય શ્રી વિષ્ણુદેવજીએ કૃષ્ણચરિત્ર માટેના ભાગવત, ગીતા, હરિવંશ વગેરે સંસ્કૃત ગ્રંથોનાં દ્વાર જેમના માટે ખુલ્લાં નથી તેવા ગુજરાતી જિજ્ઞાસુઓ માટે શ્રીકૃષ્ણ-ચરિત્રનાં દ્વાર ખોલ્યાં છે, કૃષ્ણ કથારૂપી અમૃતનું પાન કરાવ્યું છે. આબાલવૃદ્ધ, સ્ત્રી–પુરુષ, વિશ્રુત–અવિશ્રુત–બધાને રસ પડે એવી સરળ, પ્રવાહી આડંબરરહિત શૈલીમાં, બને ત્યાં સુધી આધારભૂત ગ્રંથોમાંની કૃષ્ણચરિત્રની ઘટનાઓનો ક્રમ સાચવીને આચાર્યશ્રી પંડિતજીએ આ ગ્રંથ લખી કૃષ્ણ–કિંકરની' ફરજ સુંદર રીતે અદા કરી છે. તેમની તન્મયતા, વિમર્શશીલતા અને નિરૂપણની નક્કરતા પ્રશંસાપાત્ર છે. સાંપ્રદાયિક દૃષ્ટિથી પર રહીને, માનવજીવનને મહત્ત્વ આપી શ્રીકૃષ્ણે જે પોતે ગીતા જીવી બતાવી તેનું આવું સુંદર આલેખન કરવા માટે શ્રી વિષ્ણુદેવજીને ધન્યવાદ અને ગીર્વાણવાણીના આવા અમૃતકુંભો સામાન્ય જનો સુધી આવી જ રીતે તેઓ પહોંચાડી શકે તે માટે પ્રભુ તેમને દીર્ઘાયુ અને ઉત્તમ આરોગ્ય આપે એવી તે 'શ્યામીભૂત બ્રહ્મ' પાસે અભ્યર્થના!



# શિવકથાની તીર્થયાત્રા

—પ્રો. પી. સી. દવે

આચાર્યશ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિત રચિત શિવકથાના પ્રારંભથી અંત સુધી આરપાર નીકળી જઈએ એટલે અનેક શિવાલયોની તીર્થયાત્રા કર્યાનો પવિત્ર અનુભવ મળે છે. એક મોટા યજ્ઞકાર્યના અંતે અપાર–અગાધ જ્ઞાનોદધિમાં નિમજ્જન કરીને અવભૃથ સ્નાન કર્યું હોય તેવા અલૌકિક પુણ્યનો અનુભવ થાય છે.

યાત્રાપથનાં અનેક રમણીય મુકામ સ્થાનો છે. પ્રારંભમાં એટલે ગ્રંથના મુખપૃષ્ઠ–૧ ઉપર જ નંદિકેશ્વર સહિત ભગવાન સદાશિવની મૂર્તિના તેમજ બિલપત્ર પૂજિત શિવલિંગનાં દર્શન થાય છે. મુખપૃષ્ઠ–૨ ઉપર वेदरक्षणम् એ નામનું વેદાંગો તથા શ્રૌતકર્મ, સ્માર્તકર્મ અગ્નિહોત્ર વેદીઓની શાખ-પ્રશાખાઓમાં વહેંચાયેલું વેદ–વટવૃક્ષ, જેની નીચે ભારતીય ઋષિધર્મ વિકાસ પામ્યો છે તે, જોવા મળે છે. સામેજ ભારતીય કલ્પના મુજબના આદર્શગૃહનો નકશો જોવા મળે છે. ત્યારબાદ પંચમુખી મહાદેવનાં દર્શન થાય છે. તે પછી પણ શિવ પરિવાર, ભક્તો સહિત શિવપાર્વતી, સિદ્ધિબુદ્ધિ સહિત સપુત્ર ગણેશ, શિવશક્તિ પાણિગ્રહણ મંડળ, પાર્વતી સાથે ગણેશ–કાર્તિકેય વીણાધર શંકર, ડમરુ દ્વારા મહેશ્વર સૂત્રો પ્રસારતા શિવ, રાવણની તામસ ભક્તિ—આદિ અસંખ્ય સુંદર દૃષ્ટાંતચિત્રો અહીં જોવા મળે છે. કોઈ કેવળ ચિત્રરસિક શિવાનુરાગી આ પુસ્તકનાં પાનાં ફેરવે તો તેને પણ સંતૃપ્તિ થાય તેવાં આ બધાં ચિત્રોથી ગ્રંથ સુશોભિત બન્યો છે.

ગ્રંથનાં પ્રથમ ચોવીસ પૃષ્ઠોમાં દેવનાગરી અને ગુજરાતી લિપિમાં રજૂ કરેલી અ–આદિ વર્ણમાલાની સુશોભિત કમાન જેવી આકૃતિની બોર્ડર વચ્ચે લખાણ આવે છે. પૃષ્ઠ ૩૯૨ ઉપર. ફરીથી આવી જ વર્ણમાલાની ડિઝાઈન આવે છે અને ત્યાં લેખકે આ વર્ણમાલાનું રહસ્ય સમજાવતાં લખ્યું છેઃ શિવના ડમરુમાંથી મૂળ વર્ણોની ઉત્પત્તિ થઈ છે. એક એક વર્ણ એક એક શિવ છે." "નિરાકાર નિરંજન શિવ સગુણ સાકાર સદાશિવ બન્યા. શિવ શક્તિ સાથે જોડાય એ રીતે વાણીનો અર્થની સાથે સુયોગ થયો." "પુષ્પની માલાની જેમ વર્ણમાલાની રચના થાય છે. પુષ્પોમાં સૂત્ર ગૂંથાય એ રીતે સ્વરો વ્યંજનમાં ગૂંથાયા છે અને તેની એક સુંદર આકૃતિ વર્ણમાલા રૂપે બને છે."

"પચાસ વર્ણોને કમળની પચાસ પાંખડીઓમાં મૂકવાથી તે શિવરૂપ છે. શિવની મૂર્તિ એ રીતે શરીરમાં સાક્ષાત્ પ્રગટ થાય છે અને જીવ શિવરૂપ બને છે." આમ વર્ણમાલામાં પણ શિવનાં જ દર્શન કરવાના છે.

કમાન આકારની આ વર્ણમાલા અચાનક ૨૪મા પૃષ્ઠથી બંધ કમાન થઈ જાય છે. કદાચ સ્થળસંકોચને લીધે આમ થયું હશે. ૨૫મા પાનથી વર્ણમાલા બંધ થઈ જાય છે, છતાં ત્યારપછીના દરેક પૃષ્ઠની ઉપરના ભાગમાં ડાબી બાજુના પૃષ્ઠ ઉપર વિશેષતઃ શક્તિ સૂચક ડિઝાઇનની વચ્ચે 'સામ્બસદાશિવ' અને જમણી બાજુના પૃષ્ઠ ઉપર શિવત્વને વ્યક્ત કરતી ડિઝાઇનની

વચ્ચે 'શંકર ભજમન' શબ્દો લખાયા છે. જાણે કે એ દરેક પાના ઉપર શિવ-શક્તિની અમીવૃષ્ટિ થઈ રહી છે. ગ્રંથને ત્રણ વિભાગમાં વહેંચવામાં આવ્યો છે: (૧) શિવકથા, (૨) શિવગાથા, (૩) શિવમહાપૂજા. પણ એ વિભાગો ચાલુ થાય તે પૂર્વે જ આચાર્યશ્રીએ 'પૂજા તમારી' એ શીર્ષક હેઠળ आत्मा त्वं गिरिजा मतिः એ પ્રસિદ્ધ શિવ માનસપૂજાનો ભક્તિ અને કવિતાનો પૂર્ણસંગમ સૂચવતો શ્લોક તથા પ્રસિદ્ધ ઋગ્વેદીય પુરુષસૂક્ત, ગુજરાતી પદ્યાનુવાદ તથા ટૂંકી સમજૂતી સાથે મૂક્યાં છે. પ્રારંભે જ મુકાયેલું આ વૈદિક સૂક્ત લેખકની વેદપ્રીતિ અને વેદપક્ષપાત તો સૂચવે જ છે, પણ પુરુષસૂક્તનો પુરુષ જ સર્વવ્યાપી શિવતત્ત્વ છે એવી ગ્રંથના પછીનાં પાનાંઓમાં પથરાયેલી વ્યાપક ભાવના પણ આથી વ્યક્ત થઈ જાય છે. અંતે શિવમહાપૂજાની એ છેલ્લા વિભાગ પછી પણ ઉપર સૂચવાયું છે તેમ વર્ણમાલાની સમજૂતી આવે છે અને છેલ્લે અગ્નિહોત્રમાં વપરાતાં જુદાં જુદાં સાધનોનાં રેખાચિત્રો સાથે आहवनीय सभ्य, आवसभ्य, गार्हपत्य અને दक्षिण એ અગ્નિ એ માટેનો માપ વર્ણન સાથેના ચતુરસ, વર્તુળ અને અર્ધવર્તુળ આકારની કૂંડોનાં ચિત્રો બતાવ્યાં છે. વચ્ચે भद्रं कर्णेभिः એ પ્રસિદ્ધ ઋચા મૂકવામાં આવી છે. 'શિવકથા' પુસ્તકમાં આનું ઔચિત્ય તરત જ સમજમાં ઊતરે તેવું નથી પરંતુ ભારતીય વિભાવનામાં યજ્ઞ કેન્દ્રમાં છે તથા વૈદિક ઢબે જીવનયાપન કરવા ઇચ્છનારની અગ્રિમ અને અન્તિમ અભિલાષા ભદ્રનો જ અનુભવ કરવાની હોય છે અને ભદ્ર એ જ શિવ છે તેમ દૂરાન્વયથી સમજી શકાય તેમ છે. ગ્રંથના અંતિમ પૃષ્ઠ ઉપર સદ્‌ગુરુને નમસ્કાર તથા વન્દ્યપુરુષોની લાક્ષણિકતાઓ દર્શાવતા સુભા-

સાંસ્કૃતિક અભિગમને પણ બરાબર ઉપસાવાયા નથી. લેખકની પ્રકૃતિ મુખ્યત્વે તત્ત્વ અને રહસ્યના સંશોધનમાં પ્રવૃત્ત હોવાથી વારંવાર કથાતત્ત્વ ઉપર રહસ્યદર્શનનો વધારે પડતો બોજો પડે છે અને કથારસ થોડો મોળો પડી જાય છે. કૈલાસપતિ નામના બીજા પ્રકરણમાં લેખક શિવ–ગૌરીના દામ્પત્યજીવનની વાત ઉપર આવે છે. તરત જ તેમનો સમગ્ર પુરુષાર્થ દમ્પતીમાં સધાતા જતા સૂક્ષ્મ સંવાદને છેડવા લાગે છે. ગૌરી કહે છે : "તમે શિવ છો, જગતનાં કલ્યાણ કરો છો. મને શિવા બનાવો, જગતના કલ્યાણમાં મારું પણ કલ્યાણ કરો. 'ગૌરી' કેવું ભારેખમ નામ ! મને ગૌરી ન કહો. શિવ તમે, હું શિવા. અહીંથી શરૂ કરી મહાદેવીનાં લાસ્ય શિવના તાંડવને પામવા મથે છે એ વાત આવે છે. વાર્તાતત્ત્વ રહેતું જ નથી. તાંડવ અને લાસ્ય એ બન્ને નૃત્યના સંવાદની તથા શિવશક્તિના સંવાદની ગંભીરતા આવી જાય છે. અહીં આદિનૃત્ત, તેમાંથી રચાતી પાંચ ક્રિયાઓ, નૃત્યની પાંચ લીલાઓ–સર્જન, પાલન, સંહાર, તિરોભાવ અને અનુગ્રહની લીલાઓની ચર્ચા આવે છે. આ ચર્ચામાં સૂક્ષ્મ અભ્યાસ, ખૂબ ઊંડાણ તથા પારગામી દષ્ટિ અવશ્ય જોવા મળે છે અને આચાર્યશ્રી એકદમ સ્વરૂપમાં આવી જઈને લખવા લાગે છે ત્યારે કેટલીક પ્રેરણા પાયેલાં વાક્યો આપણને મળે છે : "મહાદેવી ! યુગ યુગની લીલાઓનો કોઈ અંત નથી. અનેક યુગોનો એક કલ્પ બને છે અને તે કલ્પોના પ્રારંભમાં એક સંકલ્પ જાગે છે. સદાશિવના શિવસંકલ્પમાંથી આ સૃષ્ટિની લીલા જાગે છે અને સંહારની લીલા આટોપાય છે." "શિવ અને શક્તિ એક બનીને સાંબ સદાશિવ બને છે, તેમની અખંડ લીલાઓ જુદી જુદી પ્રગટ થતી નથી. જે ચૈતન્ય છે, જ્ઞાન છે, તે શિવ છે. જે આનંદ છે, રસ છે તે શક્તિ છે." એજ રીતે શિવના સ્મશાનવાસ પાછળનું રહસ્ય સમજાવતાં પણ લેખક ઊંડાણમાં ઊતરી જાય છે. તેઓ કહે છે : 'બ્રહ્માંડના પ્રલય કાળે સ્વર્ગ, પૃથ્વી અને સર્વ લોકોનો સંહાર કરું છું. તેટલાથી જ મારી લીલા શાંત થતી નથી. દરેક જીવાત્માને વાસના અને અહંકારના જે બંધન પડચાં છે, તે બંધનનો પણ હું સંહાર કરું છું. હું જે સ્મશાનભૂમિમાં નિવાસ કરું છું, તે કોઈ એક પ્રદેશની ભૂમિ નથી, કે જ્યાં મરેલાં પ્રેતને અગ્નિદાહ કરવામાં આવે છે. મારા ભક્તજનો યોગીઓ અને ધ્યાનીઓનાં હૃદયો તે મારી નિવાસભૂમિ છે. સંસારના પાપ, તપ અને સંતાપથી તે ભૂમિ સ્મશાન જેવી ધખ-ધખતી તપેલી હોય છે. જીવને જકડીને રહેલો અહંકાર અને મન, બુદ્ધિની સાથે જોડાઈને રહેલી વાસના તે બન્નેની સંહાર કરવા માટે હું નૃત્તની ક્રીડા ખેલી રહ્યો છું." આ બધાં વાક્યોમાં રહેલો વિચાર તેજસ્વી અને પ્રેરક છે. છતાં કેવળ કથારસથી જ પ્રવૃત્ત થયેલા વાચકનું રસ લેવાનું ગજું કેટલું ?

અલબત્ત આ કથાઓમાં સામાન્ય માણસને પણ કેટલીક સરસ માહિતી મળે છે. જેમકે કુમારના વાહન મોરનું નામ ચિત્રબર્હણ હતું અને તે ગરુડનો પુત્ર હતો. કુમારનો તામ્રચૂડ નામનો મરઘો હતો, ગણપતિની પત્નીઓ તે વિશ્વરૂપ પ્રજાપતિની પુત્રીઓ હતી, કાર્તિકેયનાં પૂજન કાર્તિક માસમાં આવે છે, દરેક માસની અમાવાસ્યાએ સદાશિવ ક્રૌંચ પર્વત ઉપર કાર્તિકેયની મુલાકાત લે છે વગેરે ઘણી રસપ્રદ માહિતી જિજ્ઞાસુઓને મળે છે.

રહસ્ય અને તત્ત્વને સંશોધવા તરફ લેખક અવશપણે વળી જતા હોવાથી જુદી જુદી કથાઓ-માંથી પસંદગી કરતાં ક્યારેક ઉત્તમ કથાનો ઉત્તમ અંશ ચુકાઈ ગયો છે; જેમકે કામદહન પછી પાર્વતીએ શંકરને પ્રાપ્ત કરવાનો નિર્ણય કર્યો તે વાતને રજૂ કરતાં લેખક પાર્વતીના મનની વાત કરે છે : "હવે તો હું મારા દેહને ગાળી નાખું" અહીં રીસ અને હઠાગ્રહનો ભાવ છે. કુમાર સંભવમાં રજૂ થયેલો अवाप्यते वा कथमन्यथा द्वयं तथाविधं प्रेम पतिश्च तद्दशः માં રહેતો તપની પાછળનો ઊદાત્ત હેતુ ઊપસતો નથી. તે જ પ્રમાણે કથાનકના વર્ણનક્રમમાં ક્યારેક વિસંગતિ જોવા મળે છે. દા. ત, પૃ. ૩૦ ઉપરના પ્રથમ કોલમમાં આવે છે, "અને સાચે જ મેના બા માની ગયા" પછી થોડી વારે જ બીજા કોલમમાં આવે છે, તે બધાં લક્ષ્મી અને દેવીઓ મેના રાણીને સમજાવવા માટે તેમના ભવનમાં જઈ પહોંચ્યાં. પૃ. ૪૯ ઉપર આવે છે કે, "તેમની સખી વિજયા દૂર ઊભી એકતારવીણા પરતાલ આપી રહી હતી !" અહીં ભાવાર્થને સમજવામાં મુશ્કેલી પડતી નથી, પણ ચુસ્તપણે કહીએ તો વીણા તાલવાદ્ય નથી. આ ઉપરાંત શિવ-પાર્વતીનાં લગ્ન પણ થાય તે પહેલાં કહેવાયું છે.' બ્રહ્માજીએ ગણેશ બેસાડ્યાં." અલબત્ત લેખકની મોટી વાતને ધ્યાનમાં લેતાં આ વિસંગતિઓ નગણ્ય લાગે અને ધ્યાન પૂર્વકના બીજા વાચને જ દૂર થઈ શકે તેમ છે એથી આ પુસ્તકમાં ઠલવાયેલા જ્ઞાનરાશિનું તેજ બહુ ઝંખવાતું નથી.

શિવકથાના પાંચમા પ્રકરણમાં લેખક શિવ વિષેની જાણીતી છતાં રસિક વાત છેડે છે. ભારતીય સંસ્કૃતિ પ્રમાણે શિવને સર્વકલાઓના ગુરુ ગણવામાં આવે છે. લેખક કહે છે, સંગીતરત્નાકરમાં ગુરુઓની પરંપરા બતાવી છે, તેમાં પ્રથમ ગુરુ તરીકે સદાશિવનો નિર્દેશ કર્યો છે. આમ આ પ્રકરણથી શિવકથામાં કથા શબ્દનો અર્થ હવે કથાનક કે વાતો રહેતો નથી, પણ વાત કે માહિતી થઈ જાય છે. લેખક શિવને વીણાધર કહે છે, તેમના ડમરુ વાહન-માંથી પાણિનિને વ્યાકરણશાસ્ત્રનાં આદિસૂત્રો–માહેશ્વરસૂત્રો મળે છે. શિવ નટરાજ તો છે જ, એટલે નર્તકીના આરાધ્યદેવ છે. લેખક તેમના પ્રદોષનૃત્ત તથા તાંડવાનૃત્તને ઉલ્લેખે છે. નૃત્ય-કળામાં તેઓ પાર્વતી–શક્તિના ગુરુ બન્યા છે. શિવ કથારસિક છે, એટલે તો પાર્વતીને તેમની પાસેથી અનેક રસિક કથાઓ સાંભળવા મળે છે. લેખક બૃહત્કથા અથવા સંક્ષેપ–કથાસરિત્સાગરની ઊગમકથા ઉલ્લેખે છે. શિવ બીજી પણ અનેક વિદ્યાઓના આદિગુરુ છે. પિનાકધર શિવ ધનુર્વેદના આદિ આચાર્ય છે. વૈદ્યનાથ નામથી પણ ઓળખતા શિવ આયુર્વેદના કુશળજ્ઞાતા છે–રસરાજ છે. આમ આપણા લેખક આચાર્યશ્રી જણાવે છે તેમ સદાશિવ કલાઓ, વિદ્યાઓ, યોગ, જ્ઞાન વગેરેના ઉપદેશક છે એટલા માટે તે યોગ દક્ષિણામૂર્તિ, વીણા દક્ષિણામૂર્તિ અને વ્યાખ્યાન દક્ષિણામૂર્તિ તરીકે પ્રસિદ્ધ છે રુદ્રયામલમાં શિવ–પાર્વતીના સંવાદો આવે છે અને તેમાં શિવ, પાર્વતીને આગમ અને નિગમનો ઉપદેશ આપે છે. શિવ પરમ વૈષ્ણવ છે. આચાર્યશ્રી કહે છે તેમ શુદ્ધ દ્વૈત વેદાન્તના આદિપ્રવર્તક તરીકે શિવને ગણવામાં આવે છે અને શ્રી વલ્લભા-ચાર્યના પુષ્ટિ સંપ્રદાયને રુદ્રસંપ્રદાય કહેવામાં આવે છે. યોગ માર્ગમાં 'નાદાનુસંધાન' નામની ઉત્તમ યોગ–પ્રક્રિયાના આદિપ્રવર્તક યોગીશ્વર સદાશિવ છે. પ્રાચીન પરંપરા પ્રમાણે શિવને આદ્યગુરુ કહેવામાં આવે છે. લેખકે

શિવના દક્ષિણામૂર્તિ સ્વરૂપની કથા કહી ગુરોસ્તુ મૌનં વ્યાખ્યાનં શિષ્યાસ્તુ છિન્ન સંશયાઃ ની વાત કહે છે સદાશિવે સર્વજીવોનો ઉદ્ધાર કરવા માટે યમલ, ડામર, શિવસૂત્ર વગેરેને શિવશક્તિના સંવાદરૂપે પ્રગટ કર્યા છે. આમાંના ઉદ્ધારતંત્ર, મહાનિર્વાણતંત્ર, જ્ઞાનાર્ણવતંત્ર, શિવરહસ્ય આદિતંત્ર ગ્રંથોનો આચાર્યશ્રીએ વિસ્તૃત અભ્યાસપૂર્ણ પરિચય આપ્યો છે આ સંદર્ભમાં લેખકે ત્રિપુરાશક્તિ અને તેના ત્રણ પ્રકારો, ત્રણ શક્તિઓ, પાંચ પ્રેત અને શક્તિ, દશમહાવિદ્યાઓ, પરમ ત્રિપુરાનાં વર્ણન વગેરેનું વિશદ નિરૂપણ કર્યું છે.

શિવકથાના છઠ્ઠા પ્રકરણમાં નિષ્કલ શિવ, સરળ સદાશિવ, અગ્નિસ્તંભ અને તેનો આદિ તથા અંત શોધવા હંસરૂપે ઉપર ગયેલ બ્રહ્માની તથા વરાહરૂપે નીચે ગયેલ હરિની કથા, અખંડ શિવતત્ત્વ, પાંચ પ્રકારની લીલાઓ, સ્થાણુ અને અપર્ણા તરીકે શિવશક્તિ, અષ્ટ-મૂર્તિ શિવ, પાંચ સ્થૂલ મહાભૂતો, ત્રિમૂર્તિ તેમજ અનેકમૂર્તિ શિવ બિન્દુ અને મંડળનું રહસ્ય, માનવ મંદિરની રચના, છ કમળોરૂપી છ ચક્રો—મૂલાધારચક્ર, મણિપૂરચક્ર, સ્વાધિષ્ઠાન ચક્ર, વિશુદ્ધિચક્ર, આજ્ઞાચક્ર, બ્રહ્મચક્ર વગેરેનું વિશદ વર્ણન આવે છે. આ બધાનું નિરૂપણ ઊંડાણવાળું તથા માહિતીસભર છે. આપણા ભણેલા લોકોનું ધ્યાન હજી તંત્ર તરફ જોઈએ તેટલું ગયું નથી. તેમને આચાર્યશ્રીના આ નિરૂપણથી ઘણું ઉપયોગી માર્ગદર્શન મળી રહેશે તેમાં શંકા નથી. સાતમા પ્રકરણના અંતે બાર જ્યોતિર્લિંગનું સ્તોત્ર તથા આરતી આવે છે. આઠમા પ્રકરણમાં ભગવાન મનુથી માંડીને ટી. એ. ગોપીનાથરાવ, સી. એન. નારાયણ અય્યર, શ્રી અરવિન્દ, આનંદશંકરભાઈ, દુર્ગારામ શાસ્ત્રી, ગણેશપ્રસાદજી, આર્થર એવલોન, વિનોબા ભાવે, રોમારોલાં તથા સ્વામીશ્રી વિવેકાનંદના શિવતત્ત્વ વિષેનાં અવતરણો ટાંકવામાં આવ્યાં છે.

બીજા–શિવગાથા–વિભાગમાં ભક્તના મુખે ગવાયેલા શિવમહિમાને વર્ણવ્યો છે. અહીં ઉપમન્યુ આખ્યાન, કૃષ્ણ અને રામે કરેલી શિવસ્તુતિ તથા ગાંધર્વ પુષ્પદંત, ભગવાન શંકરાચાર્ય, સંત તુલસીદાસ, ભક્ત નરસિંહ મહેતા તથા સ્વામી તપોવનમ્ વગેરે શિવભક્તોના તેમના જીવનને પ્રભાવિત કરનારા શિવમહિમાને વર્ણવાયો છે. અહીં સમશ્લોકી અનુવાદ તથા ભાવાનુસારી સમજૂતી સાથે જયશંકર સ્તોત્ર, માર્કંડેય આખ્યાન તથા સાર્થ મહામૃત્યુંજય સ્તોત્ર, પુષ્પદંતની કથા તથા શિવમહિમ્નઃ સ્તોત્ર, જૈગીષવ્ય મુનિની કથા શિવરહસ્યની કથા, પિતૃભક્ત પિપ્પલાદની કથા, શ્વેતાશ્વતર ઉપનિષદ્ તથા તેમાં નિરૂપિત શિવમાહાત્મ્ય, ભગવાન શંકરાચાર્યની શિવપ્રીતિ તથા તેમણે રચેલાં શિવમાનસપૂજા, શિવાપરાધક્ષમાપનસ્તોત્રમ્, પરાપૂજા, વેદસારશિવ-સ્તવઃ, શિવપઞ્ચાક્ષરસ્તોત્ર, દક્ષિણામૂર્તિસ્તોત્ર, આદિ સાનુવાદ તથા વ્યાખ્યા સાથે આવે છે. આ વિભાગનું આલેખન તેનાં આખ્યાનોથી રસિક તથા તેમાં નિરૂપાયેલા તત્ત્વ નિરૂપણથી બોધપ્રદ બન્યું છે.

છેલ્લા શિવમહાપૂજા વિભાગમાં ચાર વેદોમાં શિવસ્મરણ કરતા મંત્રોની સમજૂતી સાથેની રજુઆત કરવામાં આવી છે. અહીં ઋગ્વેદ સાતમા મંડળના સામવેદ–પૂર્વાર્ચિકના, યજુર્વેદ અધ્યાય ૧૬ ના અને અથર્વ કાંડ ૧૧ ના શિવના ઉલ્લેખ-વાળા મંત્રો તથા શિવસંકલ્પ સૂક્ત છે.

ત્યારબાદ શિવમહાપૂજાનું વર્ણન કરતા પહેલાં એ પૂજાનું મહત્ત્વ બરાબર અવગત થાય

તે માટે "જીવ પોતે બદ્ધ છે, તેને શિવરૂપ થવાનું છે, તે માટે ગુરુની સાહાય્ય અનિવાર્ય છે, દેહ જ દેવમંદિર છે, અને देवो भूत्वा देवं यजेत्- દેવ બનીને દેવપૂજન કરવાનાં છે–તે બધું સ્પષ્ટ કરીને પૂજનની સમજૂતી, ગણપતિ પૂજન તથા દેવ–ગુરુની એકતાની ઊંડી સમજૂતી આપીને ભક્તને શિવમહાપૂજા માટે જ માનસિક રીતે સજ્જ કર્યો છે. ત્યાર પછી પ્રાતઃકર્મ, સ્નાનસંકલ્પ પ્રાણાયામ, શાંતિપાઠ, દેવનમસ્કાર, પ્રધાનસંકલ્પ, ભૂતશુદ્ધિ, દીપપૂજન, વરુણપૂજન, દ્રવ્યશુદ્ધિ, શંખઘંટાપૂજન, ગણપતિનું ધ્યાનાવાહનાદિક ષોડશોપચારપૂજન, પુણ્યાહવાચન પ્રયોગ, ભસ્મ-રુદ્રાક્ષધારણ અને ન્યાસ, અને પછી ધ્યાનથી માંડીને પાદોદકગ્રહણ સુધીનો શિવપૂજા પ્રયોગ, સુંદર ગુજરાતી અનુવાદ તથા સમજૂતી સાથે આપવામાં આવ્યો છે. શિવની બે આરતીઓ પણ આપવામાં આવી છે. છેલ્લે શિવના દર્શનનો મહિમા દર્શાવતું કીર્તન તથા પ્રદક્ષિણા શ્લોક અને પ્રદક્ષિણાના ચાર જુદા જુદા ક્રમ આપવામાં આવ્યા છે. છેલ્લે એક લંબચોરસમાં શિવ-પરિવારના દેવોનાં સ્થાનોનો નિર્દેશ કરીને પ્રદક્ષિણાના ક્રમોનો દૃષ્ટાંતાલેખ આપવામાં આવ્યો છે.

આમ આ 'શિવકથા'માં અનેકોને આકર્ષ-વાની ક્ષમતા છે. કેવળ ચિત્રરસિક હોય તેને માટે અસંખ્ય સુંદર ચિત્રો અહીં મળે છે. કથાનકમાં જેને રસ હોય તેને શિવના અને રસિક આખ્યાનો મળી રહે છે. શિવપૂજાની વિધિ જેને જાણવો હોય તેને અહીં પૂજાનું વિસ્તૃત વિવરણ સાથેનું નિરૂપણ મળી રહે છે. જેને શિવનાં સ્તોત્રો અને મંત્રો એક સાથે મૂકાયેલા જોવાં હોય તેને અહીં તે બધાં મૂળ સંસ્કૃતમાં તથા તેમના અનુવાદ અને સમજૂતી પણ મળી રહે છે. તંત્રશાસ્ત્રના રસિકોને ઉત્તમ તંત્રગ્રંથોનો પરિચય તથા જુદા જુદા યંત્રોનો પરિચય મળી રહે છે. શિવતત્ત્વના રહસ્યને સમજવાની ઇચ્છા હોય તેને શિવતત્ત્વ વિષેનું ઊંડું નિરૂપણ મળે છે. અહીં શ્લોકોના સુંદર ભાવવાહી સમશ્લોકી અનુવાદો છે, જે કાવ્યરસિકને ડોલાવી મૂકે તેવાં છે અને અને આચાર્યશ્રીની કાવ્યનિર્માણ કરવાની વિશિષ્ટ શક્તિનો પણ પરિચય કરાવી દે છે. આમ ઘણું ઘણું છે. વાંચવા ગમે તેવા મોટા ટાઈપ અને સુઘડ છપાઈ તો છે જ. આ બધાનું મહત્ત્વ એક સરખું જ દેખાય છે તેથી ભિન્ન રુચિવાળાને પોતપોતાની રુચિ અનુસાર આ પુસ્તક પ્રિય નીવડે તેમ છે. આમ આ પુસ્તકના અધિકારીઓ અનેક પ્રકારના છે.

પ્રથમ વાચને આ પુસ્તક લખવા પાછળ લેખકનો મુખ્ય–આશય–પ્રયોજન–કર્યો હશે તે પકડાતું નથી. પ્રારંભમાં લાગે કે લેખકનો મુખ્ય આશય ઉપનિષદો, તંત્રગ્રંથો, કુમારસંભવ આદિ કાવ્યો, કૂર્મપુરાણ, વામનપુરાણ, શિવપુરાણ, ભાગવતપુરાણ, સ્કંદપુરાણ, બ્રહ્મપુરાણ, સૌરપુરાણ, મહાભારત આદિ ગ્રંથોના પોતાના સંગીન પરિશીલન પછી શિવકથાનું ઉત્તમ સ્વરૂપ આપ-વાનો છે. તો બીજી રીતે જોતાં લાગે કે લેખકનો આશય શિવનાં સરસ સ્તોત્રો સાનુવાદ આપવાનો છે, એમ પણ લાગે કે લેખકને પૂજાવિધિ આપવી છે. આ બધાં લક્ષ્યોએ લેખકને પ્રેરણા આપી હોય તેવું લાગે છે.

આમ છતાં ઊંડાણથી વાંચતા લાગે છે કે આ બધું એક જ ગ્રંથમાં નિરૂપવા જતાં આચાર્યશ્રી પોતાના મનમાં બંધાવા જતાં શિવતત્ત્વને આકાર આપવા મથી રહ્યા છે. આખા ગ્રંથમાં पाताले, अन्तरीक्षे, दश दिशि, गगने, सर्वशैले, समुद्रे काष्ठे, लोष्ठे, गोष्ठे, સર્વત્ર વ્યાપેલાં

વર્ણનાતીત શિવતત્ત્વને સમજવાનો તથા સમજાવવાનો ભાગીરથ ઉદ્યમ પ્રવાહિત થયો છે.

શિવ વિષે ભાવિકોમાં જુદી જુદી વિભાવનાઓ છે, કેટલાક શિવને જલધારાપ્રિયઃ શિવઃ શિવલિંગ તરીકે જ ઓળખે છે. તેને સંહારના દેવ તરીકે પણ ઓળખવામાં આવે છે. કેટલાક તેને શ્મશાનવાસી, ચિતાભસ્મ ચોળેલા તાંડવપ્રિય, વિજયાના શોખીન દેવ તરીકે ઓળખે છે, જ્યારે ज्ञानं महेश्वरादिच्छेत् એ પ્રસિદ્ધ વાક્યમાં શિવને જ્ઞાનનિધિ અને પરમગુરુ ગણવાયા છે. શિવને તંત્રગ્રંથોના તો પ્રવર્તક ગણાવ્યા જ છે. આ બધા માનવભાવ પંડિત શિવના ખ્યાલો પાછળ રહેલા એક શિવતત્ત્વને ઓળખાવવાનો પ્રયાસ આવશ્યક હોવા છતાં કઠિન પણ છે. આચાર્યશ્રીએ ઉપર જણાવેલી બધી જ શિવલીલાઓ પાછળની શિવતત્ત્વના વિલાસની વિભાવનાઓને સ્પષ્ટ કરી દીધી છે. શિવના વિષ્ણુ સાથેના સંબંધની વાત પણ તેમણે વિચારી છે. બીજી આવૃત્તિના આરંભે તેઓ લખે છે : "વેદની ભાવના પ્રમાણે તો બે દેવ પ્રત્યક્ષ રીતે જોવાને મળે, એક સૂર્ય અને બીજા અગ્નિ. સાંજથી સવાર સુધીમાં અગ્નિની સાક્ષીમાં અને દિવસે સૂર્યની સાક્ષીમાં જે જે ધર્મકર્મ થાય, તે જ જીવનની સફળતા. એ કર્મથી ભક્તિ જાગે, ત્યારે અગ્નિનું રૂપ શિવ બને અને સૂર્યનું રૂપ વિષ્ણુ બને એ ભાવે શિવ અને વિષ્ણુની ઉપાસના શરૂ થઈ." લેખકે ટાંકેલા આનંદશંકરભાઈના તથા સ્વામી વિવેકાનંદના અવતરણોમાં પણ જણાવાયું છે કે શિવનું પ્રાચીન સ્વરૂપ અગ્નિનું છે. ધીમે ધીમે સર્વત્ર વ્યાપ્તતત્ત્વ એજ શિવતત્ત્વ છે એ ખ્યાલ ઊભો થયો. શિવતત્ત્વને સમજાવતા લેખક પૃ. ૧૮૬ ઉપર લખે છે : "આપનું તે શિવતત્ત્વ છે, જે એક અખંડસત્તા, ચૈતન્ય આનંદનો સમરસ સમાહાર છે. તે જ શિવતત્ત્વ સર્જનકાળે આદિ શક્તિને પ્રગટ કરે છે." જે 'પરાશક્તિ' શિવમાં વિલીન બની હતી, તે જ આદિશક્તિ સર્જનકાળે પ્રગટ થવા ચાહે છે." પૃ. ૧૮૭ ઉપર લેખક જણાવે છે : "આ વિશ્વનાં સર્જન કરતી વખતે આપ રજોગુણ ધારણ કરીને 'ભવ' બનો છો. જે આ બ્રહ્મા છે તે જ ભવ છે આપની તે સર્જન લીલા છે, જ્યારે આપ સત્ત્વગુણ ધારણ કરીને 'મૃડ' બનો છો, ત્યારે આ સૃષ્ટિનાં પાલન કરો છો. આજે વિષ્ણુ છે તે જ આપનું મૃડ સ્વરૂપ છે. જ્યારે આપ વિશ્વનો સંહાર કરો છો, ત્યારે તમોગુણ ધારણ કરીને હર બનો છો. તે 'હર' રુદ્ર સ્વરૂપ છે; તે સંહાર લીલા છે." આપ ત્રણેય દેવોરૂપે આખરે તો એક સદાશિવ જ પ્રવર્તે છે એમ લેખક સમજાવે છે. આ ઉપરાંત શિવની આઠ મૂર્તિઓ તેમના ત્રણ સ્વરૂપો અને તેમની ત્રિમૂર્તિના રહસ્યોને સમજાવી પૃ. ૧૮૯ ઉપર લેખક કહે છે." આ રીતે જોતાં આપ એકરૂપે, પાંચરૂપે, આઠરૂપે ત્રણરૂપે, બ્રહ્માંડભરમાં પ્રગટ થાઓ છો. આમ આચાર્યશ્રી પ્રમાણે શિવ ઘટઘટમાં વ્યાપી, સમગ્ર પ્રવૃત્તિઓમાં રહેલા તથા તે પ્રવૃત્તિઓનું લક્ષ્ય છે.

સમગ્ર પુસ્તકમાં આચાર્યશ્રીની અગાધ-અપાર વિદ્વત્તા અછતી રહેતી નથી. તેમની બુદ્ધિ રહસ્યગામી હોવાથી તેમની શૈલી ભારેખમ અને વિચારઘન છે.

પ્રત્યેક શિવાનુરાગીએ, પ્રત્યેક તત્ત્વજ્ઞ આ પુસ્તક વસાવવા તથા વાંચવા જેવું છે. આવો ગ્રંથ આપણને તૈયાર કરી આપવા માટે તથા વિશાળ શિવલોકની યાત્રા કરાવવા બદલ આ ગ્રંથની રચનામાં જેમની મહેનત અને અગાધ વિદ્વત્તા પ્રદર્શિત થયાં છે તે તેના રચયિતા આચાર્યશ્રીનો આપણે સહુ આભાર માનીએ અને તેમને शतं जीव शरदः એવી શુભેચ્છાઓ સાદર કરીએ.

# ભારત તીર્થ દર્શન

—શરદ શાસ્ત્રી

"રામેશ્વર મંદિર પાસેના સમુદ્રની રજ એક કાચલીમાં રાખીને હિમાલયના ગંગોત્રી-ધામની યાત્રા કરવી અને ત્યાં આવેલ ગૌરી-કુંડમાં તે રજ નાંખવી. તે ગૌરીકુંડના ઉપરના ભાગથી ગંગાજળ એક લોટીમાં ભરવાનું અને ફરી રામેશ્વરનાં દર્શન કરતી વખતે તે જળ રામેશ્વર જ્યોતિલિંગ પર ચઢાવવાનું !"

પ્રસ્તાવનામાંજ રજૂ કરેલ ભારત તીર્થ દર્શન ગ્રંથનું સાચું દર્શન છે.

ઈ. સ. ૧૯૭૨ માં શેઠશ્રી એમ. એમ. ખંભાતવાળા તરફથી પ્રકાશિત આ ગ્રંથની આ ત્રીજી આવૃત્તિ છે. શેઠશ્રી એમ. એમ. ખંભાત વાળા અને શ્રી છોટાલાલ ખંભાતવાળા આ તીર્થયાત્રાના મુખ્ય યાત્રીઓ છે. આ ગ્રંથના લેખક છે શ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિત તેમણે વેદો અને પુરાણોમાંથી અસંખ્ય અવતરણો ટાંકીને ભારતના તીર્થોનું ઐતિહાસિક અને પૌરાણિક સ્થાન અને મહત્ત્વ દર્શાવ્યું છે. આ ગ્રંથ વાંચતાં જ સહેજે આપણી સામે કાકાસાહેબ કાલલેકર, સ્વામી આનંદ, રાહુલ સાંકૃત્યાયન, ધર્માનંદ કૌસંબી–જેવા આ જીવન પ્રવાસીઓનું સ્મરણ થાય છે. લેખકે જે તે તીર્થોના નકશાઓ ઠકાવાર યાદી, તે તે તીર્થોની ધર્મશાળાઓની યાદી વગેરે આપીને 'Tourist guide'ની ગરજ સારી છે, તો પુરાણોમાંથી અનેક શ્લોકો કથાઓ ટાંકીને હિન્દુ ધર્મના ભોમિયાની પણ ગરજ સારી છે.

કુલ ૩૪૪ પાનાનાં આ ગ્રંથમાં તીર્થયાત્રાનું નિરૂપણ કરતાં સત્તર પ્રકરણો છે.

આ સમગ્ર ગ્રંથમાં ભારતના તથા હિન્દુ ધર્મના બધા જ તીર્થોને આવરી લેવામાં આવ્યા. આ ગ્રંથનાં ત્રણસોને ચુમ્માલીસ પાનામાં લેખકે આપણી સામે ભારતના સાંસ્કૃતિક અને આધ્યાત્મિક ભાવનું એક સજીવ ચિત્ર ખડું કર્યું છે. તે તે તીર્થોનાં વર્ણન વાંચીને તે તે ઋષિઓ–પુરાણો–દેવ દેવતાઓ વગેરેની સ્મૃતિથી હૃદય ભર્યું ભર્યું થઈ જાય છે. સોમનાથ પ્રભાસનું વર્ણન જુઓ; "આ પ્રભાસ ક્ષેત્રમાં સોમનાથ મહાદેવ પહેલ વહેલા પધાર્યા. જ્યોતિ-લિંગ અગ્નિસ્વરૂપે સ્વયંભૂ બનીને ! એ યુગ જૂની કથા છે. રાજા સોમને ક્ષયરોગ લાગુ પડ્યો અને તે હવા ફેર માટે સ્વર્ગમાંથી પૃથ્વી પર ઊતરી આવ્યો. બ્રહ્માની સૂચના પ્રમાણે તે પશ્ચિમના સમુદ્રને આ તીરે ઊતર્યો અને તેણે મૃત્યુંજયના મંત્રજાપ શરૂ કરી દીધા. ત્યાં તો બ્રહ્મા પ્રજાપતિ દેવો સહિત આવ્યા. સોમને તેમણે યજમાન બનાવ્યા અને સોમનાથ જ્યોતિર્લિંગની સ્થાપના થઈ જ્યાં સ્વયંભૂ રીતે પહેલેથી જ્યોતિર્લિંગ અપ્રગટ હતું, તે પ્રગટ થયું."

અનાયાસ સુંદર શૈલીમાં લખએલ આ પુસ્તકમાં તાદૃશ પ્રવાસવર્ણન છે, ધાર્મિક ચિંતન છે, સરસ વાર્તાકથન છે. ભિન્ન ભિન્ન વાચક-વર્ગને પરિતર્પે એવી વૈવિધ્યસભર સામગ્રી છે.

આ ગ્રંથની સૌથી મોટી વિશેષતા એ છે કે યાત્રાપુરુષ અને લેખક એમ બે વ્યક્તિની વચ્ચેના સંવાદરૂપે તે લખાયું છે અને એ સંવાદો આખી વસ્તુને એક અનોખા પ્રકારની સંભાવના સમર્પે છે.

આ પુસ્તકનું મૂલ્ય, મુખ્ય બે કારણસર છે. એક તો, જેને યાત્રાસ્થાનોમાં જ જવાનો ઉત્સાહ છે તેમને માટે આ પ્રમાણભૂત વિરલ નકશાઓ સહિત, કદાચ એકમાત્ર, 'ગાઈડ' છે. અને બીજું, જેમને ભારત વર્ષના સાંસ્કૃતિક પ્રવાહનાં મૂળ અને વિકાસમાં રસ છે, તેમને શ્રી વિષ્ણુદેવ પંડિતના ત્રણત્રણ વર્ષના પરિશ્રમના પરિપાકરૂપ આ ગ્રંથ પૂરો સંતોષ આપશે એમાં શંકા નથી. વળી લેખક વ્યુત્પન્ન પંડિત હોવા છતાં અલંકારપ્રચુર ક્લિષ્ટ ભાષાનો પ્રયોગ ટાળે છે, અત્યંત સરલ પ્રસાદ રસાત્મક વાણીનો જ સર્વત્ર પ્રવાહ વહે છે.

ધર્મશાસ્ત્રો અને પુરાણોમાંથી, ઈતિ–હા–આસ–, કિંવદન્તી, પ્રસિદ્ધ સાકારોનું નિબંધ સાહિત્ય તેમજ ભક્તિ સાહિત્યમાંથી વિવેક પૂર્વક પણ પ્રચુરપ્રમાણમાં લોકો. સ્તોત્રો, રૂપકચાંશો અને પદો ઉપાડી ઉતારીને, તેની આજુબાજુ સાદીસીધી ભાષામાં ને હાવકી શૈલીમાં Factul વાર્તિક કરતાં વિષયનું પ્રતિપાદન થયું છે. આ બધું શ્રી વિષ્ણુદેવ કેટલા સારા ટીકાકાર ટિપ્પણકાર પણ છે, તે સૂચવે છે. સામાન્ય જનને શબ્દતીર્થના ઘાટે ઉતારવા તેમણે ગ્રંથનાયક સાથે પ્રયોજેલી સંવાદશૈલી આ પ્રકારનાં ગુજરાતી ધર્મસાહિત્યમાં કદાચ સર્વપ્રથમ છે. અને તેથી પંડિતજી અભિનંદનના અધિકારી ઠરે છે.

ભારતમાતાનું ભવ્યમધુર રૂપક આપતાં લેખકની કલ્પનાં–નિરૂપણ શક્તિ જુઓ;

'મારે મન ભારત માતા છે. અને હું તેનો એક નમ્ર અદનો બાળક છું. આ ભારતમાતાનું આખું સ્વરૂપ મારી સામે મૂર્તિમંત દેખાય છે. કૈલાસ મસ્તકરૂપે તો રાક્ષસતાલ અને મનસરોવર નેત્રસ્થાને; તો વચલો એક માઈલનો રસ્તો નાક તરીકે ! પશ્ચિમ હિમાલયનો સિંધુનદ અને પૂર્વ હિમાલયનો બ્રહ્મપુત્રનદ બે વિશાળ ભુજાઓ બને છે. ગંગા અને યમુના તો મધ્ય ભાગે છે. ત્યારે નાભિસ્થાને નાથ દ્વાર કાંકરોલી છે; તેની કટિમેખલા જેવી વિંધ્યાવલિની ગિરિમાળા દક્ષિણમાં આવેલ પૂર્વઘાટ અને પશ્ચિમઘાટ તો બે જાંઘ અને સાથળ જેવા અને રામેશ્વર–કન્યાકુમારી બન્ને ચરણો જેવા ! ભારતમાતાની આ મૂર્તિના દર્શન કરવા માટે જ, હું વારંવાર તીર્થસ્થાનોમાં ભમ્યા કરું છું''

યાત્રાઓનાં વર્ણન, તીર્થસ્થાનોનું માર્ગદર્શન તીર્થોનો ઈતિહાસ, પુરાણકથા, તીર્થસ્થાનોમાં ઉતારા વગેરેની સગવડ આદી વિગતવાર માહિતિઓ લેખકે આ પુસ્તકમાં રજૂ કરી છે. જોકે તીર્થસ્થાનો વિષે કેટલાંયે પુસ્તકો પ્રસિદ્ધ થએલાં છે; પરંતુ આટલી બધી માહિતિઓની સમૃદ્ધિ પીરસતું અને લગભગ બધાં જ તીર્થોનાં વર્ણનોને દર્શાવતું આ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં અને સમાજમાં આવકાર્ય બનશે એમાં શંકા નથી. એના લેખકને ખરેખર ધન્યવાદ ઘટે છે.

# પંડિતજીની ભાગવતભક્તિનાં ફલદય

ડૉ. શાન્તિકુમાર એમ. પંડયા

सत्यं परं धीमहि ।

આચાર્ય શ્રી વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિતનું જીવન સંસ્કૃત ભાષા, સાહિત્ય અને વેદ માટેનું સમર્પિત જીવન છે. સનાતન વિદ્યાધામ, વારાણસીમાં સંસ્કૃતનો અભ્યાસ પૂરો કરી અમદાવાદમાં સ્થિર થયા પછી જીવન વ્યવહારની ગોઠવણોના વિવિધ તબકકે તેઓને સંસ્કૃત ભાષા સાહિત્યના ઘણા ગ્રંથોનું અનુશીલન અને પરિશીલન કરવાના પ્રસંગો સાંપડયા છે. 'ભાગવત વિચારસુધા' નામના એમના ભાગવત વિષયક લેખસંગ્રહની ભૂમિકામાં એમણે પોતે નોંધ્યું છે. તેમ જીવન નિર્વાહના એક સાધનરૂપે ગુજરાતી ભાષામાં આલેખન અને કથા પ્રવચનો કરવાનું એમને ફાળે આવેલું. પરિણામે ભાગવતની મૂળ કથાઓને અને સ્તુતિવચનોને કેન્દ્રમાં રાખી સરળ મધુર શૈલીમાં ભાગવતની ભક્તિસુધા પીરસવાની એમને વિપુલ તકો સાંપડી હતી. ભારતવર્ષમાં ભાગવત અને ભાગવતનો ભક્તિરસ આબાલવૃદ્ધ સહુને હંમેશાં આકર્ષતો રહ્યો છે. આમાં પણ ભાગવતમાં મોક્ષધર્મને કેન્દ્રમાં રાખીને મહર્ષિ વ્યાસે એમના તત્ત્વદર્શન અને કાવ્યપ્રતિભાનાં અનેક રમણીય શિખરો સર કર્યાં છે. કહે છે કે મહાભારતમાં ચારે પુરુષાર્થોનું સાંગોપાંગ નિરૂપણ કર્યા છતાં મોક્ષધર્મની બાબતમાં મહર્ષિ વ્યાસજીને પરિતોષ ન થતાં એમણે શ્રીમદ્‌ભાગવતની રચના કરી હતી. શ્રીમદ્‌ ભાગવતમાં ગહન મોક્ષધર્મની એટલી બધી વિશદ અને અખિલાઇપૂર્ણ ચર્ચા થઇ છે કે એના તત્ત્વદર્શનને સમજવાનું કામ પંડિતોને પણ પડકારરૂપ ગણાયું છે અને તેથીજ કહેવાયું છે કે "विद्यावतां भागवत परीक्षा।" વિદ્યાવાનોની પરીક્ષા ભાગવતમાં થાય છે. ભાગવતના વક્તાઓ ઘણા જોવા મળે છે પણ એનો અર્થ સમજી શકે એવા સંસ્કૃત ભાષાના વિદ્વાન ભાગવત વક્તાઓ ગુજરાતમાં પણ જૂજ છે. સંસ્કૃત ભાષાના એક અધિકારી અને વિદ્વાન વક્તા તરીકે આચાર્યશ્રી પંડિતજીએ ભાગવતના સારસ્યને પૂર્ણ ન્યાય આપ્યો હશે એમ એમના આ 'ભાગવત વિચારસુધા' લેખ સંચયને આધારે કરી શકાય. ભાગવત ગ્રંથના કથા પ્રવચનો ઉપરાંત જ્યારે ગુજરાત વિદ્યાસભાએ શ્રીમદ્‌ ભાગવતની સમીક્ષિત આવૃત્તિ તૈયાર કરવાનું કામ શરૂ કર્યું ત્યારે પ્રારંભમાં ત્રણેક વર્ષ શ્રી પંડિતજીએ ભાગવત સંશોધન વિભાગના અધ્યક્ષ તરીકે જે સેવાઓ આપી એમાં એમને શ્રીમદ્‌ ભાગવતની વિવિધ આવૃત્તિઓનો સંશોધનાત્મક દૃષ્ટિબિંદુથી અભ્યાસ કરવાનું પણ પ્રાપ્ત થયું. એમની આ કામગીરી દરમ્યાન એમણે ભાગવત વાચના માટેના ત્રણ મુખ્ય પાઠ ગૌડીય, કાશિક અને ગૂર્જર વાચનાનો એક આલેખ તૈયાર કર્યો તે નોંધપાત્ર બન્યો.

'ભાગવત વિચારસુધા' નામનો પંડિતજીનો ભાગવત વિષયક લેખસંગ્રહ ભાગવત વિશેના એમના વિવિધ વિચાર રજૂ કરે જે. 'ગીતાધર્મ'ના સંપાદક રૂપે ભાગવતવિશે જે વિશેષાંક તૈયાર થયા એમાં એમણે આ લેખો સમયાંતરે પ્રગટ કરેલા છે. આ લેખ સંગ્રહના પ્રારંભમાં કેટલાક

વિદ્વાનોના લેખો રજૂ થયા છે જે પંડિતજીના સંપાદન કાર્યના અભિપ્રાય રૂપે રજૂ થયા છે. આ લેખોમાં જે તે વિદ્વાનોનો ભાગવત ગ્રંથ માટેનો અહોભાવ પ્રધાનપણે પ્રગટ થયો છે.

એમના ભાગવત વિષયક લેખોમાં ભાગવતના અભ્યાસી અને સંશોધક તરીકેની એમની સન્નિષ્ઠ મથામણ પ્રગટ થઇ છે. ભાગવતના એમણે આપેલ અનુવાદના સંદર્ભમાં શ્રી ઉમાશંકર જોશીએ પ્રયોજેલું 'માનસ મહોત્સવ' વિશેષણ એમના ભાગવતગ્રંથ સાથેના કૃતાર્થ અનુબંધનો નિર્દેશ કરે છે.

'ભાગવત સ્તુતિ પંચક' ભાગવત મહાપુરાણની પાંચ પ્રસિદ્ધ સ્તુતિઓનું શ્રી પંડિતજીએ કરેલું સંપાદનકાર્ય છે. ભાગવતનાં વિવિધ સ્કંધોમાં આવતી પરમકૃપાળુ પરમેશ્વર કે પરમતત્વની વિવિધ પાત્રો દ્વારા થતી સ્તુતિઓ એક મોટા સંશોધન પ્રબંધની ક્ષમતા ધરાવે છે. આવી અનેક સ્તુતિઓમાંથી શ્રી પંડિતજીએ ધ્રુવસ્તુતિ, પ્રહ્લાદસ્તુતિ, ગજેન્દ્રસ્તુતિ, ભીષ્મસ્તુતિ અને વેદસ્તુતિનું સંપાદન કરી એનો શ્લોકવાર અન્વય, શબ્દાર્થ, અનુવાદ અને સમશ્લોકી ભાવાનુવાદ રજૂ કર્યો છે. પ્રારંભમાં આ પાંચે સ્તુતિઓને પાંચ સ્તુતિરત્નો તરીકે ઓળખાવી પંડતિજીએ એ સ્તુતિઓ પસંદ કરવા પાછળના પોતાના દૃષ્ટિબિન્દુને રજૂ કર્યું છે. આ સ્તુતિઓનો અનુવાદ સુબોધ અને સુગમ્ય બને તે માટે પંડિતજીએ કાળજી રાખી છે. સમશ્લોકી અનુવાદને પણ બને એટલો પ્રાસાદિક રાખવા એમણે પ્રયત્ન કર્યો છે. દરેક સ્તુતિને અંતે એમણે જે તે સ્તુતિનો સાર લાઘવમાં રજૂ કર્યો છે. એજ રીતે પ્રત્યેક સ્તુતિના પ્રારંભમાં એમણે જે તે સ્તુતિનો સંદર્ભ પ્રગટ કરી આપીને એ સ્તુતિના સાર સ્વાનુભવ માટે યોગ્ય ભૂમિકા રજૂ કરી છે. આ પાંચે સ્તુતિઓની પંડિતજીએ કરેલી પસંદગી ભાગવતનાં ભાવબિંન્દુઓનું ભાવન કરવામાં તેઓ સફળ રહ્યાં છે તેમ સિદ્ધ કરે છે. અલબત્ત આ સ્તુતિઓના સંસ્કૃત પાઠમાં રહેલા અસંખ્ય મુદ્રણદોષ સંસ્કૃતના જાણકાર વાચકોને અકળાવે છે. એટલું જ નહિ મૂળ પાઠની રસનિષ્પત્તિમાં મોટા અવરોધરૂપ બને તેવા તે દોષો છે. આ પુસ્તિકાની બબ્બે આવૃત્તિઓ થઈ હોવા છતાં એમાંના આ મુદ્રણદોષોને સુધારી લેવામાં આવ્યા નથી તે કમનસીબ ગણાય "हकः शल्यः सम्यक ज्ञातः सम्यक् प्रयुक्त स्वर्गे लोके च कामधुक् भवति" સારી રીતે પ્રયોજાએલો એક શબ્દ ઈહલોક અને પરલોકમાં પણ કામધેનુની ગરજ સારે છે, એવા શાસ્ત્રવચનના જાણકાર પંડિતજી આ પરમ પાવનકારી સ્તુતિવચનોમાં આવી અશુદ્ધિઓનું નિર્વહણ કરી એ તે કોઈપણ રીતે યોગ્ય ન કહેવાય. આશા રાખીએ કે પંડિતજી હવે પછીની આ બન્ને ગ્રંથોની પુનરાવૃત્તિઓમાં એ ગ્રંથોને વધારે સુશ્લલ અને શુદ્ધ બનાવવા પૂરતો પ્રયત્ન કરશે.

શ્રી પંડિતજીની ભાગવતભક્તિ પ્રશસ્ય છે. ભાગવત ભગવાન અને વેદભગવાન માટેની એમની ભક્તિ એમન વૈયક્તિક જીવનમાં અને સમષ્ટિજીવનમાં ઉત્તરોત્તર વધુને વધુ અર્થપૂર્ણ અને ફળદાયી બને એવી હૃદયની શુભેચ્છાઓ સાથે પરમકૃપાળુ પરમેશ્વર એમને નિરામય દીર્ઘાયુષ્ય બક્ષે અભ્યર્થના.

# મધુરદર્શી આચાર્ય

—નીતીન દેસાઇ

મનુષ્યની મૂળ શોધ આનંદની છે. તે આપણા કવિવરે બરોબર પારખ્યું છે : નંદિત કરો, નંદિત કરો, નંદિત કરો હે.' એક આંગ્લ કવિએ આધુનિક મનુષ્યની કરુણાન્તિકા જ આ શબ્દોમાં ગાઈ લાગે છે : 'where wealth aecumlates and man decays !' ('છતી સંપત્તિએ મનુષ્ય પોતે જ ખવાતો જાય છે!' નવી અણધારી લાધેલી સંપત્તિથી ફુલાતો ક્યારેક તો પોતાની ઉપલબ્ધિની શૂન્યતા અનુભવે જ છે. એ પોતાની સંપત્તિનો સુયોગ્ય આદાતા શોધે છે ને વેદના કવિની જેમ પૂછે છે : "कस्मै देवाय हविषा विधेमे !" ("કયા દેવને હવિર્દ્રવ્ય ધરાવીશું ?") આધુનિક મનુષ્ય ધ્યેયની શોધમાં ભૂતકાળનાં પ્રકાશસ્થાનો તરફ વળ્યા વગેરે રહેવાનો જ નથી. એ નમ્રતાથી કહેશે : "કલ્યાણકારી વિચારો ચારે બાજુથી ભલે આવે." ("आ नो भद्रा क्रतवो यन्तु विश्वतः!") એવાં પ્રકાશસ્થાનો વત્તેઓછે અંશે વિવિધ રાષ્ટ્રોના ભૂતકાળમાં પડેલાં છે. ભારતવર્ષ આ બાબતમાં દરિદ્ર નથી જ.

ભારતવર્ષના અનુભવનો સાર છે : "ત્યજીને ભોગવો." અરણ્યના એકાંતને સેવતા મનીષિઓએ અકર્મ વડે દિવ્ય કર્મ કર્યું છે–ભૂતમાત્રના એકત્વના દર્શનનું. એ દર્શનથી હરખાઇને એને નામ આપ્યું છે વેદાન્ત (વેદનો અંત) એ દર્શન કોઈ વ્યક્તિ કે વ્યક્તિ સમૂહોનું ન રહેતાં સમષ્ટિનું બન્યું છે. ભારતીય સમાજ અને વાઙ્મયમાં જે સદ્ગુણોનો મહિમા ઘૂંટી ઘૂંટીને ગવાયો તે બધાના પાયામાં છે સર્વના એકત્વનું ઓસાણ. વેદો, ઉપનિષદો, પુરાણો, ઇતિહાસ દ્વારા ક્રમશઃ વિકસતુ રહેલું આ દર્શન કેટલાક ત્યાગી, તપસ્વી ધુરંધરો દ્વારા વિશિષ્ટ ઘાટ પામ્યું છે. એ ધુરંધરોને પ્રજાએ 'આચાર્ય' ('આચારથી શીખવનારા') તરીકે વિધિપૂર્વક પોતાના હૃદયમાં અભિષિક્ત કર્યા છે. 'આચાર્ય' શબ્દની ગરિમા ભારતવર્ષે સતત જાળવી છે. વેદાંતદર્શનના પાંચ પ્રતિનિધિરૂપ આચાર્યો પ્રસિદ્ધ છે : શંકર, મધ્વ, નિમ્બાર્ક, રામાનુજ અને વલ્લભ. આમાં अखिलं मधुरंના ઉદ્ગાતા વલ્લભ કાળદષ્ટિએ છેલ્લે આવે છે તે હકીક્ત કદાચ એમને મૂલવવામાં મહત્ત્વની બની રહે. તેમના દ્વારા સ્થપાયેલો પુષ્ટિસંપ્રદાય આજે પણ વિદ્યમાન છે. વલ્લભાચાર્યનાં જીવન, તત્ત્વદર્શન અને સંપ્રદાયનો સુપરિચય શ્રી વિષ્ણુદેવ પંડિતે 'શ્રીમહાપ્રભુજી' પુસ્તકમાં કરાવ્યો છે. સન ૧૯૪૩ માં લખાયેલા પુસ્તકની ચોથી આવૃત્તિ ૧૯૮૫ ના વર્ષમાં બહાર પડી છે તે એક સૌભાગ્યસૂચક ઘટના છે.

નામે અને બાકીનાં ત્રીજી અને ચોથી આવૃત્તિનાં પ્રાસંગિક નિવેદનો-તેમ જ શ્રી જેઠાલાલ ગો. શાહ લિખિત 'આમુખ' પંદરેક પાનામાં પથરાયેલાં છે. પુસ્તકની ભૂમિકારૂપ 'પગદંડી'માંનું નિવેદન લેખક સજ્જતા અને નમ્રતાનો તૃપ્તિકારક અનુભવ કરાવે છે. લેખકે આમાં પોતાના વિષે અલ્પોક્તિ જ કર્યાનું અનુભવાય છે. પુસ્તકને છેડે લેખકનો ટૂંકો પરિચય સહજ જિજ્ઞાસાને સંતોષે છે. પુસ્તકના પૂંઠા તેમજ અંદર છપાયેલું શ્રી વલ્લભાચાર્યનું ચિત્ર આર્ટ પેપરમાં વધુ દીપત. આચાર્યશ્રીની લાક્ષણિક મુખમુદ્રા ઘણું કહી જાય છે. ઉપર્યુક્ત ત્રણ વિભાગો વાચન દરમ્યાન જુદા તરી આવે તેમ છાપ્યા હોત તો વધુ સારું થાત. પુસ્તકની ત્રીસ રૂપિયા કિંમત પરમાર્થીઓ માટે ઘટાડાય તે ઈષ્ટ છે.

'જીવનચરિત્ર' વિભાગમાં અગિયાર પેટા ભાગો છે તત્કાલીન રાજકીય અસ્થિરતાનું ચિત્ર આચાર્યશ્રીના પુરુષાર્થને સમજવા માટે ઉપકારક છે. આચાર્યશ્રીની સાતેક પૂર્વ પેઢીઓનું ટૂંકું વર્ણન તેમની વેદાધ્યયન, યજ્ઞયાગ, ભક્તિ અને સાહિત્ય રચના અંગેની સાધનાની સારી ઝાંખી કરાવે છે. વ્યક્તિના ઘડતરમાં કુળ પરંપરાનો ફાળો અવગણી ન શકાય એ વાતને અહીં સમર્થન મળે છે. કુળ પરંપરામાં ધર્મનિષ્ઠ ગૃહસ્થાશ્રમને પણ યોગ્ય સ્થાન મળેલું એ વાત પણ તૃપ્તિકારક બની રહે છે.

આ જીવનચરિત્રમાં અતિરંજિત દંતકથાઓને વિશેષ સ્થાન ન અપાયાથી આજના વાચકને રસ પડે છે. આચાર્યશ્રીનાં જન્મ, શિક્ષણ, પરિભ્રમણ, આચાર્યપદ, ગાર્હસ્થ્ય, સંન્યાસ અને સદ્‌ગતિની વિગતો પૂરતા વિસ્તારવાળી અને ચરિત્રનાયક પ્રતિ અહોભાવ જન્માવનારી છે. આત્મોન્નતિ અને લોકસંગ્રહ માટેનો સ્થિર પુરુષાર્થ વાચકહૃદયને આકર્ષે છે. સંન્યાસ અંગેનો આચાર્યશ્રીનો યુગાનુરૂપ ભક્તિમાર્ગીય અભિગમ તેમના વ્યક્તિત્વની સમતુલા સૂચવે છે. આચાર્યપદના સ્વીકાર વખતની તેમની નિસ્પૃહતા; અનેક વાદો સંપ્રદાયોને સમભાવે સમજવાની ઉલટ, માનાપમાનો પ્રત્યેનું તેમનું સમત્વ, જ્ઞાનપૂત ભક્તિના સેવનમાંથી તેમનામાં જન્મેલા લોકાકર્ષક હૃદયગુણો, વાદ અને સાહિત્ય રચનાની લોકસંગ્રહકારી પ્રવૃત્તિ પ્રત્યે પણ ક્રમશઃ સાધાયેલો તેમનો વૈરાગ્ય, ઉત્તરાવસ્થામાં તેમણે અનુભવેલો કૃષ્ણવિરહનું ઉત્કટ તપ—આવા બધા તેમના ચરિત્રના અતિશયો એ તેમને માટે વેદરૂપી કલ્પતરુનું રસભર્યું ફળ' આવું મૂળ તો ભાગવત માટે પ્રયોજાયેલું) બિરુદ યોજવા આપણને પ્રેરે છે. આ સંદર્ભમાં તેમના-વિલક્ષણ અલૌકિક લાગતું વર્ણન શ્રદ્ધેય બને છે—રસસિદ્ધોની યશઃકાયાને જરા-મરણ હોતા નથી.

આચાર્યશ્રીની લેખનપ્રવૃત્તિનું વર્ણન પણ એમના ચરિત્રાંકનના અનિવાર્ય ભાગરૂપે જ આસ્વાદ્ય બને છે. આવી વિભૂતિઓના અક્ષરદેહની ઉપાસના અવિનાશી અંતરંગમાં પ્રવેશવાનો ઉપાય છે. આચાર્યશ્રીની સાહિત્યિક પ્રવૃત્તિ શિષ્યો, કુટુંબીઓને અને પોતાનો અંતરાત્મા —એમ વિવિધ-સુનિશ્ચિત પાત્રો માટે હતી એ હકીકત સાહિત્ય પ્રવૃત્તિમાત્ર[illegible] દર્શક છે.

હોઈ શકે. આચાર્યશ્રીના નાના પુત્ર વિઠ્ઠલેશજી અને તેમના પુત્રો દ્વારા પુષ્ટિમાર્ગના સ્થિરીકરણનો દૃઢ પુરુષાર્થ થયો. આ પરંપરામાં જ થયેલા 'અષ્ટ છાપ' કવિઓનો ટૂંકો પરિચય યોગ્ય પુરવણીરૂપ છે. આચાર્યશ્રીની ચોર્યાશી બેઠકોનું ટૂંકું વર્ણન તેમનાં પરિભ્રમણની સાક્ષી પૂરે છે. પુષ્ટિસંપ્રદાયે ભારતીય કાવ્ય પરંપરામાં પણ સારો એવો ફાળો આપ્યો એ હકીકત ભારતવર્ષમાં ધર્મ અને કળાના કાયમી સગપણની વાતને જ દૃઢાવે છે.

સિદ્ધાન્ત અને સંપ્રદાયને લગતા વિભાગો વલ્લભાચાર્ય અને તેમના સંપ્રદાયની સમગ્ર સાહિત્યપરંપરાના લેખકના પરિશીલનને આધારે લખાયા છે તે, ઠેર ઠેર વિભિન્ન ગ્રંથોમાંથી ઉદ્ધૃત કરાએલાં અવતરણોને આધારે પણ સમજાય છે. આથી જિજ્ઞાસુ વાચક મૂળ ગ્રંથોના અધ્યયન તરફ પણ પ્રેરાય છે.

'શુદ્ધાદ્વૈત વેદાન્ત' અંગેનો વિભાગ પાંચ પેટાવિભાગોમાં વહેચાયેલો છે. પાંચે આચાર્યોના વેદાન્તવિષયક ચિંતનમાં રહેલા સામ્યનાં મુદ્દાઓને પ્રધાન્ય આપીને જ લેખકે તેમના મતોમાં જીવ, જગત અને ઈશ્વરના સંબંધ બાબતની ભિન્ન કલ્પનાઓ વર્ણવી છે. ત્યારબાદ વલ્લભાર્યના શુદ્ધાદ્વૈતવાદની વિસ્તૃત સમજૂતી અપાઈ છે. ત્રીજા મુદ્દામાં, અન્ય વેદાંતાચાર્યોની જેમ વલ્લભાચાર્ય પણ તત્ત્વજ્ઞાન માટે કેવળ શ્રુતિપ્રમાણને જ માન્ય કરે છે તે વાત તર્કપૂર્વક સમજાવાઈ છે. તેઓ 'ભાગવત'ને વેદના નૂતન અવતરણરૂપેગણી તેને સૌથી વધારે મહત્ત્વ આપે છે. આ વિભાગમાં વિશેષ રસપ્રદ છે. છેલ્લા બે ભાગો; પરમાત્મા અને જીવાત્માના સ્વરૂપ અંગેના આ બંનેના સ્વરૂપ અંગે વિશિષ્ટ પરિચ્છેદો પાડીને પાયાના ખુલાસા કર્યા છે. શુદ્ધાદ્વૈતને સમજવામાં આ બે જ મુખ્ય મુદ્દા છે. એકંદરે આ આખો બીજો વિભાગ વલ્લભાચાર્યના જીવનદર્શનને સમજવા માટે પાયારૂપ છે

શુદ્ધાદ્વૈતવાદમાં ઈશ્વરવિષયક વિશિષ્ટ કલ્પનાને કારણે મુક્તિના સાધન તરીકે ભક્તિને પ્રદાન ગણી છે. ભાગવતોક્ત 'પુષ્ટ' એટલે કે અનુગ્રહ એ ઈશ્વરનું સ્વરૂપ હોઈ આ પંથ 'પુષ્ટિમાર્ગ' કહેવાય છે. આ સાધનવિચારને સમજવા માટે ગ્રંથનો ત્રીજો વિભાગ ઉપકારક છે. એના પણ પાંચ પેટાભાગો છે. પ્રથમ ભાગમાં ઈશ્વરના કૃપાભાવને સમજાવી પ્રેમલક્ષણા ભક્તિનું સ્વરૂપ સમજાવ્યું છે. પુષ્ટિમાર્ગીય ભક્તિ તાપ, ક્લેશ આદિના પ્રાધાન્યવાળી ઉત્કટ છતાં આનંદલક્ષી ભક્તિ છે. ભાગવતોભક્ત નવધા ભક્તિ તો પ્રેમલક્ષણા ભક્તિના સાધન તરીકે જ ઉપયુક્ત છે. સૂફીપંથ–ગ્રંથ સાથે આની સરખામણી થઈ શકે. બીજા ભાગમાંની શ્રીકૃષ્ણના સ્વરૂપની સવિસ્તર ચર્ચા કંઈક પુનરાવર્તનોવાળી અને બુદ્ધિગ્રાહ્યતામાં ઊણી ઊતરતી લાગે છે. ત્રીજા ભાગમાં ઈષ્ટદેવ શ્રીનાથજીનાં પ્રાગટય, સ્થળાંતરો અને નાથદ્વારામાં સ્થિરીકરણ અંગેનું અર્ધચમત્કારી કથાનક જ આપ્યું છે. આ વર્ણન સાથે ઐતિહાસિક પુરાવાઓની છણાવટ ઉમેરી હોત તો નિરૂપણ રસપ્રદ બનત. આમાં છેલ્લે શ્રીનાથજીનાં અંગેનું ગૂઢ મહત્ત્વ પરંપરાગત રીતે નિરૂપાયું છે. ચોથા ભાગમાં વૈષ્ણવદીક્ષાના આવશ્યક બે સંસ્કારો સમજાવાય છે. છેલ્લા ભાગમાં આ ભક્તિમાર્ગ અનાચારપોષક નથી તે બતાવવા ધર્મશાસ્ત્રપ્રોક્ત આચારધર્મ, જ્ઞાન, કર્મ, પુરુષાર્થ ઇન્દ્રિયજય આદિનું પણ આ પંથમાં મહત્ત્વ છે જ તે બતાવ્યું છે. આ ચર્ચા કંઈક વધારે

